

સ્વ. શાંતમૂર્ત્તિશ્રી કર્પૂરવિજયજી મહારાજ

જન્મ સંવત ૧૯૨૫ દીક્ષા સંવત ૧૯૪૭ વૈશાખ શુદિ ૬

સ્વર્ગગમન સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ પાલીતાણા.

શ્રી મહોદય પ્રી. પ્રેસ-ભાવનગર.



અનુયોગાચાર્ય પન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવર

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર.

# અનુયોગાચાર્ય પંન્યાસજીશ્રી પ્રીતિવિજયજી

પૂજ્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી મહારાજનો જન્મ સુરત પાસે રાંદેરમાં સં. ૧૯૫૩ ના કાર્તિક વદિ ૧૦ ને દિવસે થયો હતો. તેમની દીક્ષા સંવત ૧૯૭૩ ના વૈશાક શુદિ ત્રીજે બોરૂગામે થઇ હતી. તેઓ આચાર્ય શ્રી મોહનસૂરિજીના શિષ્ય છે. તેમની વડી દીક્ષા સં. ૧૯૭૩ ના અશાડ શુદિ ૧૧ રાજનગર( અમદાવાદ )માં થઇ હતી. તેમને પંન્યાસપદ સં. ૧૯૯૧ ના પોશ વદિ ૬ આટકોટ મુકામે શેઠ માણેકલાલ મનસુખભાઇના સંઘ વખતે શેઠના તરફથી આપવામાં આવ્યું હતું. તેઓને હાલ બે શિષ્ય છે જેમના નામ **સુભદ્રવિજયજી** તથા **રંજનવિજયજી** છે. છેલ્લા બે વર્ષથી તેઓનું ચોમાસુ મુંબઇ ખાતે થયું છે. તેમના ઉપદેશથી જ મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિની સ્થાપના થઇ છે અને પૈસા ભરાવવાનો સર્વ જશ તેમને ફાળે જ જાય છે. તેઓ સદ્‌ગત કર્પૂરવિજયજીના પરિચયમાં પંદર દિવસ પાલીતાણા મુકામે આવ્યા હતા અને તે વખતે સદ્‌ગતને માટે તેમને એવી સરસ છાપ પડી હતી કે તેમણે એ પુણ્યપુરૂષના સ્મારક માટે બને તેટલું કરવું એવો દૃઢ નિશ્ચય કર્યો હતો. આ લેખસંગ્રહ અને હવે પછી જે પુણ્યના કામો આ સ્મારક સમિતિ તરફથી થશે તેનો મુખ્ય યશ તેમને જ ઘટે છે. મુંબઇના ચાતુર્માસ દરમ્યાન તેમણે શ્રીમાન્ જૈનભાઇઓ મારફતે એવા ધાર્મિક કાર્યો કરવાનો યશ લીધો છે કે જેવો યશ અત્યારસુધી મુંબઇમાં આવેલા બહુ થોડા મુનિરાજો લઇ ગયા છે. સમિતિનું કામ પંન્યાસજીની સૂચના અને સલાહ અનુસાર થતું હોવાથી ધર્મથી વિપરીત જરા પણ કાર્ય થવાનો સંભવ નથી. તેઓ આવા અનેક ધાર્મિક કાર્યો કરી જૈનધર્મની ઉન્નતિ કરવા દીર્ઘાયુ થાઓ.

સેવક—

**શાહ નરોત્તમદાસ ભગવાનદાસ**

ઑનરરી મંત્રી.

# ઉપોદ્‌ઘાત

માનસવિદ્યાનો એક અવિચલિત નિયમ છે કે ઉપદેશ આપનારનાં મન-વચ-ક્રિયામાં એકવાક્યતા હોય ત્યારે જ તેનો ઉપદેશ એના શ્રવણ કરનાર કે વાંચનારના મન પર અદ્‌ભુત અને અસાધારણ અસર ઉત્પન્ન કરે છે. મનુષ્યસ્વભાવ એવો છે કે એ જ્યારે કોઇ અન્ય વ્યક્તિ ઉપદેશ આપવા બહાર પડે છે ત્યારે તેના વર્તન અને વ્યવહારમાં ઉપદિષ્ટ વિષયની સ્પષ્ટ છાયા પડેલી છે કે નહિ તે તરફ જુએ છે. ' કહેવુ કાંઇક ને કરવું કાંઇક ' એ વાતને સમાજમાં લગભગ નહિજેવું જ સ્થાન પ્રાપ્ત થાય છે. જે વ્યક્તિ સ્વચ્છ વિચાર કરી શકે છે, વિચારે છે તેવું જ બોલે છે અને વિચાર અને વાણીને અનુસરતું પોતાનું વર્તન કરે છે તે જ્યારે ઉપદેશ આપે છે ત્યારે તેની કહેલી હકીકત પ્રેરણા આપે છે, શ્રોતાના મન આકર્ષે છે અને સ્પષ્ટ અસર કરનાર થાય છે.

આ દૃષ્ટિએ જોતાં પૂજ્યપાદ સન્મિત્ર કર્પૂરવિજયજીના લેખોને જનતાનાં હૃદયમાં ઉચ્ચ સ્થાન ઘટે છે. એમનું સમસ્ત સાધુજીવન જેમણે જોયું છે તે જાણે છે કે, તેઓશ્રી વૈરાગ્યરંગથી પૂર્ણ રંગાઈ ગયેલા હતાઃ એમના વિચારમાં જનસમુદાય તરફ વિરાગ ભાવના ફેલાવવાના અનેકવિધ તરંગો નિહાળ્યા છે, એમના જીવનમાં વાણીસંયમ અસાધારણ પ્રકારનો અનુભવ્યો છે, એમની કપડાં વિગેરે તરફની નિર્લેપતા નજરે જોઈ છે, એમનો સાદો અને સાત્ત્વિક ખોરાક વહોરાવતી વખત હૃદયંગમ થયેલો જોયો છે, એમની હલનચલન ક્રિયામાં વિશિષ્ટ ઉપયોગ ધ્યાન રાખી નિર્દિષ્ટ કરેલો છે, એમની વાણીમાં શિષ્ટ વિશેષણો અને કટુતા કે કચવાટની ગેરહાજરી હોવાથી તે ધ્યાન ખેંચનારી નીવડી છે અને ખાસ કરીને એમની નિખાલસ વૃત્તિ, જનોપકાર કરવાની તીવ્ર ભાવના અને અસંગતા સાથે જનતાનો વિકાસ કરવાના પ્રસંગોનું અસામાન્ય એકીકરણ અવલોકયું છે. આવા અસાધારણ સંત મહાત્માઓ કોઇ વાર જ

જનતામાં નીકળી આવે છે અને નીકળી આવે છે ત્યારે પૂર્વકાળમાં આનંદઘનજી કે કર્પૂરચંદજી( ચિદાનંદજી )ની સાચી યાદ આપે છે. જેમણે આખા જીવનમાં એક પણ શત્રુ કર્યો ન હોય, જેમણે નાના બાળકને પણ હલકે નામે બોલાવ્યો ન હોય, જેમણે એક વસ્તુ લેતાં કે મૂકતાં જીવહિંસા આડકતરી રીતે પણ ન થઇ જાય તેનું ધ્યાન રાખેલું હોય, જેમણે હલકા માણસને કે પાપાચરણ કરનારને પણ શુદ્ધ સરળ રીતે સુમાર્ગ પર લાવવાના ભવ્ય પ્રયત્નો ઉચિત શબ્દોદ્વારા કર્યાં હોય, જેણે આત્મવિકાસને પંથે મહાપ્રયાણ આખા જન્મમાં એકધારાએ કર્યું હોય એવા વિશિષ્ટ યોગીની અમૃતધારા લેખિનીદ્વારા રહી ગઇ એ આપણા આનંદનો વિષય છે. એ વિશિષ્ટ જીવનના ઉચ્ચ પ્રવાહોને ચિરસ્થાયી કરવા એ આપણું કર્તવ્ય છે, આપણો લ્હાવો છે, આપણા જીવનની ધન્ય પળ છે.

જ્યાં હૃદયમાંથી ઉદ્ગારો નીકળ્યા હોય ત્યાં બાહ્ય સાહિત્યદૃષ્ટિ ઘણી વાર સ્ખલના પામે છે. સાહિત્યદૃષ્ટિમાં કેટલીક વાર વચનની કે કવનની વિશિષ્ટતાને બદલે ભાષાડંબર કે શબ્દરચનાને પ્રાધાન્ય મળે છે, પણ જ્યાં હૃદય હૃદયને ઉદ્દેશીને વાત કરતું હોય, આત્મા આત્માને ઉદ્દેશીને વ્યવહારના ઉચ્ચ માર્ગો બતાવતા હોય, ત્યાં સાહિત્યની સ્થૂળદૃષ્ટિ પણ નમન કરે છે, વંદન કરે છે અને પોતાની બાહ્ય વિશિષ્ટતા કે વિચારણાને ઘડીભર વિસરી જઇ અનનુભૂત શાંતિ અનુભવે છે. આ દૃષ્ટિએ પૂજ્યપાદ સન્મિત્ર સદ્ગુણાનુરાગીના લેખો અનુભવવા–જીવવા યોગ્ય છે.

મહાત્મા ગાંધીજીએ ગુજરાતી સાહિત્યમાં જે મોટો ફેરફાર કરી નાખ્યો છે તેમાં વિશિષ્ટતા વિચારસ્પષ્ટતાની છે. એમણે વાણીવિલાસ કે ભાષાપટુતા છોડી દીધા, એમણે ચાર ચોપડી ભણનાર પણ એમનું ગુજરાતી સમજી શકે એવી ભાષા શરૂ કરી. એમણે આકરા સંસ્કૃત શબ્દો અને પ્રયોગોને તિલાંજલિ આપી, એમણે આડંબરી કે અઘરી ભાષા છોડાવી આખા ગુજરાતી સાહિત્યમાં નવો યુગ આરંભ્યો. આ નવયુગમાં જે નવ સાહિત્યરચના થઇ અને સાદી ભાષામાં પ્રૌઢ વિચારો સરળ રીતે મૂકવાની નવી પ્રણાલિકા ચાલુ થઈ તે વર્ગમાં યોગી

કર્પૂરવિજયજીના લેખો બરાબર આવે છે, તે જરા ભાષાદૃષ્ટિએ ઊંડા ઉતરનાર સમજી શકશે. આ નજરે પણ એ છૂટાછવાયા લેખોને સ્થાયી રૂપ આપવું ખૂબ સુયોગ્ય લાગ્યું છે.

કેટલાંક પુસ્તકો એક વાર વાંચી મૂકી દેવા જેવાં હોય છે, કેટલાંક પરાવર્તન કરી ગળે ઉતરવા યોગ્ય હોય છે અને બહુ થોડાં વારંવાર પુનરાવર્તન કરી પચાવવા યોગ્ય હોય છે. પૂજ્ય સન્મિત્રનાં લેખો આ ત્રીજી કક્ષામાં આવે છે, એ વિચાર કરવાથી સમજી શકાય તેવી હકીકત છે.

શ્રીમાન્ કર્પૂરવિજયજી જેમ બોલવામાં સંયમી હતા તેમજ લખવામાં પણ સંયમ રાખતા હતા. એમને કાગળ નકામો બગાડવો પોષાતો નહોતો, તેમ લખવા ખાતર લખવાનું પસંદ નહોતું. એટલે એમના શાંતજીવનના સારરૂપ તેઓશ્રી જે લખતા તેમાં સાધ્યની સ્પષ્ટતા અને વિચારની ગંભીરતાને અગ્રસ્થાન મળતું. યોગજીવનને જીવન્ત કરાવતુ અને છતાં શુદ્ધ વ્યવહારની દિશા બતાવતું તેઓનુ સાહિત્ય એક સ્થાને એકત્રિત થાય અને ચિરંજીવ થાય તો તેનાથી અનેકવિધ લાભ થવાનો પૂરતો સંભવ હોવાથી એ વાતને જનતાએ ઉપાડી લેવા જેવી લાગી અને તે ભાવનાને સ્થાયી સ્વરૂપ મળતું જોઇ આનંદ થાય તેમાં નવાઈ નથી.

આ સાહિત્ય સંગ્રહમાં ક્વચિત્ પુનરાવર્તન દેખાશે એટલે એક ને એક વિષય પર જુદા જુદા આકારમાં ઉલ્લેખ થયેલ દેખાશે એ પ્રમાણે ક્વચિત ક્વચિત થયેલ છે, પણ એનુ કારણ એ છે કે આ લેખો પુસ્તકાકારે પ્રકટ કરવાના ઇરાદાથી લખાયલા નહોતા. નાના લેખોમાં જુદે જુદે વખતે પુનરાવર્તન થાય તો તેમાં દોષ જેવુ કાંઈ નથી. અભ્યાસ, ઔષધ અને ઉપદેશમાં પુનરાવર્તન દોષ નથી પણ ગુણ છે એવી આર્યસંસ્કારસ્વામીઓની વિશિષ્ટ માન્યતા છે. એની પાછવાડે રહેલો હેતુ જનોપકાર કે સ્વાસ્થ્યનો હોઈ એ સર્વ પ્રકારે આદરણીય છે.

સં. ૧૯૯૪ ના ચાતુર્માસમાં શ્રી ગોડીજી મહારાજ (પાયધુની–મુંબઇ)ના ઉપાશ્રયે પૂજ્ય યોગી શ્રી કર્પૂરવિજયજીના સ્વર્ગવાસ પછીની પ્રથમ વાર્ષિક તિથિને દિવસે તેમના ગુણગ્રામ ચાલતા હતા ત્યારે તેઓશ્રીના લેખો જે છૂટા

છૂટા છપાયા છે તેને એક સ્થાનકે કરવાની સૂચના માન્યવર પંન્યાસ શ્રી **પ્રીતિવિજયજી** મહારાજે ઉપાડી લીધી, સદ્‌ગતનું સ્મારક કાયમ કરવા એક નાની વગદાર સમિતિ નીમી અને સદર સમિતિના પ્રયાસ અને મહારાજ શ્રી પં. પ્રીતિવિજયજીની પ્રેરણાનું પરિણામ આ ગ્રંથમાળા છે. આ ગ્રંથમાં પૂજ્ય સદ્‌ગતના અનેક લેખોનો સંગ્રહ છે. આ પ્રમાણે એ લેખ સંગ્રહ ચાલુ રહેશે અને અનેક માસિક તથા સાપ્તાહિકમાંથી તેઓના પ્રકટ થયેલા લેખો એકઠા કરી જાહેર જનતા સમક્ષ અભ્યાસ માટે મૂકવામાં આવશે. એના વિષયવાર વર્ગીકરણ વિગેરેની અનુક્રમણિકાઓ આપવામાં આવશે. લેખસંગ્રહને ઉપયોગી અને સુવાચ્ય કરવા માટે બનતી તજવીજ કરવામાં આવશે.

આ પુસ્તકમાં આવેલ લેખોને અંગે એક વાત કરવાની ખાસ આવશ્યકતા છે. કેટલીક વાર સામાન્ય લાગતા વિચારોની પાછળ અદ્‌ભુત ભાવ ભરેલા હોય છે, કેટલીક વાર ભાષાના આડંબરમાં વિચાર તણાઈ જાય છે અને કેટલીક વાર ભાષાનું ઠેકાણુ હોતું નથી તેમજ વિષયની સ્પષ્ટતા હોતી નથી. આ ત્રણ પ્રકારને અંગે બારિકીથી અભ્યાસ કરતાં પૂજ્ય સન્મિત્રના લેખો પ્રથમ કક્ષામાં આવે છે. એમની ભાષાની સાદાઇ અને વિચારપ્રૌઢતા સાથે તેઓશ્રી એક પણ લેખમાં સાધ્ય ચૂક્યા નથી અને હેતુ વગરની એક પંક્તિ પણ લખી નથી. એમની ગૃહસ્થ જીવન ઉચ્ચ કરવાની તમન્ના, આત્મપ્રગતિ સાધ્ય કરવાની રસજ્ઞતા અને જનતાનો વ્યવહાર ઉચ્ચ થવા સાથે પ્રાગતિક થાય તેની માર્ગદર્શીતા પ્રત્યેક લેખમાં જણાઈ આવશે.

પરોપકારપરાયણ જીવન, ધ્યાનધારામાં એકત્રિત થયેલ મન, સિદ્ધગિરિના સાનિધ્યમાં પ્રાપ્ત થયેલ વિશિષ્ટ ક્ષેત્ર, ખટપટ કે આડંબર વગરનું વિશિષ્ટ વર્ચસ્વ–આવી વિશિષ્ટ ભૂમિમાંથી જે વિચારો નીકળે તેમાં શું બાકી રહે? એનો લાભ આત્માર્થીને અવશ્ય થાય, જે માર્ગ ભૂલ્યા હોય તેને રસ્તે પણ જરૂર લઇ આવે. આ દૃષ્ટિએ આ સત્કાર્યનો જનતા સ્વીકાર કરી આ ગ્રંથરત્નોનો પૂરતો લાભ લે એટલું ઇચ્છવામાં સ્વોપકાર અને સદ્‌ગત યોગીને યોગ્ય અંજલી છે.

આ પ્રથમ વિભાગમાં સદ્‌ગુણાનુરાગીના "શ્રી જૈન ધર્મ પ્રકાશ"માં આવેલા લેખોનો સંગ્રહ છે. એની પ્રસિદ્ધિની તારીખો જોતાં લેખક તરીકે શ્રીયુતનો ક્રમસર કેટલો વિકાસ થયો છે તે જોવામાં આવશે. આ ગ્રંથમાળામાં સદર માસિકમાં પ્રકટ થયેલા તથા અન્ય માસિકોમાં બહાર પડેલા લેખો પ્રકટ થશે. એ લેખોમાં વિવિધતા છે, છતાં સાથે દરેક લેખના અંતરમાં નિર્વેદની સાપેક્ષ દૃષ્ટિ અને સાધનનો વિશુદ્ધ ઉપયોગ કરવાનું દિશાસૂચન બરાબર તરવરી આવે છે. લેખક મહાત્માનો જીવનઉદ્દેશ 'સાધ્યપ્રાપ્તિ' નો હતો અને તે માટે તેઓએ જ્ઞેય, શ્રધ્ધેય અને અનુષ્ઠેય માર્ગો અનેક રીતે બતાવ્યા છે એ દરેક વર્ગના મુમુક્ષુને લાભપ્રદ નીવડે તેવો છે. ક્રિયારુચિવાનને એમાં ઘણું સમજવા જેવું મળશે, જ્ઞાનરુચિવાળાને એમાંથી ઘણું જાણવા જેવું મળશે અને સંસાર ઉદ્વિગ્નને એમાં સાધનનું માર્ગદર્શન સ્પષ્ટ રીતે થઇ આવશે.

લેખોમાં વૈવિધ્ય છતાં સાધ્યને માર્ગે પ્રગતિનો મુદ્દો દરેકમાં જળવાયો છે અને તે દૃષ્ટિએ લેખો કથાનુયોગ જેવો રસ ન ઉત્પન્ન કરે તો પણ અત્યંત બોધપ્રદ હોઈ અતિ શિક્ષણીય છે, વિચાર કરીને વાંચવા યોગ્ય છે, પુનરાવર્તન કરીને મનન કરવા યોગ્ય છે, આંતર આનંદ જમાવી જીવવા યોગ્ય છે.

વિષયાનુક્રમ સળંગ અને વિષયવાર આપ્યા છે તેથી વાંચનારને ઘણી સરળતા થશે. ભવિષ્યમાં ઉપયોગી થાય તેવી સૂચનાનો ઉપયોગ સમિતિ જરૂર કરશે. છૂટા લેખો પ્રકટ થયા પછી ફંડની અનુકૂળતા પ્રમાણે સદ્‌ગતના ગ્રંથો પણ પ્રકટ કરવામાં આવશે.

આ ગ્રંથમાળાને સ્વરૂપ આપવામાં પ્રેરણાપૂર્વક ફંડ ભરાવવાનો ઉપદેશ કરનાર અને ચીવટપૂર્વક ગ્રંથપ્રસિદ્ધિ જલદી કરવાનો આગ્રહ ધરાવનાર પૂજ્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજીનો આભાર સ્વીકાર સ્મારક સમિતિ તરફથી કરવાની આ તક ઉચિત માનું છું. તેઓશ્રીનો સન્મિત્ર તરફ ગુણાનુરાગ, વારંવાર તેમને 'દાદા' ના ઉપનામથી

બોલાવવા પાછળ રહેલ હાર્દિક સદ્દ્ભાવ અને આદરેલ કાર્યને અંત સુધી પહોંચાડવાની વ્યવહારદક્ષતા ખાસ આકર્ષક હોઈ અભિનંદનને યોગ્ય છે.

સદ્દગતનું સ્મારક આ રીતે સ્થાયી આકારમાં થતું જોઇ કોઇ પણ મુમુક્ષુને આનંદ થયા વગર રહેશે નહિ. એક પ્રતિમા કરાવવી અથવા મહોત્સવ કરવો તે કરતાં આ સ્મારક સાચુ અને ચિરંજીવ છે એમાં બેમત પડવા સંભવ નથી. સદ્દગતના દેહવિલયને બીજે જ દિવસે આવા સ્મારકની જરૂરીઆત અને યોગ્યતા પર એક ઉલ્લેખ મેં શ્રી જૈન ધર્મ પ્રકાશમાં કર્યો હતો તેને પંન્યાસ શ્રી પ્રતિવિજયજીના સદુપદેશથી વ્યવહારુ આકાર મળ્યો જાણી મને ખૂબ આનંદ થાય છે. આ લેખ સંગ્રહનો સદુપયોગ થવાથી સદ્દગત તરફનું ઋણ કાંઇક ઓછું થાય છે અને ભવ્યાત્માને પુણ્યબંધ તેમજ નિર્જરાનું કારણ છે, એ દૃષ્ટિ ધ્યાનમાં રાખી જે ઉદાર બંધુઓએ એમાં નાની મોટી સહાય કરી છે તેનો સાભાર સ્વીકાર કર્યો છે અને જે હવે પછી કરશે તેનો સમિતિ સ્વીકાર કરશે.

જેમ વેલાને વાડની જરૂર છે તેમ એ સદ્દગત મહાત્માને શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો આધાર એટલો બધો સુંદર મળી ગયો કે જેથી તેમના પુષ્કળ લેખો તે સભાએ શ્રી જૈન ધર્મ પ્રકાશદ્વારા પ્રગટ કર્યા, તદુપરાંત એમની પ્રેરણાથી શરૂ કરેલ શ્રી બુદ્ધિ–વૃદ્ધિ–કર્પૂર–ગ્રંથમાળામાં નાના મોટા ૩૬ મણકાઓ પ્રસિદ્ધ કરી એ મહાપુરુષના પ્રયાસને એવો જીવંત બનાવ્યો છે કે તેને અંગે એ સભાનો પણ આ પ્રસંગે આભાર માનવો ઘટે છે. એ સભાના મુખ્ય કાર્યવાહકો એ મહાત્મા પર પૂર્ણ ભક્તિવાળા હોવાથી આ કાર્યને બહુ સારું ઉત્તેજન મળ્યું છે.

એમના લેખોનું સાહિત્યદૃષ્ટિએ અવલોકન હવે પછી પ્રસિદ્ધ થનાર લેખમાળામાં કરવાની ભાવના રાખી અત્ર સર્વ સહાય કરનારનો આભાર માની વિરમીશ.

મુંબઈ. પાયધુની<br>ગોડીજી મહારાજનો ઉપાશ્રય<br>પ્ર. શ્રાવણ શુક્લા તૃતીયાઃ સં. ૧૯૯૫

મો. ગિ. કાપડીઆ

# આ • મુ • ખ

**'પુરુષવિશ્વાસે વચનવિશ્વાસ'** એ સનાતન સૂત્રને ધ્યાનમાં રાખી આ 'લેખસંગ્રહ'માં એકત્રિત કરાયેલી વિવિધ સામગ્રી સંબંધમાં કંઈ વાત કરતાં પૂર્વે એના લેખક મુનિરાજ **શ્રીકર્પૂરવિજયજી**ના જીવનમાં ડોકિયું કરીએ.

**'આતમધ્યાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે'** મહાત્મા શ્રી આનંદઘનજીનું ઉપરનું વાકય ટંકશાળી છે. વીશમી સદીમાં વિચરતાં સાધુમહારાજાઓ માટે જો એને **'માપ'** તરીકે સ્વીકારીએ તો, માત્ર આંગળીના ટેરવે ગણાય તેટલાં જ મુનિઓ યથાર્થ માપમાં ઊતરે અને એમાં વિનાસંકોચે કહેવું જોઇએ કે સદ્દગત મહાત્મા મુનિશ્રી કર્પૂરવિજયજીનું સ્થાન ધુરિપદે આવે. શાંતમૂર્તિ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના સંઘાડામાં પ્રતિભાસંપન્ન અને વિદ્વાન્ સાધુઓ તો સારી સંખ્યામાં થયા છે પણ તેઓશ્રીના જેવા શાંતમૂર્તિ તો મુનિશ્રી કર્પૂરવિજયજી એકલાને જ લેખી શકાય.

મુનિ શ્રી કર્પૂરવિજયજીને જાતજાતના વિશેષણોથી અલંકૃત એવી કોઈ મોટી પદવીઓનો ભાર વહન કરવાનો નહોતો. એ પ્રતિ તેઓ-શ્રીનુ લક્ષ્ય જ નહોતું એમ કહી શકાય. તેમનું જીવન ઘણીખરી રીતે શ્રીમદ્ આનંદઘનજી કે શ્રી ચિદાનંદજી જેવા અધ્યાત્મરસિક સંતોના જીવન સહ વધુ બંધબેસતું આવે છે અને તેથી જ અભ્યાસ, આવડત અને અનુયાયી હોવા છતાં પદલાલસા તેમના મનમાં પ્રવેશી શકી નથી કે પદવીનો મોહ તેમના હૃદયને સ્પર્શી શકયો નથી.

એક કવિએ કહ્યું છે તેમ—

**સાધુ નામ તે સાધે કાયા, પાસે ન રાખે કોડીની માયા;**
**લેવે એક, દેવે ન દો, ઉસકા નામ સાધુ કહો.**

એ બે પંક્તિમાં કહેલી બાબતો સાથે મુનિશ્રીના જીવનનું તોલન કરીએ છીએ ત્યારે આજના પંન્યાસ, ઉપાધ્યાય કે સૂરિપદ કરતાં પણ જૈન સમાજમાં તેમનું 'સન્મિત્ર ને સદ્‌ગુણાનુરાગી' તરીકેનું સ્થાન અતિ ગૌરવવતુ દૃષ્ટિગોચર થાય છે.

**'નિજ સ્વરૂપ જે ક્રિયા સાધે તે અધ્યાત્મ કહીએ રે'** એ શ્રી અગિયારમા પ્રભુ શ્રેયાંસજિનના સ્તવનમાંના ઉલ્લેખ મુજબ, પવિત્ર એવા શ્રી શત્રુંજયના ડુંગર પર કેવળ નીચી દૃષ્ટિએ, ઇર્યા અને ભાષા-સમિતિનું પાલન કરતાં માર્ગ કાપી રહેલ એ સંતને જુઓ અથવા તો રાયણવૃક્ષ હેઠળના શ્રી યુગાદિ પ્રભુના પગલા સામે, એક ધ્યાનથી મીંટ માંડી રહેલ એ સાધુજીને નિહાળો ત્યારે સાધુતા શબ્દ પાછળનો સાચો ભાવ સમજાય અને 'સાધે કાયા' ની યથાર્થ પિછાન થાય. **'મૂર્છા એ જ પરિગ્રહ છે'** એવું તીર્થંકર દેવનુ કથન યથાર્થ છે એમ જે માને છે તે વસ્ત્ર–પાત્રની માયામાં ન પડે તો પછી દ્રવ્ય સંઘરવાની તો વાત જ કેવી! શ્વેત એવી ખાદીમાં સજ્જ થયેલ એ સંતને ધર્મશાળાના એકાદ કમરામાં કેવળ ધર્મધ્યાનમાં કિંવા લેખનકાર્યમાં એકાગ્રચિત્તે મગ્ન થયેલ નિરખો એટલે નિષ્કિંચનતાનો ખરો ખ્યાલ આવે. ખપ કરતાં વધુ ઉપકરણ ન મળે, તેમ ન મળે કંઇ પેટીપટારા–માત્ર જોવા મળે થોડો ગ્રંથસંગ્રહ! પણ એ પર મમત્વ ન મળે. એ પાછળ તો જ્ઞાનપ્રચારની દીર્ઘદર્શિતા અને વિશાળ ભાવના કામ કરી રહી હતી. ખપી જનને એ વિનામૂલ્યે અપાતાં અને પ્રચારકને જોઇતા પ્રમાણમાં લઇ જઇ કોઇ દૂર દૂરના અંધારા પ્રદેશમાં એ દ્વારા જ્ઞાનકિરણોનો પ્રકાશ ફેલાવવાની છૂટ હતી. તેઓના અંતરમાં પરમાત્મા શ્રી મહાવીર દેવના વચનોને વિશ્વ-ભરમાં પ્રચારવાના કોડ હતા. પોતાને એ પર અટલ શ્રદ્ધા હતી. સ્વ-

જીવનમાં એ પ્રમાણે અમલ પણ કરી રહ્યાં હતાં અને પોતે જે પિયૂષ-પાન કરી રહ્યાં હતાં તે જગતના અન્ય જીવો પણ છૂટથી કરે અને અમર બને એવી ઉદાર ભાવનાથી કલમ મારફતે તેમ ઉપદેશદ્વારા તેને વિસ્તારી રહ્યાં હતાં. ધર્મની ચર્ચા સિવાય તેમની સમિપમાં બીજી કોઈ કથની ચાલતી નહીં. ત્યાં 'દેવે ન દો' એટલે કે રાજી થઈને આશીર્વાદ દેતા નહીં અને કફા થઈને 'શ્રાપ' દેવાપણું તો હોય જ ક્યાંથી ? કર્પૂર સમ એ મીઠી સુવાસ એટલા વિશાળ પ્રમાણમાં પ્રસરી રહેલ છે કે ભારત-વર્ષમાં એવો કોઈ પ્રદેશ નથી કે જ્યાં મુનિ શ્રી કર્પૂરવિજયજીનું નામ અણસભળાયું હોય. એ ગૌરવસંપન્ન સંતના પવિત્ર જીવનની મીઠી સૌરભ તો લાંબા વખત સુધી પ્રસરતી રહેશે–ભલે આપણી સમક્ષ એ સ્થૂળદેહે મોજુદ ન હોય. એમના અક્ષરદેહ તરફ દૃષ્ટિપાત કરતાં કહેવું પડશે કે તેઓશ્રી આપણી નજર સામે છે એટલું જ નહિં પણ કેટલાય વર્ષો પર્યંત તેઓશ્રીનું પૂનિત નામ સ્મૃતિપટમાંથી ભુંસાવાનું નથી.

સારાયે જીવનમાંથી ઊડીને આંખે વળગે તેવી વાત તો એ છે કે તેઓશ્રી અહર્નિશ કંઈ ને કઈ લખ્યા જ કરતા. ભલે એમાં શબ્દનો આડંબર ન હોય, અલંકારની ભભક ન ભરી હોય, દરેકમાં નવિનતાનો ઓપ ન જણાતો હોય, છતાં ધાર્મિક અને નૈતિક મુદ્દાઓ ઉપર એવી તો સુંદર છણાવટ ટૂંકાણમાં અને સરળભાષામાં કરી હોય કે જેથી વાંચનારના અંતરમાં એ સોંસરું ઉતરી જાય. જેમના વિચાર, વાણી અને વર્તન એકધારા ઐક્યની સૂત્રગાંઠે ગંઠાયેલા છે એમના વચનો તલસ્પર્શી અસર પેદા કરે એમાં આશ્ચર્ય જેવું કઈ જ નથી. હૃદયના ઊંડાણમાંથી પ્રગટ થતાં ઉદ્‌ગારો સચોટ જ હોય. એમાં હજારોના જીવન પલટાવી નાંખવાની અચિંત્ય શક્તિ હોય છે. અલાદ્દીનના જાદુઈ ફાનસ કરતાં પણ અતિ વેગથી એ ધારી અસર ઉપજાવે છે. એ અનેરા પ્રકા-રના જાદુનો ખ્યાલ લખવા કરતાં અનુભવનો વિષય ગણાય. ' Life was not given us to be all used up in the pur-suit of what we must leave behind us when we

die ' આંગ્લ લેખક મે( May )ના એ વચનો કહે છે કે ' જિંદગી આપણને એટલા સારું નથી મળી કે જ્યારે આપણે પરભવની વાટે સંચરીએ ત્યારે આપણી પાછળ મૂકવાના સંગ્રહ માટે જ તેને આખીયે ખરચી નાંખીએ-અર્થાત્ તેનો બીજો પણ ઉપયોગ છે અને તે એ જ કે સ્વજીવન ઉન્નત બનાવવાના ઉપાયો લેવા અને સાથે સાથે પરમાર્થના કાર્યો કરવા. '

મુનિશ્રીના જીવનમાં આ પ્રકારનો સુમેળ ઠીક સધાયો છે. સાચો પરમાર્થ જ્ઞાનાર્જન અને જ્ઞાનદાનમાં સમાયો છે. ઉભયભવઉપકારી એવા ' જ્ઞાન ' ની અકલ્પ્ય શક્તિથી કોણ અજાણ્યું છે ? Knowledge is power અર્થાત્ ' **જ્ઞાન એ જ પરમ શક્તિ છે** ' એ સૂત્ર કોણ નથી જાણતું ? જ્ઞાનની પરબ શરૂ કરવી એટલે કે શિક્ષણનો પથ સ્વીકારવો' એ નાનોસૂનો પરમાર્થ ન કહેવાય. એ સંબંધમાં આંગ્લ કવિ **મીલ્ટન** જણાવે છે કે—

" The end of learning is to know God, and out of that knowledge to love Him, and to imitate Him, as we may the nearest by possessing our souls of true virtue. "

પરમાત્માને ઓળખવો એ શિક્ષણનો સાર યાને છેડો છે. તે જ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ તેને ચાહતાં શિખવું જોઇએ. ત્યારબાદ તેનું અનુકરણ કરવાની ટેવ પાડવી કે જેથી આપણા આત્મામાં તેના જેવા સત્ય ગુણોનો આવિર્ભાવ થાય અને તેથી તેની નજીક પહોંચી શકીએ. અર્થાત્ આત્મા પોતે પરમાત્મસ્વરૂપમાં ફેરવાઈ જાય.

ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજ પણ **इलिका भमरीध्यानाद्**-વાળા શ્લોકમાં એ જ જાતનો ભાવ દર્શાવે છે-ઇયળ જેમ ભમરીના ધ્યાનથી ભમરીપણાને પામે છે તેમ આત્મા પણ પરમાત્માના ધ્યાનમાં લયલીન બની એ પદ પ્રાપ્ત કરે છે. અહીં શાંતમૂર્તિના જીવનનું ધ્યેય

પણ એ જ દૃષ્ટિગોચર થાય છે. એમના પ્રત્યેક લેખ પાછળનો ધ્વનિ જીવનસુધારણા સંબંધે નીકળે છે. લેખ ભલે ધાર્મિક કે સામાજિક દૃષ્ટિએ લખાયો હોય છતાં એમાં આત્મશોધનનું ઇંજક્શન ખાસ કરીને હોય જ. મહાન્ વિચારક **બેકન** વદે છે તેમ Right use of knowledge યાને જ્ઞાનનો સદુપયોગ તો સારી રીતે, વધુ ને વધુ પ્રચારમાં સમાયો છે, કારણ કે જ્ઞાન કાંઇ નકો ટોટો કરવાની વસ્તુ નથી પણ પરમાત્માની કીર્તિ સૂચવનાર અને માનવજાતને આનંદ આપનાર કિંમતી ખજાનો યાને ભંડાર છે.

સન્મિત્રે જીવનમાં આ ધ્યેયને સ્વીકારી કામ લીધું છે. ભિન્ન ભિન્ન પ્રદેશમાં વિહાર અને તે તે સ્થળોમાં દીધેલો ઉપદેશ એ વાતની સાક્ષી પૂરે છે. એ સંતે ભલે કોઈ મોટા ગ્રંથોના સર્જન ન કર્યા હોય, લાંબા વાદવિવાદ પણ ન ચલાવ્યા હોય, તેઓશ્રીના માનમાં મોટા સામૈયા પણ ન ચઢાવાયા હોય, અથવા તો મોટા સમારંભો ન ગોઠવાયા હોય છતાં વિનાસંકોચે એટલું તો કહી શકાય કે પરમાત્મા શ્રી મહાવીર દેવના અમૂલ્ય વચનામૃતોને કેવલ જનકલ્યાણની વિશાળ ભાવનાથી પ્રેરાઈ માનવહૃદયની ઊંડી ને અંધારી ગુફામાં દાખલ કરવા–એ દ્વારા-તિમિરાચ્છાદિત પ્રત્યેક હૃદય–કોણ અજવાળવા એકધારો પ્રયાસ તેઓ-શ્રીએ સેવ્યો છે. પોતાના જીવનમાં ઉતારી બતાવી, સુન્દર પ્રગતિ સાધી ઉદાહરણ પણ પૂરું પાડ્યું છે. એ વાતની પ્રતીતિરૂપે '**શ્રી જૈન ધર્મ પ્રકાશ**'–'**શ્રી આત્માનંદ પ્રકાશ**' માસિકની ફાઇલો અને એ ઉપરાંત સંખ્યાબંધ લઘુ પુસ્તિકાઓ આપણી સામે મોજુદ છે.

કલમ પકડનારના જીવનપરત્વે લંબાણથી ડોકિયું કરી ગયા પછી એ કલમ કેવા પ્રદેશમાં વિચરી છે તે તરફ ઊડતી નજર ફેરવવી વાસ્તવિક લેખાશે.

સ્મારક સમિતિ તરફથી પ્રગટ થતું આ પ્રથમ પુસ્તક છે. એમાંનો બધો સંગ્રહ શ્રી 'જૈન ધર્મ પ્રકાશ' માસિકમાં આવેલા લેખોનો છે.

એ લેખોને વિષયવાર વહેંચી શકાયા નથી, છતાં જે આત્માએ સ્વ-અંતરની પ્રબળ ઊર્મિઓથી એનું આલેખન કર્યું છે એ એટલું સ્પષ્ટ અને થનગનાટભર્યું છે કે એથી વિષયનું ઓળખાણ આપોઆપ થાય છે અને જિજ્ઞાસુ હૃદય પર એની છાપ ચોળમજીઠના રંગ સમી પાકી બેસે છે.

'ક્ષમા' ને લગતો ફકરો નિહાળો કે નીતિવિષયિક લેખો જુઓ. કેવી મનોરંજન રીતે વિષયની છણાવટ થઈ છે! 'ગોખણીયા પદ્ધતિ' સામે મુનિશ્રી લાલબત્તી ધરે છે અને જ્ઞાન પ્રાપ્ત કરવાનો અન્ય માર્ગ પણ બતાવે છે. શ્રાવકધર્મ શું ચીજ છે? એ ધર્મ જીવનમાં કેવી રીતે ઉતારાય? શ્રાવકની રહેણી-કરણી કેવા પ્રકારની હોવી જોઇએ? એનો વહેવાર પ્રમાણિક ને અન્યને ધડો લેવા લાયક કેવી રીતે થઇ શકે? એ આદિ બાબતો પર વિસ્તૃત પ્રકાશ ફેંકનાર અને માર્ગાનુસારીના પાંત્રીશ ગુણપરત્વે ચિત્ત આકર્ષનાર 'જૈન માર્ગદર્શક પ્રશ્નોત્તરો' વાંચીએ છીએ ત્યારે શ્રમણસંસ્થામાં વસી પ્રતિષ્ઠાભર્યું જીવન જીવનાર આ શ્રમણવર્યે કેવું મહદ્ ઉપકારી કાર્ય કર્યું છે તેનો યથાર્થ ખ્યાલ આવે છે. લેખોમાં English Proverbs નો છૂટથી ઉપયોગ કર્યો છે તેમ જ પ્રાચીન ગ્રંથોમાંથી સુભાષિતો પણ સારી સંખ્યામાં ટાંક્યાં છે. જ્યાં વધુ સમજુતી કરવાની અગત્ય જણાઈ ત્યાં સમજુતી અને જ્યાં વિવેચનની આવશ્યકતા લાગી ત્યાં વિવેચન કરેલ છે. આ રીતે પોતાના કથનને દૃષ્ટાંતદ્વારા અને પૂર્વકાળના પ્રતિભાસંપન્ન મહાત્માઓનુ તેમ જ અર્વાચીન સમયના વિદ્વાનોનું પીઠબળ અર્પી વજનદાર બનાવ્યું છે. 'સંવાદ'ની યોજના મારફતે ધર્મ-નીતિ કે વિધિ-વિધાનને લગતો સુન્દર બોધ આપ્યો છે. એ માટેના પાત્રોનું સર્જન કરવામાં પણ એવા રૂપકો પસંદ કર્યાં છે કે દ્રવ્ય-ભાવની ખેલડીથી ઉભય રીતે બંધબેસતા કરી શકાય. 'સંગ્રહ'ની વિવિધવર્ણી વાનીઓ પર વિવેચન કરવા જઇએ તો અતિ લંબાણ થાય એટલે ટૂંકમાં એટલું જ કહેવું પર્યાપ્ત છે કે એના પ્રત્યેક લેખમાં કંઇ ને કંઈ નવીનતા-જીવનનો માર્ગ નિયત કરવામાં ખપ આવે તેવી સૂચના-અથવા તો માનવભવ પામ્યાનું સાફલ્ય કર્યે

માર્ગે થઇ શકે એ સંબંધમાં નુકતેચીની કરાયેલી છે. પાના ૮૩ અને ૮૬ પર આવેલા 'શાન્ત વચનામૃતો અને 'બોધ વચનો' સાચે જ શાન્તિજનક અને બોધ કરે તેવા છે. વર્તમાનકાળમાં પ્રવર્તી રહેલ આંધિમાં–વાતાવરણની વિષમ પરિસ્થિતિમાં અને ઊગતી પ્રજામાં 'ધર્મ' સંબંધમાં ઘર કરતી ભ્રમભરી વિચિત્રતામાં એ વચનો સાચે જ દીવાદાંડીની ગરજ સારે તેવા છે. દેશનું ભાવિ આજે કાંટે તોળાઈ રહ્યું છે અને ઊગતા લોહીમાં આજે જાતજાતના '**ઝમો**' પેદા થયા છે તેમજ વર્તમાન શિક્ષણે અને આંગ્લ પ્રજાના સંસર્ગે એમાં અસંતોષનો વાયરો એટલા જોરથી ફુંક્યો છે કે ચોતરફ ક્રાન્તિ ને ઉલ્કાપાતની પ્રબળ જ્વાળાઓ ભભુકી ઊઠી છે! ઊગતી પ્રજાનો મોટો ભાગ આંધળુકીયા કરી પ્રગતિના નામે ભરસમુદ્રે નાવ હંકારી રહ્યો છે. પ્રાચીન પ્રણાલિકામાં અને અનુભવસિદ્ધ કથનોમાં એનો વિશ્વાસ ચલિત થઈ ચૂક્યો છે એવા વિષમ સમયમાં જેમણે અંગ્રેજી શિક્ષણ લીધું છે અને યથાર્થરૂપે પચાવી આત્માનું શુદ્ધ લક્ષ્ય ચૂક્યા સિવાય જીવનનો પવિત્રતમ રાહ સ્વીકારી સફળતા પ્રાપ્ત કરી છે એવા અભ્યાસી સંતના વચનામૃતો એકાંતમાં બેસી વિચારવા જેવા છે.

આ ઉપરાંત સામગ્રીની વિવિધતા ઘણી ઘણી છે. સ્વચ્છતા, સુઘડતા, આરોગ્ય અને જીવરક્ષાની દૃષ્ટિએ અનુભવયુક્ત લખાણ કર્યું છે. 'બાહ્યાડંબર ત્યાગ' અને 'ચાલુ સમય અને આપણું કર્તવ્ય' એ અવશ્ય વાંચી મનન કરવા જેવા છે. 'સ્ત્રીવર્ગને હિતશિક્ષા'માં તો ચૂલા પાણીથી માંડી ઘરની આંતરિક વ્યવસ્થા કેવી રીતે સુઘડ રહે, સ્વચ્છતા જળવાય અને જીવોત્પત્તિ ન થાય, એ સમજાવી 'જયણાવડે ધર્મ છે' એ વાત સચોટપણે પુરવાર કરી બતાવેલ છે.

'પરોપકારાય સતાં વિભૂતયઃ' 'શીલં પરં ભૂષણમ્' અથવા તો 'શાણી માતા સો શિક્ષકની ગરજ સારે' જેવા અતિ ઉપયોગી ને કંઠે કરવા લાયક સુભાષિતો પણ સારી સંખ્યામાં ઉપલબ્ધ થાય છે.

સદ્દગત મહાત્માની આ જાતની જુદે જુદે સ્થળે વિખરાયેલી પડેલી પ્રસાદીને એકત્ર કરી, ગ્રંથરૂપે પદ્ધતિસર ગોઠવી, તેઓશ્રીના જ શબ્દોમાં–શૈલીમાં–માત્ર ઘટતી સમજુતીપૂર્વક પ્રગટ કરવા સારું પ્રથમ જયંતિ સમયે **પં. શ્રી પ્રીતિવિજયજી** મહારાજની પ્રેરણાથી સ્મારક સમિતિનો જન્મ થયો છે. એના આ પ્રથમ પુષ્પમાં જે સંગ્રહ કરાયેલ છે એ સંબંધમાં ઉપર આપણે જોઇ ગયા એથી અધિક વર્ણનની અગત્ય નથી. એના વાંચનથી અને એની પાછળના ચિંતવન ને મનનથી એમાં જે અદ્દભુતતા ને જીવન ઘડતરમાં કામ લાગી શકે તેવો મશાલો ભરેલો છે; એનો સ્વયમેવ અનુભવ કરવા આગ્રહભરી અપીલ છે.

એ મહાત્માની પ્રસાદીનો આ પ્રથમ સગ્રહ સાચે જ નવપ્રકાશ ને નવતેજ અર્પનાર બનો એ જ અભ્યર્થના.

મુંબઈ
પ્ર. શ્રાવણ શુક્લા એકાદશી

મોહનલાલ દીપચંદ ચોકસી

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ

સન્મિત્ર; સદ્ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે દેહમુક્ત થયા તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઇમાં ગોડીજીના ઉપાશ્રયમાં અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખ-પણા નીચે એક સભા સં. ૧૯૯૪ ના આસો વદિ ૮ ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી તરફથી સૂચના થતાં એમ નિશ્ચય થયો કે 'એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું.' પછી શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ એને માટે જો ફંડ થાય તો રૂા. ૧૦૧) ભરવા ઇચ્છા દર્શાવી. તે વાતને પુણ્યાત્મા પૂજ્ય કર્પૂરવિજયજીના ગુણોથી અતિશય આકર્ષાયેલ ચિત્તવાળા પંન્યાસજી પ્રીતિવિજ-યજીએ ટેકો આપ્યો અને પોતાથી બની શકતી દરેક જાતની સહાય આપવા તત્પરતા બતાવી. તે મીટિંગમાં શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા, નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તથા વાડીલાલ જેઠાલાલ શાહે સમયોચિત ભાષણો કર્યા; તેથી પંન્યાસજી બહુ પ્રસન્ન થયા અને પોતાથી બની શકે તેવા શ્રાવકો પર આગ્રહ-પૂર્વક લાગવગ ચલાવી, અને પરિણામે સારી રકમો ભરાઇ.

સમિતિનું કામ નાણા ભરનારા સભ્યોની મીટિંગમાં નીમા-એલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. તેમાં નીચેના ગૃહસ્થો છે.

૧ મોતીચંદ ગિરધર કાપડીઆ.
૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી.
૩ મોહનલાલ દીપચંદ ચોકસી.
૪ વાડીલાલ જેઠાલાલ શાહ.
૫ હીરાભાઇ રામચંદ મલબારી
૬ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ
૭ રાજપાળ મગનલાલ વહોરા

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની માનદ મંત્રી તરીકે નિમણુક કરી છે અને બેંક ઑફ ઇંડિયામાં પૈસા રાખવાની ગોઠવણ કરી છે. શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી અને વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે.

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો 'શ્રીજૈનધર્મપ્રકાશ'માં, 'શ્રીઆત્માનંદપ્રકાશ'માં, 'જૈન'માં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખસંગ્રહ બહાર પાડવો. આશા છે કે સં. ૧૯૯૫ના આસો વદિ ૮ ઉપર ૩૨૦ પાનાનો લેખસંગ્રહનો પહેલો ભાગ બહાર પડશે. તે પછી અનુકૂળતા પ્રમાણે બીજો સંગ્રહ બહાર પડશે અને તે પછી ફંડ વધશે તો સમિતિ નિર્ણય કરશે તે પ્રમાણે તેનો ઉપયોગ કરવામાં આવશે.

સમિતિએ ઠરાવ્યું છે કે રૂા. ૫૦૧) ભરનારને પાંચ નકલ મફત આપવી, રૂા. ૨૫૧) ભરનારને ત્રણ નકલ મફત આપવી. રૂા. ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી અને તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે એટલે પડતર કરતાં પા કિંમતે આપવી. સામાન્ય જૈન ભાઇ, જેણે કંઇ ભર્યું ન હોય, તેને અર્ધી કિંમતે આપવી. આ ઉપરથી જોઇ શકાશે કે આ સમિતિનો ઉદ્દેશ પૂજ્ય મુનિરાજના પુણ્યરૂપ જ્ઞાનકાર્યમાં બની શકતી રીતે વધારો કરવાનો છે.

પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના પ્રશંસકો, ગુણાનુરાગીઓ અને સર્વ જૈન બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઇ જાણવા ઇચ્છા હોય તેમણે

**શાહ નરોત્તમ ભગવાનદાસ–ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.**

એ શિરનામે પત્ર લખવો જેથી બધી માહિતી મળી શકશે.

## શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિના ફંડમાં નાણા આપનારનાં મુબારક નામો.

### વર્ગ પહેલો—પેટ્રન

| | |
|---|---|
| ૧ શેઠ માણેકલાલ ચુનીલાલ | રૂ. ૫૦૧) |
| ૨ ,, કાંતિલાલ ઇશ્વરલાલ | ૫૦૧) |
| ૩ સંઘવી જીવરાજ કમળશીની વતી ભાઇ કસળચંદ કમળશી | ૫૦૧) |
| ૪ શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી | ૫૦૧) |

### વર્ગ ત્રીજો

| | |
|---|---|
| ૧ શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી | ૧૦૧) |
| ૨ ,, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ | ૧૦૧) |
| ૩ ,, શાંતિલાલ દયાળજી | ૧૦૧) |
| ૪ ,, માણેકચંદ જેચંદ જાપાન | ૧૦૧) |
| ૫ ,, સકરચંદ મોતીલાલ મૂળજી | ૧૦૧) |
| ૬ ,, વાડીલાલ પુનમચંદ | ૧૦૧) |
| ૭ સેન્ડહર્સ્ટરોડના ઉપાશ્રય તરફથી હા. શેઠ મંગળદાસ | ૧૦૧) |

### વર્ગ ચોથો

| | |
|---|---|
| ૧ શેઠ નાનાલાલ હરિચંદ | ૫૧) |

### વર્ગ પાંચમો

| | |
|---|---|
| ૧ શેઠ જીવરાજ ભીખાભાઇ | ૨૫) |
| ૨ શાહ નરોત્તમ ભગવાનદાસ | ૨૧) |
| ૩ શેઠ જાદવજી ઝવેરભાઈ ભાઇચંદ | ૧૫) |
| ૪ ,, ફતેચદ ઝવેરભાઇ ભાઇચંદ | ૧૧) |
| ૫ ,, વાડીલાલ સાંકળચંદ વોરા | ૧૧) |
| ૬ ,, હરખચંદ રતનચંદ–ચાંદવડ | ૧૧) |
| ૭ ,, ખૂમચંદ ગુલાબચંદ–શીશોદરા | ૧૧) |
| ૮ ,, કાળીદાસ નેમચંદ–મોરવાડા | ૫) |
| ૯ શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી | ૫) |

# શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ ૧ લાની

## લેખાનુક્રમણિકા.

| ક્રમાંક | | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૬૫ | એક સુજ્ઞના અંતઃકરણના ઉદ્ગારો. | ૧૭૪ |
| ૬૬ | આપણી સમાજમાં અરસપરસ સહાનુભૂતિની જરૂર. | ૧૭૮ |
| ૬૭ | શાણા ભાઈબહેનોને એક અગત્યની સૂચના. | ૧૮૫ |
| ૬૮ | ઈર્ષાને તજવા–સ્પર્ધાને આદરવા યત્ન કરો. | ૧૮૮ |
| ૬૯ | જીવદયા નિમિત્તે સ્રીવર્ગને હિતશિક્ષા. | ૧૯૧ |
| ૭૦ | જેવી કરણી તેવી પાર ઉતરણી. | ૧૯૩ |
| ૭૧ | સ્વઉન્નતિ ઇચ્છકે સન્માર્ગ સેવવાની જરૂર. | ૧૯૪ |
| ૭૨ | સ્વજીવનના સાર્થકતા કરવાનો ટૂંકો ઉપાય. | ૧૯૭ |
| ૭૩ | થોડાએક બોધદાયક પ્રશ્નોત્તરો. | ૧૯૮ |
| ૭૪ | લેખન–ભાષણ પ્રસંગે હિતકર શૈલીનો આદર કરવો. | ૨૦૨ |
| ૭૫ | ધર્માર્થી ભાઇબહેનોને હિતરૂપ હાર્દિક ઉદ્ગારો. | ૨૦૪ |
| ૭૬ | સાર શિક્ષાવચનો. | ૨૦૭ |
| ૭૭ | શાણી બહેનોને શિખામણના બે બોલ. | ૨૧૦ |
| ૭૮ | ધર્મ યોગ્ય એકવીશ ગુણોનું સંક્ષેપથી વિવરણ. | ૨૧૪ |
| ૭૯ | બ્રહ્મચર્ય અથવા સુશીલતાને સેવવાની જરૂર. | ૨૧૮ |
| ૮૦ | મદાંધતાથી નુકશાન સમજી તેનો કરવો જોઈતો ત્યાગ. | ૨૨૧ |
| ૮૧ | આપણું કર્તવ્ય સમજી સાવધાન થવાની જરૂર. | ૨૨૪ |
| ૮૨ | આપણાં દુઃખ શી રીતે ટળે ? | ૨૨૬ |
| ૮૩ | બાળકેળવણી પરત્વે આપણી ફરજ. | ૨૨૯ |
| ૮૪ | આપણી જરૂરિયાતો પાર પાડવા ત્યાગી મુમુક્ષુઓએ દિલ દેવાની જરૂર. | ૨૩૨ |
| ૮૫ | રડવા–કૂટવાનો દુષ્ટ રિવાજ દૂર કરવાની અનિવાર્ય ફરજ | ૨૩૫ |
| ૮૬ | સુમતિ અને સુશીલાનો બોધદાયક સંવાદ. | ૨૩૯ |
| ૮૭ | સુમતિ અને સુશીલાનો ધર્મસંવાદ. | ૨૪૨ |
| ૮૮ | કચ્છ–કાઠિયાવાડ–ગુજરાતના જૈનભાઈબહેનોને બે બોલ. | ૨૪૫ |
| ૮૯ | ખાનપાન ગોબરાઇ કરવાથી થતા ગેરફાયદાથી બચવાની જરૂર. | ૨૪૮ |

ॐ अर्हं नमः

# સદ્‌ગુણાનુરાગી સન્મિત્ર મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી

# લેખ સંગ્રહ

## ક્ષમાપના અથવા ખામણાં

" ખમીએ ને ખમાવીએ સાહેલડી રે, એ જિનશાસન રીત તેઃ

એ અર્થગર્ભિત ઉપદેશ સર્વશાસ્ત્રશિરોમણિભૂત શ્રી કલ્પ-સૂત્ર પ્રમુખમાં સર્વ તીર્થંકરોએ તેમ જ ગણધર મહારાજાએ કરેલો છે.

ક્ષમાગુણપ્રધાન-ક્ષમાશ્રમણો જગતને ઉપદેશ આપે છે કે-જેઓ યથાર્થ **ક્ષમા** ( Tolerance ) ગુણનું સેવન કરે છે, તેઓ જ **દયાધર્મ**( Non-injury )નું ખરી રીતે પાલન કરે છે-કરી શકે છે. દયાધર્મ સર્વોપરી ધર્મ છે અને તેનું યથાથ સેવન-આરાધન કરવા માટે ક્ષમા ગુણ આદરવાની અતિ આવશ્યકતા જણાવી છે. ક્ષમા ગુણ નમ્રતા રાખવાથી આવે છે, તેથી નમ્રતા અથવા વિનય ગુણ ધારણ કરવાની પણ બહુ જ જરૂર છે. ખરી સરળતાનું સેવન કરનારા જ યથાર્થ નમ્રતા આદરે છે. તે વગરની નમ્રતા ઉપલા દેખાવ રૂપ જ હોય છે. મુખ્યતાથી

વડીલ બન્ધુને લઘુ બંધુએ નમ્રપણે વર્તીને ખમાવવા ઉચિત છે. એવા જ્ઞાની મહારાજના હિતવચનને અવલંબી સહુ કોઈ લઘુ બંધુએ અતિ નમ્રભાવે સરળતા રાખીને સર્વ વડીલ બંધુઓને ખામણાં કરવા ઉચિત છે. પણ કવચિત્ લઘુબંધુ, વયની અપરિપકવતાદિક કારણથી ઉચ્છૃંખલતાને લીધે વડીલ બંધુ પ્રત્યે નમ્રતા દાખવી શકે નહિ ત્યારે વીતરાગ શાસનમાં રુચિવંત એવા વડીલ બંધુ પોતે નમ્રપણે ખમાવે છે, જેથી લઘુ બંધુ પણ લજ્જાદિક ગુણને લઈ સહેજે અનુકૂળ થઈ જઈ વડીલ બંધુને અવશ્ય ખમાવે છે.

આ રીતે આપણી ઓછી સમજને લઇ જે કાંઇ પ્રતિકૂળતા ઊભી થઈ હોય તે જ્ઞાનીના હિતવચનોને લક્ષમાં રાખી અરસપરસ નમ્રતા દાખવી દૂર કરવી જોઈએ. **"ખમવું અને ખમાવવું"** એ ઉત્તમ નીતિ સરલતાથી આદરનારા સુજ્ઞ ભાઈબહેનો સ્વપર ઉભયનું હિત કરી શકે છે, અનેક ભવના વૈર–વિરોધ શમાવે છે અને ધર્મરાગ દૃઢ કરીને સદ્ગતિને સાધે છે.

**"उवसमसारं खु सामण्णं।"** એ આગમ વચનથી સિદ્ધ થાય છે કે શ્રમણપણું–સાધુપણું ખરેખર ક્ષમા–ઉપશમ ગુણ-(સમતા ગુણ)ની પ્રધાનતાવાળું જ વખાણેલું છે. સમતા ગુણ વગર સાધુપણાનો ખરો રસાસ્વાદ મળી શકતો નથી. સમતા રસમાં નિમગ્ન રહેવું, ગમે તેવા ઉપસર્ગ, પરીષહમાં ખેદ કરવો નહિ, પરંતુ સમભાવે તે સર્વે સહન કરવા–દૃઢતા રાખવી એ જ સાધુપણાની ખરેખરી શોભા છે. એ શોભા કોઈ રીતે લોપાય નહિ પણ તેમાં ઓર વધારો થયા કરે એવી ઉત્તમ નીતિરીતિ અખત્યાર કરવી એ મુનિજનોનું પરમ કર્તવ્ય છે. તેનું એક

ક્ષણ પણ વિસ્મરણ થવું ન જોઇએ. સહુ આચાર્ય, ઉપાધ્યાય, શિષ્ય, સાધર્મિક, કુળ, ગણ, યાવત્ સમસ્ત શ્રમણ સંઘને તેમ જ સકળ જીવરાશિને એવા જ પવિત્ર હેતુથી ભાવ સહિત ધર્મની બુદ્ધિ રાખી અમે આ સાંવત્સરિક પર્વના શુભ સમયે ખમીએ છીએ અને ખમાવીએ છીએ. ઇતિશમ.

[ શ્રી જૈન ધર્મ પ્રકાશ, પુ. ૩૦. પૃ૪. ૧૭૪. ]

---

## વિશ્વવંદ્ય થવાને લાયક કેમ થવાય?

**" લઘુતામેં પ્રભુતા વસે, પ્રભુતાથી પ્રભુ દૂર."**
**" નમે તે પ્રભુને ગમે."**

**" वदनं प्रसादसदनं, सदयं हृदयं सुधामधुरवाचः ।"**
**करणं परोपकरणं, येषां केषां न ते वन्द्याः ?**

ભાવાર્થ—જેમનું મુખ સદા સુપ્રસન્ન-આનંદિત રહે છે, હૃદય દયાર્દ્ર-દયા દાનથી ભીનું રહે છે, વાણી અમૃત જેવી મીઠી અને શીતળ હોય છે, તેમજ જેમની કાયા પરોપકારના કામ કરવામાં સદા ય તત્પર રહે છે. અર્થાત્ જેમનાં મન, વચન અને કાયા સદા ય પવિત્રપણે વર્તી સ્વપર ઉપકાર સાધે છે, તે ભાગ્યવંત જનો કોને વંદનીય ન થાય? પોતાનાં પુન્યભર્યાં પવિત્ર કાર્યોવડે તેઓ અવશ્ય વિશ્વવંદ્ય બની શકે છે.

**નમે છે આંબા આંબલી, નમે છે દાડમ દ્રાક્ષ;**
**એરંડ બીચારો શું નમે? જેની ઓછી શાખ."**

ઊંચી જાતનાં વૃક્ષો જ્યારે ફળથી સભર થાય છે ત્યારે વિશેષ નમી પડે છે, પરંતુ હલકી જાતનાં એરંડા જેવાં વૃક્ષો

નમતાં નથી. એ દૃષ્ટાન્ત ઉત્તમ અને અધમ, સદ્ગુણી અને નિર્ગુણી, વિદ્વાન અને મૂર્ખ, સજ્જન અને દુર્જનને સારી રીતે લાગુ પડે છે. ઉત્તમ-સદ્ગુણી જનો સદા ય નમ્રતા ધારે છે, પણ નીચ-નિર્ગુણી જનો તો સદાય અક્કડબાજ રહી અહંકાર જ આદરે છે—નમતા જ નથી.

"नमन्ति सफला वृक्षा, नमन्ति सज्जना जनाः ।
मूर्खाश्च शुष्ककाष्ठं च, न नमन्ति कदाचन ॥"

ભાવાર્થ—ફળોથી સભર થયેલાં ઉત્તમ વૃક્ષો નમી પડે છે, તેમજ પુન્યવંત-સત્પુરુષ સદા ય નમ્રતા ધારણ કરે છે, પરંતુ જે મૂર્ખ-અજ્ઞાન-અવિવેકી હોય છે તેઓ તો સૂકાં લાકડાંની પેઠે કદાપિ નમતાં જ નથી. તેઓ તો સદા ય અક્કડ ને અક્કડ જ રહે છે-રહેવું પસંદ કરે છે. અર્થાત્ સૂકા લાકડા જેવા મૂર્ખ-જનો અહંપદ ધારણ કરી અક્કડબાજ રહે છે ત્યારે ફળેલા ફૂલેલા ઉત્તમ વૃક્ષો જેવા સજ્જનો ઉત્તમ ગુણોને લીધે સ્વ-કર્તવ્ય સમજીને સદાય નમ્રતા જ ધારણ કરે છે. ઇતિશમ્.

[ શ્રી જૈન ધર્મ પ્રકાશ, પુ. ૩૦. પૃ. ૧૭૩. ]

## સજ્જન અને દુર્જનનો પટાંતર સમજી સુજ્ઞ જનોએ સજ્જનતા આદરવા કરવો જોઇતો પ્રયત્ન.

[1]મન વચન અને કાયામાં પુન્ય-અમૃતથી પૂર્ણ છતાં અનેક ઉપકારની કોટિઓવડે જગત્ માત્રને પ્રસન્ન કરતા

१ मनसि वचसि काये पुण्यपियूषपूर्णाः

અને પરના અલ્પમાત્ર ગુણને પર્વત જેવા મહાન્ લેખી પોતાના હૃદયમાં પ્રમુદિત થતા એવા કેટલાક સજ્જનો જગતીતળ ઉપર અવતરેલાં હોય છે. સજ્જનોની એવી ઉત્તમ નીતિ-રીતિ હોય છે કે તેઓ પારકા ( છતા-અછતા ) દોષો લેશમાત્ર બોલતા નથી અને પોતામાં ગમે તેવા સદ્ગુણો વર્તતા હોય તેમ છતાં તે પ્રગટ કરતાં નથી, તેઓ પરસ્ત્રીને માતાતુલ્ય, પરધનને પત્થરતુલ્ય અને સર્વ જીવને આત્મતુલ્ય લેખે છે. તેઓ સ્વપરને સુખદાયી એવી અમૃત વાણી વદે છે અને સ્વોચિત વ્યાપાર વણજમાં નેક નિષ્ઠાથી વર્તે છે તેઓ જે કાંઇ શુભ પ્રતિજ્ઞા કરે છે તે સુખે નિર્વહી શકાય એવું ડહાપણ વાપરીને કરે છે અને તેનો પ્રાણાન્ત પર્યન્ત નિર્વાહ કરી ચૂકે છે. તેઓ પરની દાક્ષિણ્યતા માત્રથી નહિ પણ સ્વાત્મપ્રેરણાથી જ પરહિત કરવા પ્રવર્તે છે અને પરહિતને સ્વહિત તુલ્ય લેખે છે.

ક્રોધાદિક કષાયના કારણોને તેઓ દક્ષતાથી સમતાદિક સાધનોવડે દૂર કરે છે. કલેશ-ટંટા ફીસાદથી તેઓ બહુ જ કાયર હોય છે. નાહક કોઇ જીવને કષ્ટ-દુઃખ થાય એવું પોતે કરવા કે કરાવવા કદાપિ પ્રવર્તતા નથી. ટૂંકાણમાં સ્વપર આત્માને મલિન કરનારાં કારણો-પાપસ્થાનકોથી પોતે દૂર રહેવા બનતો પ્રયત્ન કરે છે. અનુકંપા બુદ્ધિથી અન્ય જીવો બધી રીતે સુખી થાય તેવો પ્રયાસ સેવે છે અને ગમે તેવા દુર્જન ઉપર પણ દ્વેષબુદ્ધિ-વૈરભાવ નહિ લાવતાં તેમને તેના કર્મવશવર્તી વિચારી પોતે સમભાવે રહે છે. પરહિત કરતાં પ્રત્યુપકાર( બદલા )ની ઇચ્છા-સ્પૃહા રાખતા નથી. સંક્ષેપથી આવો વિકટ પણ એકાન્ત હિતકારી માર્ગ સજ્જનોનો છે. તેવી દુર્ધર નીતિ-રીતિ સેવનાર

સજ્જનોની બલિહારી છે. તેમના વિહિત માર્ગમાં સહાય ( સરલતા ) કરનારની તેમજ તેની અનુમોદના કરનારની પણ બલિહારી છે. છેવટે તેમના માર્ગમાં નિંદાદિક કરવાવડે અથવા બીજી રીતે અવરોધ–અંતરાય ( વિઘ્ન ) ઊભા નહિ કરતાં સમભાવે રહેનારની પણ બલિહારી છે, કેમકે આવા દુર્ધર વ્રતધારી સજ્જનોના માર્ગમાં અવરોધ ( વિઘ્ન ) કરનારને ઘણું સંસાર પરિભ્રમણ કરવું પડે છે, તેમ છતાં તેના દુઃખનો અંત આવતો નથી.

સજ્જનથી બધી રીતે વિપરીત સ્વભાવ–(નીતિ--રીતિ) દુર્જનનો હોય છે. અનુભવ ઉપરથી સ્પષ્ટ રીતે શાસ્ત્રકારે જણાવ્યું છે કે—

**લૂણહ ઘૂણહ કુમાણુસહ, એ તિન્નિ ઇક્ક સહાઉ ( ઓ );**
**જિહાં જિહાં કરે નિવાસડો, તિહાં તિહાં ફેડે ઠાઉ ( ઓ ).**

**અર્થાત્**–લૂણ, ઘૂણ,[1] અને કુમાણુસ–દુર્જન એ ત્રણનો સ્વભાવ એક સરખો હોય છે. તેઓ જે જે ઠેકાણે નિવાસ કરે છે તે તે સ્થાનનો જ નાશ કરે છે. તેઓ પારકું સારું સહન કરી શકતા જ નથી તેને લઇને જેમ બને તેમ પરનું બગાડવા જ ઇચ્છે છે. નારદની પેઠે કલેશ–કંકાસ તેમને અતિ પ્રિય લાગે છે. પરનિંદા કરવાનો તેમજ બીજા ઉપર અછતાં આળ ચઢાવવાનો તેમનો જાતિસ્વભાવ જ હોય છે. પરને પીડા ઉપજાવીને અથવા પીડા ઉપજતી દેખીને તે રાજી થાય છે ગુણપાત્રનો અનાદર કરી કેવળ દોષપાત્રને તે ગ્રહણ કરે છે. અર્થાત્ દૂધમાંથી પણ પોરા કાઢવાનો તેમનો સ્વભાવ હોય છે. આવી નિંદ્ય દુર્જનતા દરેક ભવ્ય જીવે અવશ્ય પરિહરવા યોગ્ય છે. દુર્જનતાથી

---

૧ ઘૂણ–લાકડાની છાલમાં થાય છે ને તેને જ કોરે છે.

પરિણામે ફાયદો કશો નથી પણ ટોટો પારાવાર થાય છે, છતાં મંદભાગી જનો તે તજતા નથી. સજ્જન પુરુષો તો તેવા નીચ-દુર્જનોમાંથી પણ ગુણ જ ગ્રહણ કરે છે. તેમને પોતાની આત્મ-જાગૃતિના નિમિત્તરૂપ લેખે છે અને સ્વકર્તવ્યમાં સાવધાન રહે છે. ગમે તેવી વિપત્તિમાં પણ સ્વકર્તવ્યથી ચૂકતા નથી. અને પોતાની પ્રકૃતિને બગડવા દેતા નથી, પણ ઊલટા દિન-પ્રતિદિન તેની ઉજ્જવળતા–નિર્મળતા સાધવા જ લક્ષ રાખે છે. આવી ઉત્તમ સજ્જનતા શિખવા–આદરવાને આપણ સહુને સદ્બુદ્ધિ જાગૃત થાઓ, એ જ મહાકાંક્ષા. ઇતિશમ્ .

[ શ્રી જૈન ધર્મ પ્રકાશ, પુ. ૩૦. પૃ. ૧૪૭. ]

---

## જૈન કોમના હિતની ખાતર નિર્માણ કરેલી સમયાનુ-સાર બહુ અગત્યની નમ્ર સૂચનાઓ

૧ દરેક માંગલિક પ્રસંગે વિદેશી ભ્રષ્ટ વસ્તુઓથી આપણે પરહેજ રહેવું અને સ્વદેશી પવિત્ર વસ્તુઓનો જ ઉપયોગ કરવો અને કરાવવો.

૨ આપણા પવિત્ર તીર્થોની સેવા–રક્ષા અર્થે આપણાથી બને તેટલો સ્વાર્થત્યાગ કરવા–આત્મભોગ આપવા તૈયાર રહેવું.

૩ કોઈ પણ જાતના કુવ્યસનથી સદંતર દૂર રહેવું અને આપણી આસપાસનાને એનાથી દૂર રહેવા પ્રીતિભરી પ્રેરણા કરવી.

૪ શાંતરસથી ભરેલી જિનપ્રતિમાને જિનેશ્વર તુલ્ય લેખી આપણે તેવા જ અવિકારી થવા પૂજાઅર્ચાદિક પ્રેમથી કરવા–કરાવવા બનતું લક્ષ રાખવું–રખાવવું.

૫ આત્મશાન્તિને આપનારી જિનવાણીનો લાભ મેળવવા (સાંભળવા) માટે પ્રતિદિન થોડો ઘણો વખત પ્રેમપૂર્વક પ્રમાદરહિત પ્રયત્ન કરવો.

૬ જૈન તરીકે આપણું કર્તવ્ય શું શું છે? તે સારી રીતે જાણી તે પ્રમાણે આચરવા યથાશક્તિ ઉદ્યમ કરવો.

૭ શરીર નિરોગી હોય તો જ ધર્મસાધન રૂડી રીતે થઇ શકે માટે શરીર–આરોગ્ય સાચવવા પૂરતી સંભાળ રાખવી. વળી બાળલગ્ન, વૃદ્ધવિવાહ, પરસ્ત્રી અથવા વેશ્યાગમન, માદક આહાર, કુપથ્ય સેવન અને કુદરત વિરુદ્ધ વર્તનથી નાહક વીર્ય વિનાશ કરવાવડે શરીર કમજોર થઇ જાય છે, એમ સમજી ઉક્ત અનાચારથી સદંતર દૂર રહેવા લક્ષ રાખવું.

૮ આવકના પ્રમાણમાં જ ખર્ચ રાખવું અને બિનજરૂરી ખર્ચ બંધ કરી બચેલાં નાણાંનો સદુપયોગ કરવા–કરાવવા પૂરતું લક્ષ રાખવું.

૯ શુભ–ધર્માદા ખાતે ખર્ચવા કાઢેલી રકમ વગરવિલંબે વિવેકથી ખર્ચી દેવી, કારણ કે સદાકાળ સહુના સરખા શુભ પરિણામ ટકી રહેતા નથી. વળી લક્ષ્મી પણ આજ છે અને કાલે નથી, માટે કાલે કરવું હોય તે આજે જ કરવું–કરાવવું ઉચિત છે.

૧૦ જ્ઞાનદાન સમાન કોઇ ઉત્તમ દાન નથી એમ સમજી એ કાર્યમાં યથાશક્તિ સહાય કરવી અને તત્ત્વજ્ઞાનનો ફેલાવો થાય તેવો પ્રબંધ કરવો, કેમકે શાસનની ઉન્નતિનો ખરો આધાર તત્ત્વજ્ઞાન ઉપર અવલંબી રહેલો છે.

૧૧ આપણા જૈની ભાઇ બહેનોમાં અત્યારે ઘણેભાગે કળાકૌશલ્યની ખામીથી, પ્રમાદાચરણથી, અગમચેતીપણાના અભાવથી અને નાતવરા વિગેરે નકામા ખર્ચ થતા હોવાથી જે દુઃખભરી હાલત થવા માંડી છે, તે જલદી દૂર થાય તેવી તાલીમ ( કેળવણી ) દેશકાળને અનુસારે ઉછરતી પ્રજાને આપવા દરેક યોગ્ય સ્થળે ગોઠવણ કરવી.

૧૨ વીતરાગ પ્રભુનો પવિત્ર ઉપદેશ આખી આલમને ઉપગારી થઇ શકે એવો હોવાથી તેનો જેમ અધિક પ્રચાર થવા પામે તેમ પ્રયત્ન કરવો. જગતગુરુ જિનેશ્વર ભગવાને ફરમાવેલી દશ શિક્ષાનું રહસ્ય એ છે કે—

( ૧ ) શાસનરસિક જૈનોએ સહુ કોઇ જીવોનું ભલું કરવા–કરાવવા બનતી કાળજી રાખવી અને ઉદાર દિલથી આત્મભોગ આપવો. ( **ક્ષમા** )

( ૨ ) મદ, માન કે અહંકાર તજી સાદાઇ, ભલમનસાઈ અને નમ્રતા રાખી સહુ સાથે હળીમળીને રહેવું અને ગુણીજનોનો અધિક આદર કરવો, તેમના પવિત્ર સમાગમમાં આવી સદ્બોધ મેળવવો અને તે પ્રમાણે ચીવટ રાખીને સદ્વર્તન સેવવું. ( **નિરભિમાનતા** )

( ૩ ) માયા–કપટ તજી, સરળતા આદરી, મન, વચન અને કાયાની શુદ્ધિથી સ્વપરહિત થાય તેવાં કાર્ય કરવાં. ( **સરળતા** )

( ૪ ) લોભ-તૃષ્ણા તજી સંતોષવૃત્તિ રાખીને બની શકે તેટલા પ્રમાણમાં પરમાર્થના કામ નિઃસ્વાર્થપણે કરવાં. ( **નિર્લોભિતા** )

( ૫ ) કુવાસના તજી, ઇચ્છાનિરોધ-તપવડે નિજ દેહ-દમન કરી, પવિત્ર જ્ઞાન ધ્યાન યોગે આત્મ-સુવર્ણ શુદ્ધ કરવું. ( **તપ** )

( ૬ ) ઇન્દ્રિયોના વિષય અને કષાયને કાબૂમાં રાખી પવિત્ર-પણે યથાશકિત વ્રત નિયમો પાળવા પ્રયત્નશીલ થવું. ( **સંયમ** )

( ૭ ) સત્યનું સ્વરૂપ સમજી પ્રિય, પથ્ય અને તથ્ય એવું વચન પ્રસંગ પામીને ડહાપણથી બોલવું. ( **સત્ય** )

( ૮ ) અંતઃકરણ સાફ રાખી, વ્યવહારશુદ્ધિ સાચવવી. ન્યાય નીતિ અને પ્રમાણિકપણું સાચવીને ચાલવું. ( **શૌચ** )

( ૯ ) પરઆશા-પરાધીનતા તજી, નિઃસંગતા-નિઃસ્પૃહતા ધારી એકાન્ત આત્મહિત કરવા ઉજમાળ થવું. ( **અકિંચનતા** )

( ૧૦ ) બ્રહ્મચર્ય-શિષ્ટ આચાર-વિચારને સેવી, આત્મ-રમણતા યોગે, અતીંદ્રિય એવા સહજ સ્વાભાવિક સુખનો અનુભવ કરવો. એળ ભમરીના ન્યાયે પરમાત્મચિન્તવનવડે તેમની સાથે એકતા કરવી. ( **બ્રહ્મચર્ય.** )

૧૩ ક્લેશ, કુસંપ, વૈર, વિરોધ, ઈર્ષ્યા, અદેખાઇ, નિંદા, ચુગલી, વિગેરે વિકારોને મહા દુઃખદાયક જાણી પરિહરવા.

૧૪ કુસંગથી આદરી લીધેલા ખોટા રીત-રિવાજોને હાનિકર્તા જાણી દૂર કરવા-કરાવવા પૂરતું મથન કરવું.

૧૫ કોઈ રીતે સીદાતા-દુઃખી થતા સ્વધર્મી જનોને સારી રીતે સહાય આપવા સદાય લક્ષ રાખવું.

૧૬ માતા, પિતા, સ્વામી અને ગુરુમહારાજનો આપણા ઉપર થયેલો અનહદ ઉપગાર સંભારી તેને કાયમ સ્મરણમાં રાખી, તેમનું હિત કરવાની સોનેરી તક મળે ત્યારે તે ગુમાવવી નહિ. દ્રવ્યથી અને ભાવથી બની શકે તેટલી તેમની સેવા-ભક્તિ જરૂર કરવી.

૧૭ કોઈએ કસૂર કરેલી જાણી, તેનો તિરસ્કાર કરવાને બદલે તેની ભૂલ શાન્તિથી સમજાવી સુધરાવવી એ વધારે હિતકારી છે.

૧૮ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને નિજ લક્ષમાં રાખી નમ્ર-ભાવે ઉચિત પ્રવૃતિ કરનાર સુખે સ્વપરહિત સાધી શકે છે.

રાગ-દ્વેષ અને મોહાદિક સમસ્ત દોષને સર્વથા જીતી, જિનેશ્વરો આપણને પણ એવા જ નિર્દોષ નિર્વિકારી થવા સતત ઉપદિશે છે, એ મુદ્દાની વાત નિજ લક્ષમાં રાખી, સહુ કોઈ ઉપદેશકો, મુનિજનો અને શ્રાવકજનો ઉક્ત અમૂલ્ય સૂચનાઓનો અમલ કરશે તો અલ્પ સમયમાં અને અલ્પ પ્રયાસે લાભ મેળવી શકશે. ઇતિશમ્.

[ શ્રી જૈન ધર્મ પ્રકાશ, પુ. ૩૦. પૃ. ૨૭૯. ]

## સત્ય અને શોધક એ બે જૈન બાળકોનો સંવાદ.

**સત્ય**–શોધક ભાઇ ! આપણે અને બીજાં બાળકો જે જૈનશાળામાં ભણીએ છીએ તેમાં તથા દરેકે દરેક જૈનશાળાઓમાં આજકાલ જે કેવળ ગોખણીયું કામ વધુ પડતું ચાલે છે તે કમી કરીને જો તેના અર્થની સમજ સાથે ચલાવવામાં આવે અને તે સાથે વળી સારાં સારાં જરૂરી પ્રશ્નો પૂછી તેનો વાજબી ઉત્તર સમજાવવામાં આવે તો આપણી બુદ્ધિ કેવી ખીલવા માંડે વારુ ?

**શોધક**–ભાઇ સત્ય ! ત્હારું કહેવું યથાર્થ જણાય છે, કેમકે આપણે હરહંમેશ જૈનશાળામાં જઇએ છીએ તેમ છતાં જો કોઇ આપણને આપણા દેવ, ગુરુ અને ધર્મના સંબંધમાં જરૂરી પ્રશ્નો પૂછે તો તેનો ઉત્તર દેતાં અચકાવું પડે છે અને ઉત્તર બરાબર દેતાં ન આવડે ત્યારે ખરેખર શરમાવું પણ પડે છે.

**સત્ય**–ઉત્તર દેતાં ન આવડે ત્યારે શરમાવું પડે જ ને ?

**શોધક**–એ ખરું, પણ આપણને ઉત્તર દેતાં અચકામણ ન આવે એવો બોધ જૈનશાળામાંથી કાં ન મળે ?

**સત્ય**–જૈનશાળાની દેખરેખ રાખનારાઓને, સ્થાપનારાઓને, માબાપોને અને માસ્તરોને એવી ઊંડી કાળજી હોય તો એવો ઉત્તમ બોધ મળવો મુશ્કેલ ન પડે એમ હું માનું છું.

**શોધક**–ઠીક ! તો પછી આપણે તેમને તેવી અરજ કરશું અને વખતોવખત સારો બોધ મેળવવા કોશીશ કરશું.

**સત્ય**—પણ “ સારાં કામમાં સો વિઘ્ન ” તેથી ચાલો ! આપણે આજે જ આપણા ઉપરીઓને તે વિષે અરજ કરીએ.

આપણી ખરી અરજ તેઓ હૈયે ધરશે અને આપણ સહુને બહુ સારો લાભ મળશે.

આ પ્રમાણે નિશ્ચય કરી સત્ય અને શોધક બન્ને જણાએ મળી બહુ જ નમ્રતાપૂર્વક પોતાના ઉપરીઓને અરજ ગુજારી તેથી ઉપરીઓએ પણ તે બન્ને બાળકોની ઉત્કંઠા જોઇને તરત તે અરજ સ્વીકારી. પછી હરહમેશાં જૈનશાળામાં અભ્યાસ સાથે પ્રસંગે પ્રસંગે બાળકો સારાં સારાં ઉપયોગી પ્રશ્નો માસ્તરને પૂછવા લાગ્યા અને માસ્તર પણ તેનું સમાધાન કરવા લાગ્યા.

[ શ્રી જૈન ધર્મ પ્રકાશ, પુ. ૩૦. પૃ. ૨૭૭. ]

---

## જૈનમાર્ગદર્શક સાદા પ્રશ્નો અને તેના ઉત્તરો.

૧ **પ્રશ્ન**–આપણે શા કારણથી "**જૈન**" કહેવાઇએ છીએ ?

ઉત્તર–આપણે **જિનેશ્વર દેવ**ની સેવા કરનારા છીએ તેથી.

૨ પ્ર૦–**જિનેશ્વર દેવ** કોને કહીએ? તેમની સેવા શા માટે કરવી ?

ઉ૦–સકળ જિનોનાં જે નાયક છે, અનંત જ્ઞાન, અનંત શક્તિ પ્રમુખ અનંત ગુણોના દરીઆ છે અને અનેક ઉત્તમ લક્ષણોથી ભરેલા છે તેથી તે સદા ય સેવવા યોગ્ય છે.

૩ પ્ર૦–**જિન** કોને કહીએ ? અથવા શાથી **જિન** કહેવાય ?

ઉ૦–રાગ દ્વેષ અને મોહ વિગેરે તમામ દોષોને સંપૂર્ણ રીતે

જીતીને તે દોષોને દળી નાંખે તેને **જિન** કહીએ. તમામ દોષો દૂર કરી દેવાથી અને સંપૂર્ણ જ્ઞાનાદિક ગુણો પ્રાપ્ત થવાથી તે **જિન** કહેવાય છે. તીર્થંકર જિનેશ્વર કહેવાય છે. જિનેશ્વર દેવની આજ્ઞા અખંડ રીતે પાળવાથી એવા **જિન** થઇ શકાય છે. જિન થવું કંઇ સુલભ નથી.

૪ પ્ર૦–આપણે **શ્રાવક** શાથી કહેવાઇએ છીએ ?

ઉ૦–જિનેશ્વર દેવની આજ્ઞા પ્રમાણે નિર્મળ જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર–ક્રિયાવડે મોક્ષમાર્ગનું સાધન કરનારા એવા સુસાધુ–આચાર્ય, ઉપાધ્યાય કે મુનિજનો પાસે જઇ, ધર્મશાસ્ત્રનું વિનય વિવેક સહિત શ્રવણ કરી, શુદ્ધ દેવ ગુરુ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી, યથાશક્તિ વ્રત પચ્ચખ્ખાણ કરીએ છીએ તેથી.

૫ પ્ર૦–શ્રાવકમાં સામાન્ય રીતે કેવા ગુણ હોવા જોઇએ ?

ઉ૦–માર્ગાનુસારીપણાના ૩૫ ગુણો તો તેમાં અવશ્ય હોવા જોઇએ.

૬ પ્ર૦–માર્ગાનુસારીપણાના થોડાક ગુણો વર્ણવી દેખાડશો ?

ઉ૦–૧ ન્યાય–નીતિથી કમાણી કરી તે વડે આજીવિકા ચલાવવી.

૨ સદાચારી થવું અને કદાપિ લોકવિરુદ્ધ દુષ્ટ વ્યસનાદિક ઉન્માર્ગે જવું નહિ. ખાનપાન સંબંધી પણ યોગ્ય વિવેક સાચવવો.

૩ સરખા આચારવિચારવાળા–એકમતવાળા સંગાથે

વિવાહ જોડવો, જેથી શાન્તિપૂર્વક ધર્મકર્મ કરવામાં ખલેલ ન આવે.

૪ સર્વ પ્રકારના પાપ આચરણથી ડરતાં રહેવું.

૫ દેશાચાર પ્રમુખ લક્ષમાં રાખી નિન્દાપાત્ર ન થવાય તેમ ડહાપણથી વર્તવું.

૬ રાજા પ્રમુખ અધિકારીના તેમજ પૂજ્ય વડિલ પ્રમુખ કોઇના પણ અવર્ણવાદ કદાપિ બોલવા નહિ, તથા સાંભળવા પણ નહિ; કેમકે તેથી ભારે અનર્થ યા દોષ પેદા થાય છે.

૭ સારા પડોશવાળા યોગ્ય મકાનમાં સુઘડતાથી રહેવું.

૮ સદ્ગુણી સંત-સાધુ-મહાત્માનો યા સુશ્રાવકનો સત્સંગ કરવો.

૯ માતપિતાદિક વડીલોની આજ્ઞા માથે ધારણ કરવી પણ લોપવી નહિ.

૧૦ ઉપદ્રવવાળા સ્થાનમાં જવું નહીં કે જેથી ધર્મની અને ધનની હાનિ થાય.

૧૧ પોતાની ગુંજાશ( આવક )ના પ્રમાણમાં જ ખર્ચ કરવો.

૧૨ પોશાક પણ પોતાની સ્થિતિના પ્રમાણમાં જ રાખવો.

૧૩ બુદ્ધિના આઠ ગુણો ધારી તત્ત્વબોધ મેળવી સદ્-ગુણી થવું.

૧૪ બરાબર ક્ષુધા--ખાવાની રુચિ જાગ્યા વગર ખાવું નહિ.

૧૫ નિયમિત વખતે ક્ષુધાના પ્રમાણમાં જ પચે તેવું ભોજન કરવું.

૧૬ ધર્મને સાચવી અર્થ ઉપાર્જન કરવું, તેમજ અર્થને હાનિ ન પહોંચે તેમ મર્યાદાસર કામ સેવન કરવું, એ રીતે ધર્મ, અર્થ અને કામને સાધવાં.

૧૭ ભોજન સમયે સંત–સાધુ–અતિથિ અને માતાપિતાદિકની અવશ્ય સંભાળ લેવી. તે પછી ભોજન કરવું.

૧૮ ગુણીનો પક્ષ કરવો એટલે તેમનામાં જ દૃઢ રાગ ધરવો.

૧૯ દેશકાળભાવ વિચારી, નિજ શક્તિ–બળ તપાસી ઉચિત કાર્ય કરવું.

૨૦ ધર્મચુસ્ત સજ્જનોની બહુમાનપૂર્વક સેવા–ભક્તિ કરવી. ( સ્વશ્રેય માટે ).

૨૧ ઉચિત રીતે નિજ કુટુંબપોષણ કરતાં રહેવું. દીન દુઃખીને પણ યથાશક્તિ સહાય આપવા ચૂકવું નહિ.

૨૨ લાભાલાભ સંબંધી યોગ્ય વિચાર કરી કાર્યારંભ કરવો. એકાએક સહસાત્કાર ન કરવો. વિચારીને પગલું ભરનાર સુખી થાય છે.

૨૩ એ ઉપરાંત લજ્જાવંત થવું વિનયવંત થવું, દયાવંત થવું, સમતાવંત થવું, વિચક્ષણ થવું, લોકપ્રિય થવું,

કૃતજ્ઞ થવું, ઇંદ્રિયજિત્ થવું અને કામક્રોધાદિ ષટ્-રિપુના વિજેતા થવું, ઇત્યાદિ સમસ્ત ગુણો સેવવા-આદરવા યોગ્ય છે.

૭ પ્ર૦—માર્ગાનુસારીપણાના ગુણ વગરના શ્રાવક ન કહેવાય ?

ઉ૦—તેવા ગુણ વગરનો નામમાત્ર શ્રાવક ભલે કહો, પણ પરમાર્થ રૂપે શ્રાવક તો એ અને અક્ષુદ્રતા-ગંભીરતાદિક ઉત્તમ ગુણોવડે જ કહેવાય.

૮ પ્ર૦—વળી અક્ષુદ્રાદિક કયા કયા ગુણો આદરવા જોઇએ ?

ઉ૦—૧ પરાયા છિદ્ર-દોષ જોવાની ટેવ પડી હોય તે ટાળીને ગુણગ્રાહક દૃષ્ટિ ધારવી-આદરવી, ગંભીરતા રાખતા રહેવું.

૨ માયા-કપટ કે શઠતા તજી સરલસ્વભાવી થવું.

૩ સુદાક્ષિણ્યતાવંત થવું-પ્રેરણાયોગે પરહિત કરવા તૈયાર થવું.

૪ નિષ્પક્ષપાતીપણે જ્યાં સત્ય હોય ત્યાં જ પ્રીતિ ધરવી.

૫ પ્રાણાંતે પણ અસત્ય-ધર્મવિરુદ્ધ ભાષણ ન જ કરવું, તેમજ પારકી કુથલી નહિ કરતાં કંઇપણ હિતકારી ધર્મચર્ચા કરવી.

૬ કુટુંબ પણ ધર્મરુચિવાળુ હોય, જેથી ધર્મમાં સહાયભૂત થાય.

૭ સ્વતઃ પરોપકાર કરવા પ્રેમ પ્રગટે અને પરોપકાર સાધે.

૮ જે કાર્ય આદરે તે કાર્ય કુશળતાથી પાર પાડે એવી કાર્યદક્ષતા હોય.

૯ શરીરની આરોગ્યતા અને ઇન્દ્રિયપટુતાદિક સંબંધી સારી રીતે સંભાળ રાખે, એમ સમજીને કે તે બધાં ધર્મસાધનના અંગરૂપ છે. એ અને બીજા કેટલાક ગુણો ઉપર વર્ણવ્યા છે, તે સાથે હૃદયની કોમળતા પ્રમુખ સદ્ગુણોવડે જીવ શ્રાવકધર્મને લાયક બને છે.

૯ પ્ર૦—આ બધા ગુણો બહુ જ ઉપયોગી હોવાથી બારીકીથી સમજીને અવશ્ય આદરવા યોગ્ય છે. તેનું વિશેષ વર્ણન ક્યાં મળી શકે ?

ઉ૦—અસરકારક રીતે દાખલા દલીલો સાથે તો **ધર્મરત્નપ્રકરણ, ધર્મબિન્દુ** વિગેરે ગ્રંથોના ભાષાંતરોમાં તેનું વિશેષ વર્ણન જોઇ શકાશે. બાકી સામાન્ય રીતે તો **જૈનહિતોપદેશ** ભાગ–૧–૨–૩, અને **શ્રાવક કલ્પતરુ** વિગેરેમાં પણ તેનું વર્ણન જોઇ શકાશે.

૧૦ પ્ર૦—શ્રાવક શબ્દનો અક્ષરાર્થ શું થઇ શકે ?

ઉ૦—શ્ર=શ્રદ્ધાવંત, વ=વિવેકવંત, અને ક=ક્રિયાવંત એવો અર્થ થાય.

૧૧ પ્ર૦—સામાન્યતઃ શી શી કરણીથી શ્રાવકજીવન સાર્થક લેખાય ?

ઉ૦—શ્રી જિનેશ્વરદેવની પૂજા-સેવાથી, શુદ્ધ માર્ગદર્શક સદ્‌ગુરુની સેવાભક્તિથી, જીવદયાથી, શુભપાત્રને દાન દેવાથી, સદ્‌ગુરુ પ્રત્યે પ્રેમ ધારવાથી, અને આગમ-વચનોને સારી રીતે શ્રવણ મનન કરી સન્માર્ગ ગ્રહણ કરવાથી શ્રાવકજીવન સફળ થાય છે.

૧૨ પ્ર૦—વિશેષત: શ્રાવકનો કર્ત્તવ્ય ધર્મ કેવા પ્રકારનો છે?

ઉ૦—હિંસા, અસત્ય, અદત્ત, મૈથુન અને પરિગ્રહનો સર્વથા ત્યાગ થઈ ન શકે ત્યાંસુધી તેનો અમુક પ્રમાણમાં ઊંચું લક્ષ રાખી અવશ્ય ત્યાગ કરવા રૂપ પાંચ અણુવ્રત ધારવાં, તેમજ તેને ગુણકારી થાય એવાં ત્રણ ગુણવંત દિગ્‌વિરમણ–દિશાપ્રમાણ, ભોગો-પભોગ પ્રમાણ અને અનર્થદંડ વિરમણ ઉપરાંત ચાર શિક્ષાવ્રતો–સામાયિક, દેશાવગાશિક, પૌષધ અને અતિથિસંવિભાગ પણ અવશ્ય આદરવા યોગ્ય છે. આ શ્રાવકયોગ્ય **દ્વાદશવ્રત** ( બાર વ્રત ) અને તેને જ લગતી શ્રાવકયોગ્ય વિશેષ કરણી–**૧૧ પડિમાઓ** ( પ્રતિજ્ઞા વિશેષ ) માટે પણ **ધર્મ-બિન્દુ, શ્રાવકપ્રજ્ઞપ્તિ** વિગેરેમાં સારું વર્ણન કરાયેલું છે, તેમજ **શ્રાવકકલ્પતરુ**માં પણ એ સંબંધી કંઈક વિસ્તારથી વર્ણન કરાયેલું જોઈ શકાશે. જિજ્ઞાસુ માટે તે બહુ ઉપયોગી છે.

૧૩ પ્ર૦—શ્રાવકયોગ્ય કર્ત્તવ્યોનું સંક્ષેપથી ક્યાં વર્ણન કરાયેલું છે?

ઉ૦—"**मन्ह जिणाणं आणं**" એ સજ્ઝાયમાં જે કર્તવ્યનું દિગ્દર્શન કરાવેલું છે તેનો કંઈક ભાવાર્થ "**જૈન હિતબોધ**"માં સમજાવવામાં આવેલો છે. તેનો વિસ્તારાર્થ તેની ટીકા ઉપરથી સમજી શકાય તેમ છે.

૧૪ પ્ર૦—સુસાધુ જનોનો કર્તવ્ય ધર્મ કેવા પ્રકારનો કહેલો છે.

ઉ૦—તેમને તો પૂર્વોક્ત હિંસા, અસત્ય, અદત્ત, મૈથુન અને પરિગ્રહનો મન, વચન અને કાયાથી કરવા, કરાવવા અને અનુમોદવાનો સર્વથા ત્યાગ અને શુદ્ધ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતાનો સર્વથા સ્વીકાર કરવા રૂપ પાંચ મહાવ્રતોને ધારવાં, પાંચે ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, ક્રોધાદિક ચારે કષાયોનો જય કરવો અને મન, વચન તથા કાયાના દંડોથી વિરમવું. એ રીતે ૧૭ પ્રકારનો **સંયમ** ધર્મ આદરીને સાવધાનપણે પાળવારૂપ કર્તવ્ય ધર્મ છે. અને એ ઉપરાંત ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા, સરલતા, સંતોષ, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચનતા અને બ્રહ્મચર્ય રૂપ દશ પ્રકારનો પણ **યતિધર્મ** સારી રીતે સમજીને સુસાધુ જનોએ સેવવા યોગ્ય છે. તેમને યોગ્ય દ્વાદશ "**ભિખ્ખુ પડિમા**" પણ આરાધના યોગ્ય કર્તવ્ય ધર્મ છે.

૧૫ પ્ર૦—આ જિનેશ્વરદેશિત ધર્મરૂપ મહાવૃક્ષનું મૂળ શું છે !

ઉ૦—વિનય (ગુણ-ગુણી પ્રત્યે નમ્રતા) એ જ એનું મૂળ છે.

૧૬ પ્ર૦—વિનયના સામાન્ય ભેદ-પ્રકાર સમજાવશો ?

ઉ૦—૧ વંદન, સુખશાતાદિ પૃચ્છા, યથાયોગ્ય અન્નપાન, વસ્ત્ર–પાત્રવડે ભક્તિ.

૨ સદ્‌ગુણી સાધુ પ્રમુખના સદ્‌ગુણોવડે તેમના પ્રત્યે હૃદય પ્રેમ–બહુમાન.

૩ તેમનામાં પ્રગટેલા ઉત્તમ ગુણોની સ્વમુખે પ્રશંસા કરવી.

૪ તેમનામાં નજરે આવતાં નજીવા દોષોની ઉપેક્ષા કરવી, લોકસમક્ષ તેવા નજીવા અવગુણ ઉઘાડા પાડવા નહિ.

૫ કોઇ પણ પ્રકારની અવજ્ઞા–આશાતના થવા ન દેવી.

૧૭ પ્ર૦—દેવવંદન અને ગુરુવંદન કરવા સંબંધી વિધિ–વિવેક સ્પષ્ટપણે કયા કયા સ્થળે બતાવવામાં આવેલ છે.

ઉ૦—દેવવંદન ભાષ્યમાં અને ગુરુવંદન ભાષ્યમાં તે સંબંધી સ્પષ્ટ ખુલાસો છે. જે **ભષ્યિત્રય** નામના પુસ્તકમાંથી વિવેચન સાથે જોઇ શકાશે. વળી "**જૈન હિતબોધ**" આદિમાં પણ પ્રસંગે પ્રસંગે તે વિષય ચર્ચેલો છે, તેમ જ **શ્રી શત્રુંજય મહાતીર્થાદિ યાત્રાવિચાર** અને **ચૈત્યવંદન સ્તુતિ સ્તવનાદિ સંગ્રહમાં** આ સંબધી યથાયોગ્ય વર્ણન આપવામાં આવેલું છે, તે સમજવું સુલભ પડે એવું પણ છે, તેથી સહુને તે વાંચવા ભલામણ છે.

૧૮ પ્ર૦—જપ તપ વ્રત નિયમ સંબંધી પચ્ચખ્ખાણ કરવાનો

વિધિ-વિવેક સ્ફુટ રીતે ક્યાં વર્ણવવામાં આવેલ છે? કે જે લક્ષગત થઈ શકે.

ઉ૦—પૂર્વોક્ત ભષ્યિત્રયમાં જ પચ્ચખ્ખાણ ભાષ્યના અધિકારે તેનું સ્પષ્ટ વર્ણન છે.

૧૯ પ્ર૦—આ સઘળી કરણી વિધિ સહિત કરવાનો ઊંડો હેતુ કયો હોવો જોઈએ?

ઉ૦—રાગદ્વેષવાળી મન, વચન અને કાયાની ચપળતા-દુષ્ટતા નિવારી, ઉત્તમ આલંબન યોગે તેમને નિર્મળ જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં નિર્દોષ રીતે સ્થિર કરવા અને અનુક્રમે સર્વથી અગોચર પરમાનંદ પદ-મોક્ષ-પ્રાપ્તિ કરવી એ જ ઉત્તમ હેતુ છે.

૨૦ પ્ર૦—યોગ અનુષ્ઠાન એટલે શું? અને તે શું લાભદાયક થઈ શકે?

ઉ૦—પરમપદ જે મોક્ષ તે સાથે જોડી આપે એવો સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર સંબંધી આચાર તે તમામ યોગ અનુષ્ઠાન કહેવાય. તેથી સાધકને અનેક પ્રકારની સિદ્ધિઓ અને અંતે મોક્ષ પ્રાપ્ત થઈ શકે છે. ઇતિશમ્.

[શ્રી જૈન ધર્મ પ્રકાશ પુ. ૩૦ પૃ. ૨૮૩]

# સાર સુખદાયક સુભાષિત વચનો

"ઉત્તમ પુરુષોની ઉત્તમ પ્રસાદીની કોણ અવગણના કરે?"

૧ સુજ્ઞ શુભાશય ! તારા ભલા માટે નિરંતર લક્ષપૂર્વક તારે શિષ્ટપુરુષસેવિત સન્માર્ગનું સેવન આળસ રહિત કરવું.

૨ શિષ્ટ પુરુષોવડે કવખોડાયલા પાપકર્મોનો સદા ય પરિહાર કરવો.

૩ વીતરાગ સર્વજ્ઞે ભાષેલાં તત્ત્વ વિષે બરાબર શ્રદ્ધા રાખવી.

૪ અન્ય કપોલકલ્પિત મિથ્યા વચનો ઉપર વિશ્વાસ ન રાખવો.

૫ સારાં આલંબન મેળવી નમ્રતાપૂર્વક સત્ય જ્ઞાન સંપાદન કરવું.

૬ ધર્મને દીપાવનાર સદાચારનું પ્રીતિ ધરી સદા ય સેવન કરવું.

૭ આડે માર્ગે દોરી જનારી ઈન્દ્રિયોનું સારી રીતે દમન કરવું.

૮ મોહ પમાડનારી સ્ત્રીઓનો સંગ-પ્રસંગ જેમ બને તેમ ઓછો કરવો.

૯ પરિણામે દુઃખદાયી એવાં વિષયસુખની લાલસા જેમ બને તેમ ઘટાડવી.

૧૦ પરમ ઉપકારી જિનેશ્વરદેવની સદા ય સેવાભક્તિ આદરથી કરવી.

૧૧ સન્માર્ગદર્શક ગુરુજનોની પણ તેવી જ રીતે સેવાભક્તિ કરવી.

૧૨ કર્મબળને બાળી નાંખનારી તપસ્યાનું પણ શક્તિ મુજબ સમતાથી સેવન કરવું.

૧૩ સ્વપરને હિતરૂપ થાય એવું જ વચન બોલવું, અન્યથા મૌન રહેવું.

૧૪ ધોળે દહાડે ધાડ પાડનારા રાગદ્વેષનો જેમ બને તેમ સમતા-વડે જય કરવો.

૧૫ ક્રોધ, માન, માયા અને લોભને દુ:ખદાયક સમજી ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષનું સેવન કરી તે વડે તેમને જીતી લેવા.

૧૬ અહિંસા અથવા દયાને શાસ્ત્રનીતિથી સારી રીતે સમજીને સેવવી. સહુ કોઈ જીવોને નિજ સમાન લેખી કોઈ સાથે પ્રતિકૂલતા રાખવી નહિ.

૧૭ ગમે તેવા સંયોગોમાં પણ સત્ય વ્રતને લાંછન લગાડવું નહિ.

૧૮ ગમે તેવી પરાઇ વસ્તુ અનીતિથી લઈ લેવા કદાપિ પણ ઇચ્છવું નહિ.

૧૯ આત્માની ઉન્નતિ કરવાનો અકસીર ઉપાય મન, વચન અને કાયાની પવિત્રતા સાચવી રાખી બ્રહ્મચર્ય પાળવું એ છે.

૨૦ પરિગ્રહ સંબંધી મૂર્છા–મમતા જેમ બને તેમ પરિહરવી–કમી કરવી યુક્ત છે.

૨૧ સંસારનું વિષમ સ્વરૂપ જોઈ વિરક્તપણે નિજહિત સાધી લેવું.

૨૨ સદ્ગુણોની પ્રાપ્તિ અને પુષ્ટિ માટે સદ્ગુણી જનોનો સંગ કરવો.

૨૩ રાગ દ્વેષ અને મોહથી સર્વથા મુક્ત થયેલાને જ વીત-રાગ ( દેવ ) માનવા.

૨૪ પાત્રાપાત્રને વિવેકવડે પિછાણી લઈ પાત્ર–સુપાત્રને બહુ પ્રેમથી દાન દેવું.

૨૫ ભવ્ય જીવોને ભક્તિપ્રમુખ આલંબન માટે જ્યાં જિન-મંદિર ન જ હોય ત્યાં શાસ્ત્રનીતિ મુજબ જયણાપૂર્વક કરાવી આપવામાં લાભ છે; પણ જ્યાં પ્રથમથી જ હોય ત્યાં તો તેનો જીર્ણોદ્ધાર જ કરાવવો લાભકારી છે.

૨૬ મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થતા પ્રમુખ ઉત્તમ ભાવનાઓ સદા ય ભાવવી.

૨૭ અનેક દૂષણોથી ભરેલું રાત્રિભોજન કરવાની કુટેવ તજી દેવી જ યુક્ત છે.

૨૮ હિતાહિત–લાભાલાભ જેથી સ્પષ્ટ સમજાય એવા વિવેકને જરૂર આદરવો.

૨૯ જેનાથી દુઃખનો વધારો જ થાય એવી ખોટી માયા–મમ-તાનો ત્યાગ કરવો.

૩૦ આ અગાધ સંસારસાગરનો વ્હેલાસર પાર પામવા પ્રબળ પ્રયત્ન કરવો.

૩૧ ધૈર્ય–ધીરજ–સમતાને સુખદાયી સમજીને તેનું પુનઃ પુનઃ સેવન કરવું.

૩૨ શોકને સર્વ રીતે નુકશાનકારી સમજીને તેનો જલદી ત્યાગ કરવો.

૩૩ ઈર્ષ્યા–અદેખાઇ, વૈર, ઝેર પ્રમુખ દુષ્ટ વૃત્તિ તજી મનને શુદ્ધ–નિર્મળ કરવું.

૩૪ ઉત્તમ ધર્મસામગ્રી પામીને જરૂર માનવભવની સફળતા કરી લેવી.

૩૫ સમજપૂર્વક અમૂલ્ય વ્રત આદરીને કદાપિ વ્રતભંગ કરવો નહિ.

૩૬ મરણસમયપર્યન્ત સમાધિ સચવાઇ રહે એવી ખબ કાળજી રાખવી.

૩૭ આ ભવ પરભવ સંબંધી અસાર સુખ–ભોગની ઇચ્છા-તૃષ્ણા રાખવી નહિ.

૩૮ સ્વકર્તવ્યધર્મને સારી રીતે સમજીને સાવધાનપણે પાળવા પ્રયત્ન કરવો.

૩૯ નવકાર મહામંત્રને હૈયાના હાર સમાન લેખી તેનું સદા ય સ્મરણ કરવું.

૪૦ જન્મ મરણની મહાવ્યાધિ સદંતર દૂર કરવા માટે ધર્મ-રસાયણનું સેવન કરવું.

૪૧ શુધ્ધ વૈરાગ્યબળ મેળવી, દેહ લક્ષ્મી પ્રમુખ ક્ષણિક પદાર્થોનો મોહ તજી દેવો.

૪૨ સદા સર્વદા સદ્વિવેક રૂપ આંતર ચક્ષુનો ઉપયોગ કર્યા કરવો.

૪૩ દાન, શીલ, તપ અને ભાવરૂપ ધર્મસંબળ (ભાતું) બને તેટલું સાથે લઈ લેવા ચૂકવું નહિ. "દવ બળે ત્યારે કૂવો ખોદવો" કામ આવે નહિ.

૪૪ માનવભવ પ્રમુખ ઉત્તમ ધર્મસામગ્રી ફરી ફરી મળવી મુશ્કેલ છે એમ સારી રીતે સમજી રાખી શીઘ્ર સ્વહિત કરી લેવા લક્ષ દોરવું.

૪૫ પુરુષાર્થ સેવનવડે ગમે તેવા કઠીન કાર્યની પણ સિદ્ધિ થઇ શકે છે એવો નિશ્ચય કરી, પ્રમાદ માત્ર દૂર કરી, પુરુષાર્થી બનવું. એ વડે સકળ કાર્યસિદ્ધિ થઇ શકશે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૫. પૃ. ૨૧૦–૨૧૧ સં. ૧૯૭૫ ]

---

## આપણે દયાળુ છીએ તેની સાબિતી શી ?

વ્હાલા બંધુઓ અને બ્હેનો !

આપણા હૃદયમાં દયા વસી છે એમ ક્યારે અને શી રીતે લેખી શકાય ? જ્યારે બીજા જીવોની દયામણી સ્થિતિ જોઈ આપણું દિલ દ્રવે–મન પીગળે અને પરોપકારદૃષ્ટિથી તેમનું દુઃખ દૂર કરવા તન–મન–ધનથી ઉદ્યમ કરાય ત્યારે જ આપણું દિલ દયાળુ–કોમળ છે એમ કહી શકાય. આ બાબતમાં બીજા ગમે તે કહે પણ આપણું અંતઃકરણ જ સાક્ષી આપે છે.

દયા--અનુકંપાનો ગુણ આપણામાં જેમ બને તેમ વધારે ખીલવવાની જરૂર છે. વળી તે દયા-અનુકંપા પણ ડહાપણભરી હોવી જોઇએ. તે ગુણ આપણામાં જેટલે અંશે ખીલતો જશે તેટલે અંશે આપણે પવિત્ર ધર્મના અધિકારી બની શકશું; કેમ કે દયા જ ધર્મનું મૂળ છે, તેમ જ સત્ય, પ્રમાણિકતા, બ્રહ્મચર્ય, સુશીલતા અને મૂર્ચ્છા-મમતારહિતપણારૂપ અસંગતાદિક વ્રત માત્ર તે દયા અથવા અહિંસાની રક્ષા માટે જ છે.

સર્વ જીવો જીવિત ઇચ્છે છે, કોઇ મરણ ઇચ્છતા નથી; અને જેવી સુખ દુ.ખની લાગણી આપણને થાય છે તેવી જ અન્યને પણ થાય છે જ તો પછી કોઇ પણ જીવને પ્રતિકૂળતા-પીડા ઉપજે તેવાં આચરણ નહિ કરતાં તેમને સુખ-સમાધિ ઉપજે એવા જ આચરણ કરવાં જોઈએ.

સુખનાં અર્થી જનોએ કોઈ જીવને કદાપિ પ્રતિકૂળતા ઉપજાવવી નહિ. "સર્વે સુખી થાઓ! સર્વે રોગ રહિત થાઓ! સર્વે મંગળમાળા પામો! કોઇ પાપાચરણ નહિ કરો! આખી દુનિયામાં સુખ-શાન્તિ પ્રસરો! જીવમાત્ર એક બીજાનું હિત કરવા તત્પર થાઓ! દોષ માત્ર દૂર થાઓ અને સર્વત્ર સુખ સ્મૃદ્ધિ પ્રાપ્ત થાઓ!" આવી ઉદાર મૈત્રી ભાવના આપણા દરેકના દિલમાં દૃઢ થવી જોઈએ. દુઃખી જીવોનાં પ્રગટ દુઃખ દૂર કરવા ઉદાર દિલથી બનતી મદદ કરવા ઉપરાંત તેઓ કાયમને માટે દુઃખમુક્ત થાય એવા બુદ્ધિગમ્ય ઉપાય બતાવવા. સુખી તેમજ સદ્ગુણી જનોને દેખી દિલમાં પ્રમુદિત થવું અને ગમે તેવા કઠોર કર્મ કરનારાં ઉપર પણ દ્વેષ નહિ કરતાં તે સુધરી ઠેકાણે આવી

શકે એમ જણાય તો તેના પર કરુણા કરવી, નહિ તો ઉપેક્ષા કરીને પણ સ્વપરહિતકારી અન્ય ઉચિત આચરણો કરવા માટે કાયમ તત્પર રહેવું. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૫, પૃ. ૨૧૧ ]

---

## સર્વદાનમાં અભયદાન શ્રેષ્ઠ છે તેવી ખરી ખાત્રી કરી પ્રમાદ વર્જી તેવું જ વર્તન કરવું

"સર્વ કોઇ જીવિત ઇચ્છે છે કોઈ મરવા ઇચ્છતા નથી." એમ યથાર્થ સમજીને સાધુ નિર્ગ્રંથ જનો સર્વ કોઇને સ્વ આત્મસમાન લેખે છે, કોઇને ભય ત્રાસ આપતા નથી. સાધુ નિર્ગ્રંથોની પેઠે સર્વ જીવોને અભય આપી શકાય તે તો ઉત્તમ વાત જ છે; પરંતુ તેમ સર્વથા કરવું બની ન શકે તો જેટલું શકય હોય તેટલુ તો અવશ્ય કરવું જ જોઇએ.

જે મહાનુભાવો ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા, સરલતા અને સંતોષાદિક સદ્‌ગુણોને ધારણ કરી ક્રોધાદિક કષાયોને જીતી શકે છે, ઇન્દ્રિયોને કબજે રાખી વિષયાસક્તિથી દૂર રહે છે, દૃઢ સંયમબળથી સત્યાદિક મહાવ્રતોનું પરિશીલન કરે છે અને પવિત્ર વિચાર વાણી અને આચારનું સેવન કરે છે, તેવા સંત સાધુ જનોજ સર્વ જીવોને પૂર્ણરીત્યા અભયદાન દઈ શકે છે, બાકીના ગૃહસ્થ જનો તો થોડે ઘણે અંશે જીવોને અભયદાન દઇ શકે છે.

શાસ્ત્રકાર કહે છે કે "પહેલું જ્ઞાન અને પછી અહિંસા–અથવા દયા" કેમકે અહિંસા અથવા દયાનું

યથાર્થ સ્વરૂપ સમજ્યાથી જ તેનો યથાર્થ લાભ લેવાનો પ્રસંગ પ્રમાદ રહિત સાધી શકાય છે, યથાર્થ જ્ઞાન અથવા સમજ વગર તો અહિંસા અથવા દયાને બદલે હિંસાનો માર્ગ પણ આદરી લેવાય છે. યથાર્થ જ્ઞાન અથવા સમજવડે જે સર્વ જીવોને સ્વ આત્મ સમાન સમજી તથાપ્રકારની દૃઢ શ્રદ્ધા રાખી પ્રમાદ તજી સત્યાગ્રહ ધારી સ્વ કર્તવ્યમાર્ગથી લગારે ચ્યુત થતા નથી તેવા સંત–મહાત્માઓ જ સર્વ જીવોને સર્વ-થા અભય આપી શકે છે, પરંતુ જેઓ પ્રમાદવશ થઇ સ્વ કર્તવ્ય-કર્મમાં શિથિલતા ધારે છે તેઓ તે મહાવ્રતનો જોઇએ તેવો લાભ લઇ શકતા નથી. વિચારથી વાણીથી અને કૃતિથી જેમ જાતે હિંસા કરાય છે તેમ અન્ય પાસે પણ કરાવાય છે, તથા તેનું અનુમોદન પણ કરવામાં આવે છે. મન, વચન કે કાયાથી ઉક્ત જીવહિંસા કરવા કરાવવા કે અનુમોદવાથી સર્વથા વિરમવું તેનું નામ જ સંપૂર્ણ અભયદાન કહેવામાં આવે છે. સુખદુઃખની લાગણી સહુને સમાન હોવાથી કોઇ જીવને પ્રતિકૂળતા ઉપજાવવી નહિ. ગમે તે પ્રસંગે હૃદયમાં કોમળતા ધારી જયણાથી પ્રવર્તવું. જેથી જીવોની રક્ષા થાય તેવાં સુકોમળ ઉપગરણોનો જ ઉપયોગ કરવો, તેમ જ જન્મ જરા મરણના દુઃખથી સર્વથા મુક્ત થવાય તેવા સંયમ-માર્ગમાં અપ્રમત્તપણે વિહરવા દત્તચિત્ત–એકનિષ્ઠ બની રહેવું યથાર્થ શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રનું યથાવિધિ આરાધન કરવાથી પોતે અભય–નિર્ભય બને છે અને અનેક જીવોને અભય આપવા શક્તિવાન્ થઇ શકાય છે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૨૩૯ ]

# જૈન કોમને ખૂબ લક્ષ્યમાં લેવા યોગ્ય ખાસ ઉપયોગી સૂચનાઓ

૧ સુખના અર્થી સહુએ જરૂર પડતાં શુદ્ધ, સ્વદેશી વસ્તુનો જ આદર કરવો, સ્વદેશી કે વિદેશી ભ્રષ્ટ વસ્તુઓથી સદંતર દૂર જ રહેવું.

૨ આપણાં સઘળાં સ્થાવર અને જંગમ તીર્થોની રક્ષા ને સેવા માટે વિશેષે સાવધાન રહેવું. તેમની ખાતર પોતાનાં પ્રાણ પાથરવા પણ ન ચૂકવું, જરૂર પડતાં પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવું.

૩ કેવળ દેખાદેખી નહીં કરતાં, લાભાલાભ સમજી, હિતાહિત વિચારી, સ્વપરની ઉન્નતિ સધાય તેવા શુદ્ધ સરળ ઉપાય આદરવા સર્વેએ પ્રયત્ન કરવો.

૪ સંસારના મૂળરૂપ ને સર્વ સંક્લેશના સબળ કારણરૂપ ક્રોધાદિક ચારે કષાયો નિવારવા, અને સ્વાનુભવપૂર્વક સર્વજ્ઞ વીતરાગ પરમાત્માએ એકાન્ત હિતબુદ્ધિથી ભાખેલો ક્ષમાદિક દશ પ્રકારનો પવિત્ર ધર્મ સેવવા યથાશક્તિ જરૂર યત્ન કરવો.

૫ પ્રભુની પરમ શાન્ત મુદ્રાને સ્થિર મને પૂજી, અર્ચી, સ્તવીને એવી જ પ્રાર્થના કરવી કે આપણે તેમના પવિત્ર માર્ગે પવિત્ર બનીએ તેવું બળ પામીએ.

૬ જિનપૂજામાં શરીરશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, મનશુદ્ધિ, સ્થાનશુદ્ધિ, પૂજોપગરણ શુદ્ધિ, ન્યાય દ્રવ્ય ( દ્રવ્યશુદ્ધિ ), વિધિશુદ્ધિ સમાચરવા કોઈએ બેદરકાર ન જ રહેવું

૭ પરહિતચિંતનરૂપ **મૈત્રી**ભાવ, પરદુઃખ દળવારૂપ **કરુણા** ભાવ, પરનું સુખ જોઈ પ્રમોદ ધરવારૂપ **મુદિતા** ભાવ અને પરના દોષની ઉપેક્ષા કરવારૂપ **માધ્યસ્થ** ભાવ–ધર્મની રક્ષાને વૃદ્ધિ કરનાર હોવાથી એકાન્ત હિતકારી જાણી આદરવા યોગ્ય છે.

૮ નાના ક્ષુદ્ર જંતુઓની રક્ષા કરીએ ને મોટા જીવોને પીડા કરીએ તે ન જ શોભે. સૌને આત્મસમાન લેખી સર્વત્ર ઉચિત હિતાચરણ જ કરવું શોભે.

૯ સ્વાર્થની ખાતર કોઈને નુકશાન કરવું ન ઘટે. પરમાર્થની ખાતર બને તેટલું ઘસાવું–સહન કરવું–તુચ્છ સ્વાર્થનું વિસ્મરણ કરવું ને આગળ વધવું જ ઘટે.

૧૦ " પાંજરાપોળો ખાતર જેટલો ભોગ અપાય છે તેથી અધિક સાધર્મી ભાઈબ્હેનો માટે–તેમની દ્રવ્ય ભાવ ઉન્નતિને માટે સ્વકર્તવ્ય સમજીને આપવો. " એટલું પણ આપણી આજુબાજુ થઈ રહેલી સમાજની ભારે વિષમ સ્થિતિ જોઈને ન શિખી લેવાય તો પછી આપણે વિવેકશૂન્યની પંક્તિમાં જ લેખાવાનું રહ્યું.

૧૧ સ્વધર્મીઓનું સગપણ કેટલું બધું મહત્વનું શાસ્ત્રકારે વખાણ્યું છે, તેની શ્રદ્ધા–પ્રતીતિ લાવી, ધર્માર્થીજનોએ તેનો આદર કરવો ઘટે છે.

૧૨ લોકપ્રવાહમાં તણાઈ ઘણાં કાર્યોમાં છૂટે હાથે દ્રવ્ય ખર્ચાય છે; પરંતુ ઉચિતતા સાચવવા પૂરતું લક્ષ્ય નહીં રહેવાથી તે બરાબર ઊગી નીકળતું નથી.

૧૩ નાની મોટી બીજી ઘણી સમાજોમાં કેળવણીનો ખૂબ પ્રચાર કરવા જેટલું લક્ષ્ય અપાય છે તેટલું લક્ષ્ય આપણે આપતા રહીએ તો શી બાકી રહે ? કેળવણી અહીં વિશાળ અર્થમાં સમજવા યોગ્ય છે.

૧૪ ખરી કેળવણી વગરનું આપણું જીવન સુકાન વગરના વહાણ જેવું નકામું થાય છે, એમ સમજી હવે તે દિશા તરફ ખાસ વળવું જોઇએ.

૧૫ આપણી પ્રજા આ હરીફાઇના વખતમાં ઉન્નતિ કરનારી કેળવણી વગર બીજી પ્રજા સાથે કઈ રીતે ને ક્યાંસુધી ટકી શકે તે વિચારવા જેવું છે.

૧૬ બીજા લખલૂટ ખર્ચો વાહ વાહ મેળવવાની ખાતર કરાતાં હોય તે અળસાવી તેનો પ્રવાહ આપણી પ્રજાને ખાસ જરૂરની સઘળી કેળવણી આપવાના સાધનો પૂરાં પાડવામાં–જોડવામાં આવે તો શી ખામી રહે ?

૧૭ નિઃસ્વાર્થપણે આવાં જરૂરી કામમાં ભોગ આપનારની કીર્તિ પણ કેટલી વધે ? પરંતુ નકામી હોંસાતુંસી તજી પરમાર્થ બુદ્ધિ જાગ્રત થાય તો જ તે બને.

૧૮ આપણી પ્રજામાં કોઇ જાતનું દુર્વ્યસન ન રહે તેવી તાલીમ આપવી જ હોય તો પ્રથમ માતાપિતાદિક વડીલોએ જ બધાં દુર્વ્યસનો તજવાં જોઇએ.

૧૯ આપણી સંખ્યા દિનપ્રતિદિન કેમ ઘટતી જાય છે તેનાં

ખરાં કારણુ શોધી-સમજી દૂર કરવા દરેક સાચા જૈન ભાઇ બ્હેને દૃઢ પ્રયત્ન કરવો જોઇએ.

૨૦ શરીરનું આરોગ્ય સચવાય એવા સઘળા નિયમો લક્ષ્યમાં લઇ જાતે પાળવા અને આપણા બધા કુટુંબમાં પળાવવા દૃઢ આદર રાખવો જોઇએ. શુદ્ધ સાત્ત્વિક ખાનપાન, શુદ્ધ હવાપાણી અને પ્રકાશવાળા નિર્દોષ સ્થાનની ખાસ પસંદગી કરવી જોઇએ.

૨૧ રોગ-વ્યાધિ એ આપણી જ ભૂલ-ગફલતનું પરિણામ લેખાય છે, તેવે વખતે તેના નિવારણાર્થે નિર્દોષ ઉપાય કરવાને બદલે કંઇક સ્થળે ધમાધમ કરી મૂકી વધારે કફોડી સ્થિતિ ઊભી કરવામાં આવે છે, તેને બદલે તેનું મૂળ કારણ શોધી સુધારવા તરફ લક્ષ્ય રાખવા અને આપણી ભૂલની જે કુદરતી શિક્ષા મળે છે તે શાંતથી સહન કરી લઇ ફરી તેવી ભૂલ ન કરવા જાગ્રત રહેવા જેટલું બળ મેળવી તેનો સદુપયોગ કરતાં શીખશું ત્યારે આપણો દહાડો જરૂર વળશે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૨૩૯. ]

---

## સદ્બોધ વાક્યામૃત.

( ૧ )

### આપણી ઉન્નતિ કેમ થવા પામે ?

આપણામાં સદ્વિચારજાગૃતિને બદલે સદ્વિચારશૂન્યતા વધી પડી છે, તેથી જ ખરો સ્વાર્થત્યાગ ન કરતાં પરમાર્થથી દૂર

રહી, સ્વાર્થાંધ બની, લોભતૃષ્ણાના પ્રવાહમાં તણાઇ, આપણી અવનતિ આપણે હાથે જ કરી રહ્યા છીએ. ખરી ઉન્નતિના પંથે તો કોઇ વિરલા જ ચાલતા હશે. તેઓ તો ગમે તેવા વિકટ સંયોગોમાં પણ પોતાના નિશ્ચિતમાર્ગથી ડગતા નથી. તેઓ ફળને માટે અધીરા થયા વગર નિષ્કામ સેવા કર્યા જ કરે છે. એવા મહાત્માઓના દાસ–કિંકર કે શિષ્ય થવામાં અત્યંત લાભ છે. તેમના સતત સંસર્ગ–સમાગમ–પરિચયવડે આપણામાં જડ ઘાલી રહેલી વિચારજડતા ઓછી થાય છે, વિચાર-જાગૃતિ ઉદિત થાય છે, સ્વાર્થાંધતા ટળે છે, ને ખરો સ્વાર્થ-ત્યાગ યા પરમાર્થનો માર્ગ ખુલ્લો થાય છે, જેથી પરિણામે સ્વપર ઉન્નતિ સુખે સાધી શકાય છે. તેવા મહાત્માઓને મન તો આખી આલમ કુટુંબરૂપ ભાસે છે; કેમ કે તેમની દૃષ્ટિ એટલી બધી વિશાળ અને પરમાર્થદર્શી બની હોય છે. તેમનો આશય સમજી યથાશક્તિ તેનું અનુકરણ કરનાર સહૃદય ભાઈ બહેનો પણ અવશ્ય સ્વઉન્નતિ સાધી અન્યને અનુકરણ યોગ્ય બને છે. આવાં ઉત્તમ જનોની ભવ્ય કરણીનું અનુમોદન કરનાર પણ સુખી થાય છે.

---

( ૨ )

### ક્લેશ–કુસંપ માત્રને તજી દઈ સંપ યા ઐક્યતા કરવાની ભારે જરૂર

જયાંસુધી જ્ઞાની મહાત્માઓનાં હિતવચનોને અવગણી આપણે એકબીજાના અવગુણો જ જોયા કરશું, દૂધમાંથી પણ પૂરા કાઢતા રહીશું, દોષ જ શોધ્યા કરશું ત્યાંસુધી આપણી ઉન્નતિ કદાપિ થઇ નહીં જ શકે. જયારે કાગડા જેવી દોષદૃષ્ટિ

તજી, હંસ જેવી ઉજ્જવલ ગુણદૃષ્ટિ આદરશું; પાપબુદ્ધિ તજી, પવિત્ર ન્યાયબુદ્ધિ સેવશું; ઇર્ષ્યા–અદેખાઇ તજી, ગુણાનુરાગી બનશું; તામસી વૃત્તિ તજી, શાન્ત–સાત્વિકવૃત્તિ સેવશું; માયાચારીપણું તજી, સરલતા આદરશું; રાગદ્વેષ યા પક્ષપાત તજીને સમતોલપણું સેવશું; કલેશી–વિરોધી ભાવ તજી, પ્રસન્નભાવ આદરશું; અછતાં આળ દેવા જેવા તુચ્છ ભાવને તજી, ગંભીર બનશું; ચાડિયાખોર વૃત્તિ તજી, આપણા જ દોષ દૂર કરશું; પરનિંદાની ટેવ તજી, પરગુણ ગ્રહણ કરશું; સ્વનિન્દા–સ્તુતિ સાંભળી હર્ષ–શોકથી અળગા રહીશું; નિર્દંભપણું આદરશું, અને શુદ્ધ તત્ત્વશ્રદ્ધાનું સેવન કરવા સાથે સ્વસમાન ધર્મ પાળનારા સાધર્મીજનો ઉપર અનહદ પ્રેમ ધારશું; તેમના દુઃખે દુઃખી ને તેમના સુખે સુખી પોતાને માનશું, તેમનું દુઃખ ફેડવા બનતું કરશું, ને બીજાને સુખી કે સદ્ગુણી દેખીને પ્રમોદ ધારશું ત્યારે જ આપણામાં ખરી ઐકયતા સ્થપાશે, અને ત્યારે જ આપણી ખરી ઉન્નતિ થઇ શકશે. અત્યારે આપણી સમાજની સ્થિતિ એ બાબતમાં બહુ શોચવા જેવી થઇ પડી છે. જ્યાં ત્યાં એકતા કરીને જોડવા કરતાં સ્વચ્છંદપણે આપખુદ વર્તનથી તોડવાની જ વાત વધારે સંભળાય છે ને નજરે પડે છે; પણ જોડવામાં જ ખરું પુરુષાતન વાપરી સાર્થક કરવાનું છે. તેવો લાભ કોઇક વિરલ જનો જ લઇ શકે છે. મોહના પ્રબળ ઉદયથી સ્વચ્છંદતાવશ સારાં કામોને તોડતા તો વાર નથી લાગતી, પણ મોહાંધ બની સારા કામમાં ભંગાણ પાડવામાં પોતાની શક્તિનો ગેરઉપયોગ કરનાર સ્વપરની ભારે ખુવારી જ કરે છે; તેથી જ જ્ઞાની પુરુષો પોકારી પોકારીને તેવા દરેક પ્રસંગે સાવધાન રહી, સ્વપરહિતની રક્ષા ને વૃદ્ધિ

થવા પામે તેમ કુશળતાથી જ વર્તવા ઉપદેશે છે, તે જ ખરી દયા અથવા અહિંસાનું રહસ્ય સમજી, દયાધર્મીનો દાવો કરનાર સહુએ લક્ષ્યમાં રાખી લેવા યોગ્ય છે.

---

( ૩ )

### મરજી મુજબ નકામી ટીકા કરવાથી ભાગ્યેજ લાભ થઈ શકે છે

પારકી નિંદા–ટીકા કરવા બહાર પડનારા ઘણે ભાગે પરાયાં છિદ્રો જ શોધતા ફરે છે. તેવું કંઈક ભોગજોગે તેમના જોવામાં કે સાંભળવામાં આવે કે તરત જ તેના ઉપર વચનપ્રહાર કરવા તલપાપડ થવા માંડે છે. તેમાં પોતાની બુદ્ધિશક્તિ સાથે સમયનો પણ ભારે ભોગ આપે છે, તેમાં તેમને ભારે રસ પડે છે; તેથી નજીવી વાતને ભારે ભયંકર રૂપ આપી, રજનું ગજ જેવું કરી મૂકે છે અને અનેક સહૃદય જનોની લાગણી દૂભવે છે. પોતાના આવા કલ્પિત વ્યાપારમાં હાર થવાથી તે થાકતા નથી પણ અનેક યુક્તિપ્રયુક્તિ કેળવી તેનો વિસ્તાર કરતા જાય છે અને લોકમાં વધારે ને વધારે હાંસીપાત્ર બને છે. સજ્જન મહાત્માઓ આવી ભાંજગડ કરવી પસંદ કરતા નથી. તેઓ તો પોતાની ભૂલ સમજતાં જ સુધારી લે છે ને જરૂર જણાતાં જાહેર પણ કરી દે છે. ત્યારે પણ નિંદ્ય નિંદાખોરો તો કાબલી જ કૂટતા રહે છે. સામા જીવને સુધારવાનો એ સાચો માર્ગ નથી. બનતાં સુધી તો એકાંતમાં મનની શાંતિ જાળવી રાખી, કેવળ હિતબુદ્ધિથી પ્રેરાઈ શુદ્ધ પ્રેમવડે જે કંઇ હિત વચનો કહેવામાં આવે છે તેનું જ પરિણામ ઘણે ભાગે મન-

માન્યું સુંદર આવે છે, આક્ષેપક શૈલી તો ઊલટી વિઘાતક નિવડે છે. તેનો ત્યાગ કરવામાં જ ખરું ડહાપણ રહ્યું છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૪૧, પૃ. ૨૪૧. ]

---

## સજ્જન મહાશયોને કદાપિ પ્રકૃતિવિકાર થવા પામતો નથી.

૧ ગાય, ભેંશ અને અજાદિકનાં દૂધનું દહીં બીજે દિવસે કે તે દિવસે જ (તત્કાળ) થાય છે; પરંતુ ક્ષીરસમુદ્ર તો અદ્યાપિ પર્યંત જેવો ને તેવો વિકૃતિ રહિત રહ્યો છે. તેનું દહીં થવા પામ્યું જ નથી. ખરી વાત છે કે મહાશયને વિકાર કેમ થાય ?

૨ ગંગા નદી પાપને, ચંદ્રમા તાપને અને કલ્પતરુ વૃક્ષ દીનતાને દૂર કરે છે, ત્યારે સંત મહાશયો પાપ, તાપ અને દીનતા એ બધાને દૂર કરી નાંખે છે. સંતોનો સમાગમ સદા ય સુખદાયી નિવડે છે.

૩ પ્રકોપિત કરેલા એવા સંત–સાધુનું મન વિક્રિયા પામતું નથી. એક ઉંબાડીયાવડે સમુદ્રનું પાણી કંઈ ગરમ થઈ શકતું નથી.

૪ પરોપકાર કરવો, પ્રિય બોલવું અને સાચો સ્નેહ કરવો તે સજ્જનોનો કુદરતી સ્વભાવ જ હોય છે. ચંદ્રને કોણે શીતળ કર્યો છે ? જેમ એ સ્વાભાવિક રીતે શીતળ છે તેમ સજ્જનો આશ્રી પણ સમજી લેવું.

૫ સજ્જનોની સમીપે કહેલા સૂક્ત વચનો શોભાને પામે

છે, પરંતુ દુર્જનોની પાસે કહેવાયેલાં એ જ વચનો અરણ્યમાં રુદન જેવાં નકામા થઇ પડે છે. એટલો બધો પટાંતર સજ્જન દુર્જન વચ્ચે રહે છે.

૬ સજ્જનોનું ચિત્ત સંપત્તિ વખતે કમળ જેવું કોમળ બન્યું રહે છે; અને આપત્તિ વખતે એમનું ચિત્ત વજ્ર જેવું કઠણ બની રહે છે તે યુક્ત જ છે; કેમ કે વસંત માસમાં વૃક્ષનાં પત્ર ઘણાં જ કુણા હોય છે અને ગ્રીષ્મ ઋતુમાં તે પત્ર કઠણ-મજબૂત બની જાય છે.

૭ સુવર્ણને જેમ જેમ અગ્નિમાં નાંખી તપાવવામાં આવે તેમ તેમ તેનો વાન વધતો જ જાય છે ( તેમાં કાળાશ આવવા પામતી નથી ); ચન્દનને જેમ જેમ ઘસવામાં આવે છે તેમ તેમ તે મજાની ખુશબો આપે છે ( ઘસનાર, પીડા કરનાર કે છેદી નાંખનારને પણ ચંદન તો પોતામાં રહેલ પરિમલ-ખુશબો જ આપ્યા કરે છે ); શેલડીને જેમ જેમ છેદવામાં કે પીલવામાં આવે છે તેમ તેમ તે પોતામાં રહેલો મધુર રસ-સ્વાદ જ આપે છે; તેવી જ રીતે પ્રાણાન્ત કષ્ટ આવ્યે સતે પણ સજ્જનો પોતાની સ્વાભાવિક પ્રકૃતિને સાચવી રાખે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૧૦૭ ]

---

## સદ્‌ગુણ પ્રાપ્ત કરી લેવા સુજ્ઞ જનોએ કરવો જોઇતો પ્રયત્ન.

૧ ઉત્તમ પુરુષો પોતાના જ ગુણોવડે પ્રસિદ્ધિ પામે છે, મધ્યમ પુરુષો પિતાના નામથી પ્રસિદ્ધ થાય છે, અધમ પુરુષો

મોસાળના નામથી ઓળખાય છે. અને અધમાધમ પુરુષો સાસરાના નામથી ઓળખાય છે.

૨ સદ્ગુણો પ્રાપ્ત કરી લેવા સુજ્ઞ જનોએ અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ, કેમ કે સદ્ગુણના યોગે જ સઘળું સુખ પ્રાપ્ત થાય છે. સદ્ગુણવડે જ ચંદ્રે શિવના અલંઘ્ય ઉત્તમાંગ ( મસ્તક ) ઉપર નિવાસ કર્યો છે. સદ્ગુણ સર્વત્ર માર્ગ કરી સ્થાન મેળવી શકે છે, અને પ્રશંસા પામે છે.

૩ મૃગલાનું માંસ, હાથીનાં દાંત, વાઘનું ચર્મ, વૃક્ષનાં ફળ, સ્ત્રીનું સુંદર રૂપ અને મનુષ્યની લક્ષ્મી એટલા વાનાં તેઓને ઊલટા હાનિકારક થઈ પડે છે. એ ગુણો પણ તેને નુકશાનકારી થાય છે.

૪ નિર્ધને દીધેલું દાન, અધિકારીની ક્ષમા, યુવાનનું તપ, જ્ઞાનીનું મૌન, સુખી જનોની ઇચ્છા-નિવૃત્તિ અને સર્વ પ્રાણી ઉપર દયા એ સદ્ગુણો, જીવને સદ્ગતિમાં લઇ જાય છે.

૫ શઠતાવડે ધર્મ, કપટવડે મિત્રતા, પરોપતાપવડે સમૃદ્ધિ ભાવ, સુખવડે વિદ્યા અને બળાત્કારવડે નારીને જે વાંચ્છે છે તે પ્રગટપણે મૂર્ખ-અજ્ઞાન છે.

૬ યતિ, વ્રતી, પતિવ્રતા ( સ્ત્રી ), શૂર, વીર, દયાવંત, ત્યાગી, ભોગી અને બહુશ્રુત ( પંડિત ) જનો સત્સંગ માત્રથી પાપને બાળી નાંખે છે.

૭ અર્થી-યાચકને જે ન દેવાય તે ધન શા કામનું ? શત્રુ-ઓનો નિગ્રહ ન કરાય તે બળ શા કામનું ? ધર્માચાર ન

સેવાય તો તે જ્ઞાન શા કામનું? ઇન્દ્રિયોનું દમન ન કરાય તે જીવિત શા કામનું? તે ધન, તે બળ, તે જ્ઞાન અને તે જીવિત જ સફળ છે કે જેનો સ્વપર ઉપકાર માટે ઉપયોગ કરી શકાય છે.

૮ સંપૂર્ણ કુંભ છલકાતો નથી, અધૂરો ઘડો હોય તે જ છલકાય છે, વિદ્વાન અને કુળવંત હોય તે ગર્વ કરતા જ નથી, જે સદ્દગુણ વગરના હોય છે તે જ બહુ બકવાદ કરતા આપ-વડાઇ હાંકે છે.

૯ સદ્દગુણોરૂપી સાચા રત્નોનો સંચય કરી લેવા સદોદિત પ્રયત્ન સેવવો. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ ૧૦૮ ]

---

## શાસ્ત્ર ઉપદેશ યાને હિતશિક્ષા

૧ હે મિત્ર! સત્પુરુષથી અપમાન પામવું સારું પણ નીચની સોબતથી ફુલાવું સારું નથી. ઘોડાની પાટુ ખાનારો શોભે છે પણ ગર્દભ ઉપર અસ્વારી કરનાર શોભતો નથી. સત્પુરુષનું કટાક્ષ વચન પણ પરિણામે ઘણું જ લાભદાયક થાય છે, પણ નીચની પ્રશંસા લાભકારી થતી નથી—એમ સમજી નીચની સંગતિ તજી ઉત્તમની જ સંગતિ કરવી.

૨ સહુનું સારું ચિન્તવવાથી આપણું પણ સારું થાય છે, અને સહુનું બૂરું ચિંતવવાથી આપણું પણ બૂરું થાય છે. જેવું કરવું તેવું જ પામવું.

૩ કષ્ટ વખતે મિત્રની પરીક્ષા થઈ શકે છે, શૂરવીરની પરીક્ષા રણસંગ્રામ વખતે થઇ શકે છે, શિષ્યની યા ચાકરની પરીક્ષા વિનય વખતે થાય છે અને દાનીની પરીક્ષા દુષ્કાળ વખતે થાય છે.

૪ સ્ત્રીનો વિયોગ, સ્વજનનો અપવાદ, માથે રહેલું કરજ, કૃપણની સેવા–ચાકરી અને નિર્ધન અવસ્થામાં સ્વજન મેલાપ. એ પાંચ વાનાં અગ્નિ વગર કાયાને બાળે છે. (જીવને શલ્યની જેમ સાલે છે.)

૫ કાગડામાં શૌચ (પવિત્રતા), જૂગારીમાં સત્ય, સર્પમાં ક્ષમા, સ્ત્રીમાં કામોપશાંતિ, કાયરમાં ધૈર્ય અને મદ્યપાન કરનારમાં તત્ત્વચિંતા જેમ અસંભવિત છે તેમ રાજા કોઇનો કાયમી મિત્ર હોય એવું કોણે દેખ્યું કે સાંભળ્યું છે? એ વાત સંભવિત જ નથી.

૬ શાસ્ત્ર ઉપર એકનિષ્ઠા ( દૃઢ શ્રદ્ધા ), શાસ્ત્રનો સુગમ બોધ, હુશિયારી, પ્રિય પથ્ય અને સત્ય વાણી, વખતસર કામ કરવાની ટેવ અને અપૂર્વ બુદ્ધિબળ એ ગુણો વ્યવહારમાં ઘણા ઉપયોગી છે.

૭ મૂર્ખોને મૂર્ખ સંગાતે અને પંડિતોને પંડિત સંગાતે એમ સરખે સરખાની પ્રીતિ હોય છે.

૮ કષ્ટ વખતે પણ ધૈર્ય ન તજવું, કેમ કે ધૈર્યથી જીવ કષ્ટને તરી શકે છે.

૯ દુનિયામાં ( પાત્ર ) દાન જેવો કોઇ નિધિ નથી, લોભ સમાન કોઇ શત્રુ નથી, શીલ સમાન કોઇ ભૂષણ નથી અને સંતોષ સમાન કોઇ ધન નથી.

૧૦ લોભી માણસ ગુરુને કે બંધુને ગણતો નથી, કામી માણસ ભયને કે લજ્જાને ગણતો નથી, વિદ્યાતુર સુખ કે નિદ્રાને ગણતો નથી અને ક્ષુધાતુર રુચિ કે વેળાને ગણતો નથી.

૧૧ સદ્વિવેક બીજો સૂર્ય અને ત્રીજું નેત્ર છે, તેથી બીજી વાત તજી ફક્ત તેનો જ આદર કરો. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૧૦૯ ]

---

## શાસ્ત્રબોધ

૧ અનેક સંશયોનો ઉચ્છેદ કરનાર અને પરોક્ષ (અપ્રગટ) અર્થને બતાવનાર એવું શાસ્ત્ર સર્વનું લોચન છે. જેને એ શાસ્ત્રચક્ષુ નથી તે અંધ જ છે.

૨ કાયચેષ્ટા–કાગડાની જેવી ચંચળતા, બગધ્યાન–બગલાના જેવી એકાગ્રતા, શ્વાનનિદ્રા (અલ્પ માત્ર નિદ્રા), સ્વલ્પ–પરિમિત આહાર અને સ્ત્રીનો ત્યાગ (અપરિચય) એ પાંચ લક્ષણો વિદ્યાર્થીનાં જાણવાં.

૩ સુખસંપદાને ઇચ્છતા પુરુષે નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ અને દીર્ઘસૂત્રતા (કાર્ય કરવામાં મંદતા) એ છ દોષો ખાસ તજવા જોઈએ.

૪ સંયમ–આત્મદમનરૂપ અગાધ જળથી ભરેલી, (પવિત્ર આરાવાળી), સત્યરૂપ દ્રહવાળી, શીલરૂપ તટવાળી અને દયારૂપ તરંગવાળી આત્મારૂપી નદીમાં હે ભવ્યાત્મન્ ! તું સ્નાન કર અને શુદ્ધ થા. તે વગર કેવળ જળવડે જ અન્તરાત્મા શુદ્ધિ પામતો નથી–શુદ્ધ થતો નથી.

૫ સદાચારનું સેવન નહીં કરવાથી અને દુરાચાર સેવવાથી તથા ઇન્દ્રિયોને પરવશ બની જવાથી મનુષ્ય અધોગતિને પામે છે.

૬ સજ્જનોના મુખમાં દોષો ગુણનું આચરણ કરે છે અને દુર્જનોના મુખમાં ગુણો દોષનું આચરણ કરે છે, તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. જુઓ ! મહામેઘ ખારું ( સમુદ્રનું ) જળ પીએ છે અને મધુર જળ વર્ષે છે અને ફણિધર–સર્પ દુગ્ધપાન કરીને અતિ ઉગ્ર વિષ વમે છે.

૭ મૃત્યુનું શરણ કર્યા વગર સર્પના મણિ ઉપર, કૃપણના ધન ઉપર, સતીના હૃદય ઉપર, કેસરીસિંહની વ્યાલ ઉપર અને ક્ષત્રીને શરણે આવેલા ઉપર હસ્તપ્રક્ષેપ કોઇ કરી શકતું નથી.

૮ જે જેના ગુણપ્રકર્ષને જાણતો નથી તે તેને સદા ય નિંદે છે, તેમાં કંઇ આશ્ચર્ય નથી. જુઓ ! ભીલડી મુક્તાફળ (મોતી) તજી દઈને ચણોઠીને ધારણ કરે છે; કેમ કે તેને મોતીની ખરી કિંમત જ નથી.

૯ જિતેન્દ્રિયપણું વિનયનું કારણ છે અર્થાત્ વિનય ગુણની ઉત્પત્તિ જિતેન્દ્રિયપણાથી થાય છે. વિનયથી (અનેક) સદ્ગુણો પ્રકાશે છે, અધિક સદ્ગુણી પુરુષ ઉપર લોકો પ્રેમ રાખતા થાય છે અને એવી લોકપ્રિયતાથી સંપદા પ્રાપ્ત થાય છે; માટે ઇન્દ્રિયજિત થવું જરૂરનું છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૧૪૨ ]

# જગતમાં ખરાં કામનાં—ઉપયોગી આભરણ કયા કયા છે ?

૧ સારાં આચરણવડે પિતાના મનને પ્રસન્ન કરે તે જ સુપુત્ર સમજવો, સ્વસ્વામીનું હિત ઇચ્છે, પતિના-સ્વામીના ચિત્તને સંતોષ ઉપજાવે તે જ સન્નારી સમજવી, સુખ દુઃખમાં સમભાગી રહે-સુખમાં છકી ન જાય અને દુઃખમાં દીનતા ધરી દૂર થઇ ન જાય, પણ હાથેહાથ મેળાવી રહે તેને જ સન્મિત્ર સમજવા, ઉક્ત મનમાન્યો સંયોગ પુન્યયોગે જ મળે છે.

૨ કરુણાવંતના કર્ણ કુંડલવડે નહિ પણ શ્રુતજ્ઞાનવડે જ શોભે છે, હસ્તકમળ કંકણવડે નહિ પણ દાનવડે જ શોભે છે અને કાયા ચંદનવડે નહિ પણ પરોપકારવડે જ શોભે છે. કરુણાવંતને દેહાદિક બાહ્ય વસ્તુ ઉપર મોહ-મમતા હોતી નથી, પણ સારાં સુકૃત્યો કરવામાં જ તેઓ દત્તચિત્ત હોય છે.

૩ જેમ ચન્દ્ર-સૂર્ય સ્વાભાવિક રીતે જ પ્રકાશ આપે છે અને મેઘ પ્રાર્થના કર્યા વગર જ વર્ષે છે તેમ સજ્જનો સ્વયમેવ પરોપકાર કરવા પ્રવર્તે છે.

૪ વિવેકી રાજા, દાનેશ્વરી-દાતાર ગૃહસ્થ, વૈરાગ્યવાન વિદ્વાન, સુશીલ સ્ત્રી અને સંગ્રામમાં ધીર અશ્વ-એ પાંચ પૃથ્વીનાં ભૂષણ છે.

૫ અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણજ્યોતિ જેમાં ઝળહળી રહી છે એવા અરિહંત-વીતરાગ પરમાત્માની પરમ શાન્તમુદ્રાનાં અથવા વૈરાગ્યરસમાં ઝીલી રહેલા સંત-સુસાધુ જનોનાં

અથવા ઉત્તમ તીર્થરાજનાં દર્શન જેનાવડે કરી ભવ્યાત્માઓ દુરિત–પાપ દૂર કરી શકે છે તે ચક્ષુરત્ન ખરેખર પ્રશંસવા યોગ્ય છે. ઉત્તમ દર્શન યોગે જ ચક્ષુની સફળતા છે.

૬ જે કર્ણવડે શ્રી સર્વજ્ઞ પરમાત્માએ પ્રકાશેલાં અને ગણધરાદિ જ્ઞાની ગુરુઓએ ગુંથેલાં આગમાદિ અમૃત ઉપદેશનું શ્રવણ કરાય છે તેમ જ તેનું મનન કરી અનાદિ રાગદ્વેષાદિ વિકારો દૂર કરી શકાય છે તે શ્રોત્રો ખરેખર પ્રશંસવા યોગ્ય છે. એવા શ્રોત્રવડે જ સકર્ણ કહેવા યોગ્ય છે.

૭ જે જિહ્વાવડે અરિહંતાદિ શુદ્ધ દેવના, ઉત્તમ આચાર્યાદિ શુદ્ધ ગુરુના અને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રાદિ શુદ્ધ ધર્મના સદ્દભૂત ગુણ ગાવામાં આવે છે ( સદ્દગુણ–ગુણીની પ્રશંસા કરવામાં આવે છે ), તે જીભ જ ખરેખર પ્રશંસવા યોગ્ય છે. સદ્દગુણગ્રામ કરવાવડે જ જીભની સાર્થકતા છે.

૮ ઘ્રાણ ઇન્દ્રિયની સાર્થકતા કરવા ચંદનાદિ સુગંધી દ્રવ્યોવડે ભવ્યાત્માઓ શુદ્ધ દેવ, ગુરુ અને સ્વધર્મી જનોની સેવા–ભક્તિ કરે છે. એવા ઉદાર ગૃહસ્થ ભક્ત જનોની ઘ્રાણેંદ્રિય પણ સફળ છે.

૯ કુત્સિત વિષયસુખની લાલસા તજી જે ભવ્યાત્માઓ પોતાના પ્રાપ્તદેહવડે પૂજ્ય જનોનો વિનય કરે છે, વંદન બહુમાન કરે છે અને તપ, જપ, વ્રત, નિયમ આદર સહિત કરે છે, તેઓ સ્વદેહની સાર્થકતા કરી ખરેખર સદ્દગતિને સાધે છે. આવો મનુષ્ય દેહ દશ દૃષ્ટાન્તે દુર્લભ કહ્યો છે અને દેવતાઓ પણ એવા ઉત્તમ માનવદેહની ચાહના રાખે છે.

તે પામીને જે કોઈ પ્રમાદ રહિત રત્નત્રયનું આરાધન કરી લે છે તે ખરેખર શાશ્વત સુખ પામી શકે છે.

૧૦ જે બુદ્ધિબળ પામીને તત્ત્વાતત્ત્વ, હિતાહિત, કૃત્યાકૃત્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય અને ગુણદોષનો વિવેક કરવામાં આવે છે અને હંસની પેઠે અસાર વસ્તુની ઉપેક્ષા કરી સાર–તત્ત્વ ગ્રહણ કરી લેવામાં આવે છે તે બુદ્ધિબળ ખરેખર પ્રશંસવા યોગ્ય છે. તત્ત્વના વિચારવડે જ બુદ્ધિની સાર્થકતા છે.

૧૧ તત્ત્વ નિશ્ચય કરી, આદરવા યોગ્ય માર્ગની ચોક્કસ સમજ મેળવી, ગમે તેટલા સ્વાર્થના ભોગે નિશ્ચિત માર્ગને આદરવા દૃઢ પ્રતિજ્ઞા કરવી અને તેને મક્કમ રીતે પાળવી એ જ માનવદેહની સાર્થકતા છે.

૧૨ પૂર્વપુન્યયોગે દ્રવ્યસંપત્તિ પામી, સત્પાત્રમાં–સત્ક્ષેત્ર-માં તેનો ઉપયોગ કરવો એ જ લક્ષ્મી પામ્યાની સાર્થકતા છે. વિવેકથી નિષ્કાન( નિઃસ્વાર્થ )પણે સત્પાત્રમાં દાન દેવા-વડે અનંતગણું ફળ મળે છે.

૧૩ સહુ કોઇને પ્રિય અને પથ્ય ( હિત ) રૂપ થાય એવું સત્ય વચન બોલવું એ વચનબળ પામ્યાનું ઉત્તમ ફળ છે. જે વચનવડે હિત થાય એવું પ્રિય અને સત્ય જ વચન બોલવું, અન્યથા મૌન ધારવું જ ઉચિત છે. વચન વદવામાં કટુતાદિ દોષ સેવવા ન જ જોઈએ.

૧૪ બુદ્ધિ પામીને સદ્‌વિદ્યાનો અભ્યાસ કરાય તો તેની સાર્થકતા છે.

૧૫ જે જ્ઞાન અને શ્રદ્ધાનવડે આત્માના અનાદિ રાગાદિ દોષ દૂર થવા પામે અને નિર્મળ ચારિત્રનો પ્રકાશ થાય તે જ જ્ઞાન અને દર્શન સફળ સમજવા. જ્ઞાનવડે તત્ત્વની પિછાન થાય અને શ્રદ્ધાનવડે તે તત્ત્વનો નિશ્ચય થાય તો પછી તત્ત્વનો આદર કરવો એ જ એનું ફળ સમજવું.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૧૪૨ ]

---

## સત્પુરુષોનાં શુભ લક્ષણ

"ઉત્તમ માનવોનાં રૂડાં લક્ષણ"

**જે નિત્યે ગુણવૃંદ લે પરતણા, દોષો ન જે દાખવે,**
**જે વિશ્વે ઉપકારીને ઉપકરે, વાણી સુધા જે લવે;**
**પૂરા પુનમચંદ જેમ સુગુણા. જે ધીર મેરુ સમા,**
**ઊંડા જે ગંભીર સાયર જિસા, તે માનવા ઉત્તમા.**

**ભાવાર્થ**—જે ગુણાનુરાગી થઇ પરના ગુણ ગ્રહણ કરે છે અને દોષની ઉપેક્ષા કરે છે, જે કૃતજ્ઞ હોઈ ઉપકારીનો ઉપકાર કરવા ભૂલતા નથી અને અમૃત જેવી મીઠી વાણી વદે છે, જે પૂર્ણિમાના ચન્દ્ર જેવા પૂર્ણ શીતળ સદ્‌ગુણી હોય છે, મેરુપર્વત જેવા ધીર–નિશ્ચળ વૃત્તિના હોય છે, અને સાગર જેવા ગંભીર પેટના હોય છે તે મનુષ્યો ઉત્તમ પંક્તિના સમજવા. વળી રૂપસૌભાગ્યસંપન્ન, સત્ત્વબળ–પરાક્રમાદિ ગુણે કરી શોભિત એવા વીર પુરુષ જગતમાં વિરલા જ હોય છે

"ઉત્તમ કુળવંતી સ્ત્રીનાં શુભ લક્ષણ

"સુશીખ આપે પ્રિય ચિત્ત ચાલે,
જે શીળ પાળે ગૃહચિંત ટાળે;
દાનાદિ જેણે ગૃહિધર્મ હોઇ,
તે ગેહિનિ તે ઘરલચ્છિ સોઇ."

ભાવાર્થ—જે પોતાના પ્રિય પતિને યોગ્ય પ્રસંગે રૂડી સમજ–શિખામણ આપે છે, પતિના ચિત્ત પ્રમાણે ચાલે છે, સ્વપતિસંતોષિણી હોઇ જે સુશીળ પાળે છે, ગૃહની ચિંતા ટાળે છે અને ગૃહસ્થધર્મ યોગ્ય દાનાદિકમાં પ્રવૃતિ જેનાવડે છે, તે ચતુર અને ભાગ્યશાળી સ્ત્રી ઘરમાં સાક્ષાત્ લક્ષ્મીરૂપ સમજવી.

સુપુત્રના શુભ લક્ષણ

અને

પોતાના માબાપ પ્રત્યે પુત્રનો અંતરંગ પ્રેમ

"માત તાત પદ–પંકજ સેવા,
જે કરે તસ સુપુત્ર કહેવા;
જેહ કીર્તિ કુળ લાજ વધારે,
સૂર્ય જેમ જગતે જસ ધારે. ૧

ગંગાસુતે[૧] વિશ્વમાં કીર્તિ રોપી,
આજ્ઞા જિણે તાતકેરી ન લોપી;
તે ધન્ય જે અંજનાપુત્ર[૨] જેવા,
જેણે કીધી જાનકીનાથ[૩] સેવા. ૨

૧. ભીષ્મપિતામહ. ૨ હનુમાન. ૩ રામચંદ્ર.

**ભાવાર્થ**—જે માબાપની ચરણસેવા સદા ય કરે, જે કુળની કીર્તિ અને લાજ વધારે અને સૂર્યની જેમ જગતમાં જેનો યશ પ્રસરે તેમને સુપુત્ર સમજવા. પોતાના પિતા શાંતનૂની આજ્ઞા પાળી ગંગાપુત્રે (ભીષ્મપિતામહે) સ્વકીર્તિ સર્વત્ર વિસ્તારી દીધી તેમને અને જેણે રામચન્દ્રજીની સેવા કરી એવા અંજનાપુત્ર–હનુમાન જેવા સુપુત્રોને ધન્ય છે. જે સુપુત્ર માતાનો બોલ કદાપિ ન લોપે તેનો પુન્ય–પ્રતાપ સર્વત્ર સૂર્યની જેમ તપે છે. ગમે તે દર્શનમાં બારીકીથી જોતાં માતાપિતાની સેવા–ભક્તિ કરવાનું સરખી રીતે વર્ણન છે. શ્રી મહાવીરદેવે માતાના ગર્ભમાં હતા ત્યારે જ નિયમ લીધો હતો કે " માતાપિતા જીવતાં છતાં મારે દીક્ષા ગ્રહણ ન કરવી " અને એ જ રીતે માતાપિતા દેવગત થયા પછી જ પ્રભુએ દીક્ષા લીધી હતી. તેમ જ વળી અરણિક મુનિએ ચારિત્રમાં શિથિલ પરિણામ થયા છતાં પોતાની ભદ્રા–માતા( સાધ્વી )ના ઉપદેશવચનથી પ્રતિબોધ પામી ધગધગતી શિલા ઉપર અણુશન કરીને આત્મકલ્યાણ સાધ્યું. માતા પોતાના પ્રિય પુત્રોનું કેટલું ઊંડું હિત ઇચ્છે છે અને કરે છે એવી પવિત્ર માતાની આજ્ઞાને અનુસરી ચાલનારા સુપુત્રો કેવું સ્વહિત કરી શકે છે તે ઉપરના દૃષ્ટાંત વિચારતાં સ્પષ્ટ થઇ શકશે. સહુએ પોતાનાં માતાપિતા ઉપર અંતરંગ પ્રેમ રાખવો જોઇએ. એ વાતનો ઊંડો બોધ આપવા ઉપરના બે દૃષ્ટાંત પણ પૂરતાં જણાય છે. જે બાળભાવે પુત્રને લાડ કરી રમાડે છે, તેનું ભવિષ્ય સુધારવા વિદ્યાભ્યાસ કરાવે છે અને તેનાં અનુકૂળ ખાનપાન માટે પૂરતી કાળજી રાખે છે તે માતાપિતાનો બદલો શી રીતે વાળી શકાય? જો કે માતાપિતાના અતુલ ઉપકારનો બદલો બીજી કોઇ રીતે

વાળવો તો અશકય જ છે, પણ સુપુત્રોએ સ્વહૃદયમાં તેમના પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ ધારણ કરી તેમણે કહેલાં હિત-વચનનો કદાપિ પણ અનાદર નહિ કરતાં પૂર્ણ શ્રદ્ધાથી તેનો આદર કરવો એ કાયમ સ્મરણમાં રાખી લેવા લાયક છે. બાકી જો કોઇ સ્વમાતાપિતા દૈવયોગે સ્વધર્મથી પતિત થઈ ગયા હોય અથવા સદ્ધર્મથી અદ્યાપિ બેનશીબ જ રહ્યાં હોય તો સુપુત્રોની એ એક ભારે પવિત્ર ફરજ છે કે તેણે તેમને ઉચિત વિનય-નમ્રતા સાચવીને સદ્ધર્મનું સારી રીતે ભાન કરાવી, તેમાં શ્રદ્ધા-પ્રતીતિ ઉપજાવી, જેમ તેઓ સદ્ધ-ર્મમાં જોડાય તેમ કરવા પૂરતી કાળજી રાખવી. એ રીતે સદ્ધર્મની પ્રાપ્તિ થવાથી માબાપની સદ્ગતિ થાય છે. માબાપના ઉપકારનો બદલો વાળવાનો આના કરતાં બીજો કોઇ ઉત્તમ માર્ગ નથી એમ સમજી સુજ્ઞ સુપુત્રોએ સ્વપરહિતની મળેલી તક જરૂર સાધી લેવી. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૨૦૪ ]

---

## સત્ય અને જિજ્ઞાસુનો શાસ્ત્રસંવાદ

જિજ્ઞાસુ-ભાઈ સત્ય! જેથી આત્માની ઉન્નતિ થાય એવો સર્વસામાન્ય ધર્મમાર્ગ દર્શાવનાર જે જે કંઇ પ્રમાણવાકય આપના લક્ષમાં આવેલાં હોય તે કૃપા કરી બતાવશો તો મારી જેવા જીવો ઉપર મોટો ઉપકાર થશે.

**સત્ય**-ભાઈ જિજ્ઞાસુ! ૧૪૪૪ ધર્મગ્રંથના પ્રણેતા **શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વર** પોતાના કરેલા **લોકતત્ત્વનિર્ણય** નામના

ગ્રંથમાં સ્પષ્ટપણે આખી આલમના હિત માટે ભવ્ય પ્રાણીઓને નીચે પ્રમાણે અમૃત વચનોથી ઉપદેશ આપે છે કે—

**श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।**
**आत्मनः प्रतिकूलानि, परेषां न समाचेरत् ॥**

જિજ્ઞાસુ–આપ એ આચાર્ય મહારાજે ફરમાવેલા શ્લોકોનો ભાવાર્થ કૃપા કરીને સ્પષ્ટ સમજાય તેમ કહેશો તો તેના ભાવાર્થ સાથે યાદ રાખવાને મારી જેવાને વધારે અનુકૂળ પડશે તેમ જ અન્ય જીવોને ઉપકારક થશે.

સત્ય–ભાઇ જિજ્ઞાસુ! ઉપર ટાંકેલા શ્લોકમાં જગતના જીવોના હિત માટે કહેલું તાત્પર્ય એ છે કે "હે ભવ્યાત્માઓ! તમે વિનયપૂર્વક જ્ઞાની ગુરુ પાસે ધર્મનું રહસ્ય સાવધાનપણે સાંભળો, અને તે સઘળું રહસ્ય શ્રવણ કરીને તમારા હૃદયકમળમાં નિશ્ચયાત્મકરૂપે અવધારો, અને એ રીતે નિજ નિજ હૃદયકમળમાં અવધારી રાખેલા નિશ્ચયાત્મક ધર્મ-રહસ્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા–આકીનતા રાખી જે કાંઇ આત્માને અનર્થ–અહિતકર થાય એવાં પ્રતિકૂળ કાર્ય કોઇ પણ પ્રાણી પ્રત્યે ન જ આચરો, પ્રાણીમાત્ર સુખના અર્થી હોવાથી તેમને અસુખ યા દુઃખરૂપ થાય એવાં કોઇપણ કાર્ય મનથી, વચનથી કે કાયાથી કરવાં જ નહિં. જે જે કાર્યો આપણને અહિત અથવા દુઃખરૂપ થતાં જણાય તે તે કાર્યો અન્ય જીવો પ્રત્યે ન જ કરવા જોઇએ. જે જે કાર્યો આપણને હિતરૂપ યા સુખરૂપ થતાં જણાય તે તે સત્કાર્યો અન્ય પ્રત્યે આચરવા લક્ષ રાખવું જોઇએ." એવું ઉત્તમ તાત્પર્ય ઉપરના શ્લોકમાં

રહેલું સમજાય છે. તેને અનુસારે આપણે સહુએ નિર્દોષ જીવન વહેવું ઘટે છે.

જિજ્ઞાસુ–અન્ય જીવોનું પણ સારી રીતે હિત સચવાય એવું નિર્દોષ જીવન વહેવા માટેનાં બીજા પ્રમાણવાક્ય લક્ષગત હોય તે ફરમાવશો.

**સત્ય**–**શ્રીમાન્ હરિભદ્ર આચાર્ય મહારાજાએ જ ષોડશક ગ્રંથમાં** અન્ય જીવો પ્રત્યે આપણાં કર્તવ્યની દિશા બતાવવા અને એ વડે સ્વપરહિતની રક્ષા અને વૃદ્ધિ કરવા નીચે મુજબ શ્લોક કહ્યા છે.

" परहितचिन्ता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा ।
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ "

જિજ્ઞાસુ–આપ સંક્ષેપમાં ઉક્ત શ્લોકનો સાર સમજાવવા તસ્દી લેશો.

**સત્ય**–મૈત્રીભાવથી પરજીવોનું હિત થાય–તેમનું હિત સચવાય તેવું ચિંતવવું. કરુણાભાવથી પરજીવોના દુઃખો નિવારવા બનતો પરિશ્રમ કરવો. પ્રમોદભાવથી પરની સુખસમૃદ્ધિ યા ગુણગૌરવ દેખી દિલમાં રાજી થવું અને અસાધ્ય દોષવાળા જીવોને દેખીને ગુસ્સો નહિ કરતાં તેમને પ્રબળ કર્મવશ જાણી મધ્યસ્થભાવે રહી નિજ હિત કર્તવ્ય કરવા ચૂકવું નહિ.

ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૩૩૫ ]

# સત્ય અને જિજ્ઞાસુનો પ્રાસંગિક ધર્મસંવાદ

**જિજ્ઞાસુ**—ભાઇ સત્ય! આપ મને ધર્મ સંબંધી સ્વરૂપ સાદી-સરળ ભાષામાં સમજાવશો તો આપે મારી ઉપર બહુ ભારે ઉપકાર કર્યો હું માનીશ.

**સત્ય**—ભાઇ જિજ્ઞાસુ! ધર્મ સંબંધી રહસ્ય જાણવાની તમારી પ્રબળ ઈચ્છા થયેલી જાણી હું ઘણો ખુશી થાઉં છું, અને તેનું રહસ્ય તમને બનતી રીતે સમજાવવું એ મારી ફરજ છે, તેથી હું કહું છું તે તમે લક્ષ દઈને સાંભળો અને પછી તેનું મનન કરી શક્તિ મુજબ તેનો આદર કરી તે સાર્થક કરો; કેમ કે સમજવાનો ખરો સાર એ જ છે.

**જિજ્ઞાસુ**—આપની હિતશિક્ષાને અનુસારે હું યથાશક્તિ વર્તીશ. હવે આપ કૃપા કરીને મને ધર્મનું સ્વરૂપ સમજાવો.

**સત્ય**—ભાઇ જિજ્ઞાસુ! જન્મમરણના સઘળાં દુઃખથી છૂટવા માટે અને અક્ષય અનંત સુખ મેળવવા માટે આપણે શુદ્ધ-નિર્મળ ભાવથી સહુ કોઇ જીવોને આત્મ સમાન લેખી કોઇ પ્રત્યે પ્રતિકૂળ આચરણ મનથી, વચનથી કે કાયાથી ન કરવું, ન કરાવવું તેમ જ કરનારને સંમત ન થવું, એ સઘળાં ધર્મશાસ્ત્રનું પરમ રહસ્ય સમજવા જેવું છે.

**જિજ્ઞાસુ**—અન્ય જીવો પ્રત્યે આપણે કેવું વર્તન રાખવું જોઈએ તે કંઈ સ્પષ્ટતર સમજાવશો તો ઉપકાર થશે.

**સત્ય**—ભાઈ જિજ્ઞાસુ! આપણે સહુ જીવો સાથે મૈત્રી

એટલે કે **સમાનભાવ** રાખવો, સહુ કોઈનું ભલું જ ચિંતવવું, કોઈનું કયારે પણ બરૂં તો ન જ ચિંતવવું. દુ:ખી જીવોને દુ:ખી થતાં જાણીને કે જોઈને તેનું તાત્કાલિક દુ:ખ દૂર કરવા ઘટતો પ્રયત્ન કરવો, કરાવવો અને કરનારને અનુમોદન આપવું વળી તેમનાં દુ:ખોનો સર્વથા અંત આવે એવા ઉચિત ઉપાય તેમને સૂઝાડી–બતાવીને ઠેકાણે પાડી દેવા. એટલે કે દુ:ખી જીવો ઉપર **કરુણાભાવ** રાખવો. કોઈ પણ સદ્ગુણી આત્માને કયાંય પણ રહેલા જાણીને કે જોઈને દિલમાં પ્રમુદિત ( રાજી-રાજી ) થવું અને તેમનામાં જે જે સદ્ગુણો જાણી જોઈ શકાય તે તે સદ્ગુણો જાતે આદરવા માટે પણ યથોચિત ઉદ્યમ અવશ્ય કરવો. આ પ્રકારે **પ્રમોદ** યા **મુદિતભાવ**-વડે આપણામાં ઉત્તમ પ્રકારની યોગ્યતા આવે છે, અને તે વડે આપણે પોતે જ સદ્ગુણી થઇ શકીએ છીએ. છેવટે જે કોઇ ભારે નિઠોર ( નિર્દય ) પરિણામવાળા જીવ જોવામાં કે જાણવામાં આવે તેઓ જયારે કોઇ રીતે સુધરી ન જ શકે એવી અસાધ્ય સ્થિતિમાં આવી ગયેલા હોય ત્યારે તેમની કશી છેડ નહિ કરતાં તેમને તેમના દુષ્કર્મને વશ જાણી સમભાવે તેમનાથી નિરાળા રહીને નિજ હિત કાર્ય કરવા તરફ સાવધાન બનવું. એટલે કોઈ એવા નીચ નાદાન જીવોનાં દુષ્કર્મો ( માઠા આચરણો ) જોઇ, પરિણામે જયારે કશું વળે એવું નથી જ એમ સમજાય ત્યારે નકામા ઉશ્કેરાઇ નહિ જતાં નિરુપાયપણે તેમનાથી અળગા જ રહી **મધ્યસ્થભાવ** દાખવવો, જેથી કશી હાનિ થયા વગર સ્વહિત તો અવશ્ય જળવાઇ રહે. ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૩૩૬. ]

# શાન્તિ અને સુમતિ એ બે જૈન બંધુઓનો હિતસંવાદ

**શાન્તિ**—ભાઈ સુમતિ! આપણે **શ્રમણોપાસક** કહેવાઇએ તેનું શું કારણ ?

**સુમતિ**—ભાઈ શાન્તિ ! શ્રમણ–સાધુ–નિર્ગ્રંથ ગુરુમહારાજની સેવા–ઉપાસના–ભક્તિ કરવાથી અને તેમનો હિતોપદેશ સાંભળી પવિત્ર જિન આજ્ઞાને અનુસરવાથી આપણે **શ્રમણોપાસક** અથવા **શ્રાવક**ના નામથી ઓળખાઈએ છીએ.

**શાન્તિ**–સાધુજનોને **શ્રમણ–નિર્ગ્રંથ** કહેવાનું શું કારણ ?

**સુમતિ**—આત્મહિત સાધવા ઉજમાળ થયેલા સાધુજનો સકળ પરિગ્રહ પર મમતા તજીને **અહિંસા, સંજમ** અને **તપ** લક્ષણ **ધર્મનું આરાધન કરવા પ્રમાદ માત્ર દૂર કરી અપ્રમત્તભાવે શ્રમ–ઉદ્યમ આદરે** છે તેથી તેઓ **શ્રમણ–નિર્ગ્રંથ**ના નામથી ઓળખાય છે.

**શાન્તિ**—પ્રમાદનું લક્ષણ શું ? અને તે કેટલા પ્રકારનો છે ?

**સુમતિ**–જેમ દારુનો મદ ચઢવાથી જીવ પોતાનું ભાન ભૂલી જઇ સ્વચ્છંદપણે વર્તે છે તેમ જેનાથી સ્વકર્તવ્યનું ભાન ભૂલી જઇ નિજ કર્તવ્યભ્રષ્ટ થવાય તેવું ગમે તે પ્રકારનું સ્વચ્છંદ આચારણ હોય તે પ્રમાદ કહેવાય છે. તેના મુખ્ય પાંચ પ્રકાર નીચે મુજબ કહ્યાં છે.

૧ મદ્ય ( Intoxication ), ૨ વિષય ( Sensuaeappe-

tite ), ૩ કષાય (Anger, pride etc.), ૪ નિદ્રા (Goieness) અને ૫ વિકથા (False gossips). બાકી પ્રકારાન્તરે પ્રમાદના મિથ્યાત્વ, અજ્ઞાન પ્રમુખ આઠ ભેદ પણ કહ્યા છે.

**શાન્તિ**—ઉક્ત સકળ પ્રમાદને દૂર કરી અપ્રમત્તભાવે તપ, જપ, સંયમનું સેવન કરે તો જ સાધુ કહેવાય ?

**સુમતિ**—ખરા ( ભાવ ) સાધુ–શ્રમણુ–નિર્ગ્રંથ તો ત્યારે જ કહેવાય. બાકી તો સાધુના વેશ માત્ર ધારવાથી અને તથાપ્રકારના સદ્ગુણો નહિ ધારવાથી તે માત્ર નામસાધુ લેખાય.

**શાન્તિ**—સાધુને કોણુ કોણુ કેવી કેવી રીતે ઓળખે છે ?

**સુમતિ**—બાળ અજ્ઞાની જીવો બાહ્ય વેશમાત્રથી સાધુ લેખે છે, મધ્યમ બુદ્ધિવંત આચરણ રૂડાં દેખે તો સાધુ લેખે છે અને પ્રાજ્ઞ–પંડિતજનો તો નિર્મળ આગમબોધ યા અધ્યાત્મ લક્ષ ઉપરથી ખરા સાધુ ગણે છે.

**શાન્તિ**—ખરા સાધુ–નિર્ગ્રંથ કોણુ લેખવા ચોગ્ય છે ?

**સુમતિ**—જે આંતરલક્ષથી પવિત્ર રત્નત્રયીની સાધના-સેવના–આરાધના કરનારા હોય તે જ.

**શાન્તિ**—પવિત્ર રત્નત્રયી એટલે શું ?

**સુમતિ**—સમ્યગ્દર્શન ( યથાર્થ તત્ત્વશ્રદ્ધાન ), સમ્યગ્જ્ઞાન ( યથાર્થ તત્ત્વ અવબોધ ) અને સમ્યગ્ચારિત્ર એટલે તત્ત્વરમણુતા એ પવિત્ર રત્નત્રયી લેખાય છે. ઇતિશમ્

( જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૩૩૭ )

## સુમતિ અને સુશીલ એ બે બંધુઓનો તાત્ત્વિક સંવાદ

**સુમતિ**—ભાઈ સુશીલ ! તમારું સદાચરણ–સદ્વર્તન જોઈને હું ઘણો જ ખુશ થયો છું. સદાચરણ વગરનું એકલું જ્ઞાન કેવળ બોજારૂપ ( ભારભૂત ) છે એમ હું માનું છું.

**સુશીલ**—ભાઈ સુમતિ ! આપ પોતે ગુણી અને ગુણરાગી છો, મને આપનું કહેવું યથાર્થ લાગે છે, કેમ કે તત્ત્વના જાણ પુરુષોએ એમ જ કહેલું છે કે સદાચરણ વગરનું લૂખું–શુષ્ક જ્ઞાન માત્ર ગધેડા ઉપર લાદેલા બાવનાચંદનના કાષ્ઠની પેઠે કેવળ બોજારૂપ છે, તેથી કોઈ વાસ્તવિક સુખ પમાતું નથી અને પાપતાપ દૂર કરી શકાતો નથી તેમ જ તેથી દુર્ગતિનાં દ્વાર બંધ થઈ સદ્ગતિનાં દ્વાર ઉઘડતાં નથી.

**સુમતિ**—ખરેખર જો જ્ઞાનવડે અમૃત જેવું સદાચરણ સેવી લેવાય તો જ તે લેખે થાય છે અને તેથી સુખ–સૌભાગ્ય સાંપડે છે અન્યથા તો મિથ્યાભિમાનવડે નકામા વાદવિવાદમાં ઉતરી જવાથી સ્વપરની ભારે ખરાબી થવા પામે છે.

**સુશીલ**—સૂર્યનો પ્રકાશ થયે છતે જેમ અંધકાર ટકી શકતો નથી તેમ ખરું વાસ્તવિક તત્ત્વજ્ઞાન પ્રગટ થયે છતે રાગદ્વેષ અને મોહાદિક મહાવિકારો ટકી શકતા નથી અને આચાર વિચાર યા વર્તન બહુ ઊંચા પ્રકારનું થાય છે.

**સુમતિ**—ખરેખર આ માનવદેહાદિક ઉત્તમ સામગ્રી પામી, સદ્બુદ્ધિબળ વાપરી, સત્સંગ કરી, તત્ત્વજ્ઞાન મેળવી, સત્યાસત્ય, હિતાહિત, લાભાલાભ અને ગુણદોષનો પુખ્ત

વિચાર કરી, અસત્ય અહિતાદિકનો ત્યાગ કરી, સત્ય અને હિતરૂપ હોય તે જ માર્ગ આદરવો ઘટે છે. यत:— " बुद्धेः फलं तत्त्वविचारणं च।"

**સુશીલ**—દશ દૃષ્ટાન્તે દુર્લભ એવો માનવ દેહ તેમ જ આર્ય દેશ, ઉત્તમ કુલ-જાતિ, પાંચે ઇંદ્રિય પરવડા, દેહ નિરોગી, દીર્ઘ આયુષ્ય, તત્ત્વજિજ્ઞાસા, સદ્ગુરુનો યોગ, સુશ્રદ્ધા વિગેરે વિશિષ્ટ ધર્મસામગ્રી પ્રબળ પુન્યયોગે પામીને વિવેકથી યથાશક્તિ વ્રત નિયમો સદ્ગુરુસંગે આદરી તે વ્રત નિયમોનું યથાવિધિ પ્રમાદ રહિત પાલન કરવામાં આવે તો જ આ પ્રાપ્ત સત્સામગ્રીની સાર્થકતા થાય છે. કહ્યું છે કે— देहस्य सारं व्रतधारणं च."

**સુમતિ**—આ જડવાદપ્રધાન જમાનામાં જીવો મુત્કળ (મોકળી) વૃત્તિથી એશઆરામનાં સાધનો વધારે પસંદ કરે છે, પરંતુ તે પામર પ્રાણીઓ નિજ સમીપમાં જ છાયાના મિષથી જોઈ રહેલા કાળને ફરતો દેખતા નથી. કાળ ઓચિંતો આવી તેમનો કોળીઓ કરી જાય છે, તેથી શાણા માણસોએ " કાળ ઓચિંતો આવશે, મરવું ડગલા હેઠ." એવું સમજી રાખી ઝટપટ ચેતી લઇ, આ અમૂલ્ય માનવદેહની સાર્થકતા કરી લેવી ઘટે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૩૩૮ ]

## સદ્બોધ–ચેતી શકાય તો ચેત.

૧ વિદ્યાભ્યાસીમાં મૂર્ખતા–જડતા રહેતી નથી, જાપ કરનાર–આત્માર્થીમાં પાપ પેસી શકતું નથી, મૌનવૃત્તિ ધારી રહેનારને કલહનો ભય રહેતો નથી, અને અપ્રમાદી–સાવચેતી રાખનારને ભય નડતો નથી.

૨ હે જીવ ! ભોજન પ્રસંગે અને ભાષણ પ્રસંગે તું પ્રમાણ સાચવ, કેમ કે અતિ આહાર–ભોજન અને અતિ માન–પ્રમાણ વગરનું ભાષણ પ્રાણનો વિનાશ કરે છે; માટે જ કહ્યું છે કે "અલ્પ ખા અને ગમ ખા." પરંતુ આવાં સૂક્ત વચનોનો આદર વિરલા જ કરે છે.

૩ મન જ મનુષ્યોને કર્મબંધનનું અને કર્મક્ષયનું પ્રબળ કારણ થાય છે. જુવો ! થોડા જ વખતમાં મનથી જ સંગ્રામ માંડતા પ્રસન્નચન્દ્ર રાજર્ષિએ સાતમી નરક યોગ્ય કર્મદળ સંચ્યા અને થોડા જ વખતમાં એ બધા ય કર્મ મનના અધ્યવસાય સુધારતાં જ નરકયોગ્ય કર્મદળ વિખેરી નાંખી કેવળજ્ઞાન પામ્યા, તેવી જ રીતે ભરતચક્રવર્તી પણ આરીસાભુવનમાં નિજરૂપ નિહાળતાં અધ્યવસાયની વિશુદ્ધિવડે ઘાતીકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા.

૪. અશન, વસન (વસ્ત્ર), સ્ત્રી અને સ્વજનાદિકને મારાં મારાં કરતાં કરતાં જ કૃતાન્ત (કાળ) આવી જીવનો કોળીઓ કરી જાય છે. ખોટી અને ક્ષણિક વસ્તુઓ ઉપર રાખેલી મમતા જીવને આ ભવ, પરભવ અને ભવોભવ દુઃખદાયી જ થાય છે.

૫ જરા–વૃદ્ધ અવસ્થા આવી, જુવાની ચાલી ગઈ, એમ સમજીને હે સુજ્ઞ જનો ! પરમાર્થ સાધી લેવા સાવચેત બનો. આયુષ્ય લગભગ પૂરું થવા આવ્યું છે તેમ છતાં પ્રમાદ કરશો તો તમારે માટે કાળ કંઈ પ્રતીક્ષા–રાહ જોઇ રહેશે નહિ.

૬ સાંસારિક સુખનો જ રસિક જીવ પોતાનો જન્મ વ્યર્થ ગુમાવે છે, એ બાપડો જીવ ચિંતામણિ રત્નને કાચના મૂલ્યે વેચી દે છે.

૭ મારા તારાનો ભેદભાવ ઓછાં–નબળાં મનવાળાને હોય છે. ઉદાર–વિશાળ દિલવાળાને તો આખી આલમ–દુનિયા બધી કુટુંબરૂપ જ હોય છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૩૭૦ ]

## નરપતિ પ્રમુખને હિતબોધ

૧ જો પૃથ્વી પોતે જ ઊગેલાં ધાન્યને ખાઇ જાય, માતા પોતે જ પુત્રને હણી નાંખે, સમુદ્ર મર્યાદા મૂકી દે, પાવક–અગ્નિ ભૂમિને બાળી નાંખે, આકાશ જો લોકોનાં મસ્તક ઉપર તૂટી પડે અને અન્ન જ ઝેરરૂપ થઇ જાય–તેમ જો રાજા પોતે જ અન્યાય–અનીતિ આચરે તો પછી તેને કોણ રોકવાને સમર્થ થઇ શકે ? ન્યાયનીતિનો ઉત્તમ રીતિએ આદર કરી જે નરપતિઓ રામ-રાજાની પેઠે સદા ય પ્રજાના ચિત્તનું રંજન કરે છે–પ્રસન્ન રાખે છે તેઓ જ ખરેખર સ્વકર્તવ્યનિષ્ઠ હોઇ સ્વસંજ્ઞાને સાર્થક કરે છે. બાકી જેઓ જાતે જૂલમ ગુજારી, અન્યાય આચરી પ્રજાને પીડે છે–પ્રજાનું રક્ત પીએ છે તેઓ તો સાક્ષાત્ યમરાજની જેવા જગતને ત્રાસરૂપ થાય છે.

૨ રામચન્દ્ર જેવા ન્યાયમૂર્ત્તિ રાજાઓના દેશમાં કાળે કાળે ( જ્યારે જરૂર હોય ત્યારે જ ) વરસાદ વર્ષે છે, ભૂમિમાં જેવો જોઇએ તેવો કસ રહે છે, તેથી મનમાનતાં મોલ પાકે છે, તીડ કે ઊંદરનો ઉત્પાત થતો નથી, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ પ્રમુખ થતાં અટકે છે, પ્રજા બધી સુખે પોતાનો નિર્વાહ કરવાનાં સાધન સેવી શકે છે, તેમનું રક્ષણ પણ ભલી રીતે થઈ શકે છે, વિદ્યા–કળા અને સુખ–સંપત્તિમાં પ્રજા આગળ વધતી જાય છે. ઉક્ત પ્રજાનું બળ એ રાજાનું જ બળ લેખાય છે, પ્રજાનું અપમાન કોઈ રીતે કરવામાં આવતું નથી, તેથી સઘળી પ્રજા પોતાના નાયક–નરપતિને પૂજ્ય પિતાની જેમ જુએ છે, જેથી તેના સુખે સુખી અને તેના દુઃખે પોતાને પણ દુઃખી લેખે છે, પોતાના રાજાના વિરોધી–રાજા સંગાતે કશો સંબંધ રાખતી નથી અને મિત્ર–રાજા સંગાતે જોઇએ તેવો સંબંધ ધરાવે છે.

૩ જે પ્રથમાવસ્થામાં સારી રીતે વિદ્યા સંપાદન કરી લે છે, નાયક છતાં નમ્રતા ધારણ કરે છે, લક્ષ્મીવંત છતાં તેનો ગેર-ઉપયોગ નહિ કરતાં ન્યાય નીતિથી તેનો વધારો કરી પરમાર્થ ભરેલાં કાર્યમાં તેનો સદ્વ્યય કરે છે, કોઇ પણ પ્રકારનો (જાતિ-કુળ–બળ–રૂપ–વિદ્યા–ઐશ્વર્ય–લાભ પ્રમુખનો ) મદ કરતા નથી તેવા રાજાઓ, પ્રધાનો, ન્યાયાધીશો, શ્રેષ્ઠીઓ અને યુવરાજાદિક અધિકારીઓ ખરેખર જગતમાં જશવાદ પામી સદ્ગત થાય છે.

ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૩૭૨ ]

## સદુપદેશ-આપણી ઉન્નતિનાં સત્‌સાધન

सद्वंशवासो महिला सुशीला,
सौभाग्यमंगे च रमाभिरामा।
सुता विनीता स्वजनो मनोज्ञः,
पचेलिमा पुण्यतरोः फलालिः ॥

"ઉત્તમ વંશમાં ઉપજવું, સુશીલ-સદાચરણી-પતિવ્રતા સ્ત્રીની પ્રાપ્તિ થવી, શરીરમાં મષતિલકાદિ ઉત્તમ લક્ષણો હોવા રૂપ લાવણ્યાદિ ગુણો પ્રાપ્ત થવા, મનગમતી લક્ષ્મી-સંપદા મળવી, વિનયવંત-આજ્ઞાકારી પુત્રોની પ્રાપ્તિ થવી, સારાં-સુશીલ સ્વજનો સાંપડવાં: એ બધાં પુન્યવૃક્ષનાં પરિપક્વ ફળ સમજવાં."

પુન્યશાળી જનોને જ એ બધાં વાનાં પ્રાપ્ત થઇ શકે છે બધાં વંશોમાં જિનેશ્વરોનો વંશ પ્રશંસવા યોગ્ય હોય છે, સઘળા કુળોમાં શ્રાવકના કુળો પ્રશંસવા યોગ્ય છે, સઘળી ગતિઓમાં સિદ્ધ-ગતિ પ્રશંસવા યોગ્ય છે અને સઘળાં સુખોમાં જન્મ જરા મરણ રહિત મુક્તિસુખ પ્રશંસવા યોગ્ય છે.

બીજા અનેક કુળો કરતાં શ્રાવક કુળની પ્રશંસા શાસ્ત્રકાર શા માટે કરે છે? જે કુળને વિષે પાણી સદા ય ગળવામાં આવે છે, અર્થાત્ અણગળ પાણી જેમાં વાપરવામાં આવતું જ નથી, રસોઇ માટે છાણાં-ઇંધણાં પણ શોધીને (પુંજી-પ્રમાર્જીને) જ વપરાય છે, જે કુળમાં બોળ અથાણું ખાવામાં કે કરવામાં આવતું જ નથી, કંદમૂળ પ્રમુખ અનંતકાય વાપરવામાં-ભક્ષણ કરવામાં આવતા નથી વળી શુદ્ધ નિર્દોષ

**જિનેશ્વર દેવ, નિર્ગ્રંથ**-મહાવ્રતધારી **ગુરુ** અને શીલાદિ પવિત્ર **ધર્મથી** અલંકૃત સતાસતીઓની સેવા કરવામાં આવે છે, તેમ જ જેમાં સમકિતમૂળ અહિંસાદિક ઉત્તમ વ્રત-નિયમો ઉચ્ચરવામાં આવે છે, સામાયિકાદિક છ આવશ્યક જેમાં જરૂર સેવવામાં આવે છે, રાત્રિભોજનનો ત્યાગ કરવામાં આવે છે અને **પંચપરમેષ્ઠિ**-નવકાર મહામંત્રનું સદા સ્મરણ કરવામાં આવે છે, યોગ્ય ક્ષેત્રમાં દ્રવ્ય વાવી પુન્યનો ભંડાર પણ ભરવામાં આવે છે, પરસ્ત્રી-વેશ્યાદિકનો સંગ-પ્રસંગ વારવામાં આવે છે અને શંકાકંખાદિ દોષ રહિત શુદ્ધ સમકિત ધારવામાં આવે છે, સદ્‌ગુરુ સમક્ષ આલોચના-નિંદારૂપ જળવડે પોતાનાં પાપ પખાળવામાં આવે છે અને ધનધાન્યાદિક પરિગ્રહના પ્રમાણવડે આત્માને લોભથકી નીવારવામાં આવે છે, અષ્ટમી ચતુર્દશી પ્રમુખ સઘળા પર્વોને વિષે અતિચાર રહિત પૌષધ કરવામાં આવે છે અને અભક્ષ્ય અનંત-કાય સંબંધી નિયમો સદા સંભાળવામાં આવે છે, જેથી ધર્મ સંબંધી પેદા થયેલા શુભ મનોરથો ફળિભૂત થાય છે. જો જીવનો પ્રબળ પુન્યનો ઉદય થયેલો હોય તો જ તેને આવા ઉત્તમ શ્રાવકકુળની પ્રાપ્તિ થઈ શકે છે, અને પૂર્વે જણાવેલી શરીરસૌભાગ્યાદિ સઘળી શુભ સામગ્રી સંપ્રાપ્ત થઈ શકે છે.

ઉદાર દિલવાળી, સદાચારી, નિર્મળ શીલથી સુશોભિત, વિવેકી, વિનીત, ચતુર, સત્યવાદી, સત્પાત્રે દાન દેવામાં તત્પરતા-વાળી, મીઠી-મધુરવાણી બોલવાવાળી, દેવગુરૂ ઉપર અત્યંત ભક્તિરાગવાળી અને પુન્યકાર્યમાં સદા ય ઉજમાળ, એવી સાક્ષાત્ લક્ષ્મી જેવી ભાગ્યશાળી સ્ત્રી પણ પુન્યયોગે જ પ્રાપ્ત થઇ શકે છે.

મનગમતી સ્ત્રી અને લક્ષ્મી પ્રાપ્ત થયે છતે પણ અદ્ભુત ભાગ્યયોગે પુત્રપ્રાપ્તિ થાય છે, અને જો તે પુત્ર નીતવંત હોય છે, તો સોનામાં સુગંધ જેવું થાય છે. સજ્જનતાવાળા, સૌભાગ્ય-શાળી, ધર્મરક્ત, વિવેકવંત, સદ્ગુણધારી, માતાપિતાની ભક્તિ કરનાર અને શુદ્ધ દેવ ગુરુ પ્રત્યે પ્રેમ-ભક્તિ ધરનારા સુપુત્રો ખરેખર સદ્ભાગ્યયોગે પ્રાપ્ત થઈ શકે છે. વળી નિજ નિરૂપમ પુન્ય યોગે જ સારાં સ્વજન અથવા સજ્જન-સન્મિત્રની પ્રાપ્તિ થાય છે. સ્વચ્છ સ્વભાવવાળા, ધર્મકાર્યને વિષે ઉદાર દિલવાળા સજ્જનો મન, વચન અને કાયાવડે પરોપકાર કરે છે, પણ પરધર્મ ધરતા નથી, હાસ્યવડે પણ પરદોષને પ્રકાશતા નથી; પરંતુ પરગુણ-પરિમલવડે પોતાના આત્માને વાસિત કરે છે. જેઓ પોતાના વંશને અજવાળે છે, ગુરુનાં વચનને પાળે છે, તત્ત્વને સમજે છે, અને અનીતિથી મનને નિવર્તાવે છે, સ્વચિત્તને નિર્મળ કરી જે પાત્રમાં દ્રવ્યવ્યય કરે છે, તે ચંદનની જેવા સંતાપને હરનારા સજ્જનો સદા ય સેવવા-આદરવા-ઉપાસવા યોગ્ય છે. ઇતિશમ્.

(જૈ. ધ. પ્ર. પુ ૩૧, પૃ. ૩૭૨)

---

## SPEAK GENTLY

## નમ્રતા-સભ્યતા-માણસાઇ-માયાળુતાથી વાત કરો-કરતાં શીખો.

(એક અંગ્રેજી કવિતાનો ભાવાર્થ.)

૧. ધીમેથી-શાન્તિથી-સભ્યતાથી બોલો. બ્હીક બતાવીને કે ત્રાસ યા ધમકી દઇને અમલ કરવા કરતાં પ્રેમથી પ્રજાનો

ચાહ મેળવી અમલ કરવો તે બહુ સારો-ઉમદા માર્ગ છે. બોલવામાં એવી ઠાવકાઈ–સભ્યતા વાપરો કે તેમાં કોઈ પણ કઠોર શબ્દનો ઉપયોગ થવા ન પામે, અને જે શુભ કામ આપણે અહીં કરવાની સ્થિતિમાં હોઈએ તે બગડી ન જાય. વાત કરવામાં બહુ સાવધાની રાખો. એક નાના બાળક સાથે પણ મીઠાશથી બોલો કે જેથી તેનો ચાહ તમે ખચીત જ મેળવી શકો. બાળકોને બહુ ધીમા અને શાન્ત વચનથી સમજાવો. બાળકની અવસ્થા થોડા વખતમાં બદલાશે, પણ તમારા શાન્ત અને સચોટ શિક્ષણની છાપ તો તેના ઉપર કાયમ બની રહેશે.

૨. વૃદ્ધ–વડીલ વર્ગને ધીમે રહી, નમ્રતાથી તમે નિવેદન કરતા રહો, પણ આકળાં–આકરાં વચન વદી તેમના ચિંતાતુર હૃદયને પરિતાપ નહિ પમાડશો. તેમણે તેમની જિંદગી લગભગ પૂરી–પસાર કરી દીધી છે. હવે તેમને છેવટનો વખત શાન્તિમાં જ પસાર કરવા દ્યો. [ કઠોર વચન ભાલા જેવા લાગે છે. તેનો ઘા જિંદગીભર રૂઝાતો નથી, તેથી તેવાં તાપકારી કઠોર વચનોનો પ્રયોગ–( પ્રહાર ) શાણા ભાઈબ્હેનોએ તો ન જ કરવો. ] તેમને શાંતિ પમાડવાથી તમે પણ શાન્તિ પામી શકશો.

૩ ગરીબ–દુઃખી જનો પ્રત્યે પણ ધીમેથી દયા લાવી એવું બોલો કે તેમાં એક પણ કઠોર શબ્દ તેમના કાને પડે નહિં. તમારા કઠોર–નિર્દય ભાષણું સિવાય તેમને બીજું સહન કરવાનું કંઈ ઓછું નથી. મતલબ કે તેવા દુઃખી જનોનાં દુઃખમાં ઉમેરો થાય તેવું કઠોર-વચન ન જ વદો. સભ્યતાથી બોલો, બોલતાં શિખો. આટલું થોડું પણ અહો ! બંધુઓ અને બહેનો ! તમે સારી રીતે કરવા પ્રયત્ન કરો ! એ તમારા

સફળ પ્રયત્નવડે તમને જે અપાર સુખ અને આનંદ-ઉપજશે, તે તમારી પાછલી લાંબી જિંદગીવડે તમને સમજાશે. મતલબ કે મૃદુ ભાષા વાપરવાથી ભવિષ્યમાં તમે બહુ સુખી થઈ શકશો.

ઇતિશમ્.

(જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૨૩૬)

---

## સુસંપ સ્થાપવા અને કુસંપ કાપવા લક્ષમાં રાખવા યોગ્ય બે બોલ.

"નિજ નિજ આત્મશક્તિનો ગેરઉપયોગ નહિ કરતાં સદુપયોગ કરવાથી અપૂર્વ લાભ થાય."

આપણે પરાપૂર્વથી સાંભળતા આવ્યા છીએ કે "**સંપ ત્યાં જંપ**" અથવા "**સંપ ત્યાં સુખ**" અને "**કુસંપનું મોં કાળું.**" પરંતુ તેના ગુણદોષનો પૂરતો વિચાર કરી સુસંપ સ્થાપવા અને કુસંપ કાપવા ઘણે ભાગે ઓછી જ કાળજી રાખવામાં આવે છે. જો ચીવટથી કુસંપ કાપવા અથવા એથી વેગળા રહેવા ખાસ કાળજી રહેતી હોય તો ધીમે ધીમે તે નિર્મૂળ થઇને સુસંપ સ્થપાય છે. અને તેનાં મીઠાં ફળ ચાખવાનો ઉત્તમ પ્રસંગ પણ અનુભવાય છે. "**વડનાં બીજ જેવડો નાનો એટલે વવાતો નજીવો કુસંપ પણ ધીમે ધીમે વધતો વડ વૃક્ષ જેવો મોટો થઈ પડે છે**" અને તેનાં માઠાં ઝેરી ફળો ઘણાં કાળ સુધી ઘણા જીવોને સંતાપ ઉપજાવતાં રહે છે. આ વાત ઘણા ભાઇબહેનોને અનુભવસિદ્ધ થયેલ હોય છે. ડહાપણથી ઘણાંઓને બોલતાં સાંભળીએ

છીએ કે-"**મોર પીંછે રળિયામણો**" પણ "**બોલવા મુજબ પાળનારા વિરલા જ હોય છે.**" બીજાને ડહાપણ આપવું એટલે કથની કરી જવી એ સુલભ છે, પણ એને બદલે "**સ્વયં ડહાપણ લેવું**" એટલે એ મુજબ ચાલવું. "**રહેણીએ રહેવું**" એ કઠણ કામ છે. બીજાને કહેવું મીઠું લાગે છે પણ પોતાને પાળવું કડવું લાગે છે. બીજાને પાણી ચઢાવવા ભાટ ચારણ જેવું બોલતાં ઘણાને આવડે છે પણ તે મુજબ પોતાનું વર્તન રાખવામાં ઘણે ભાગે શૂન્યતા જેવું જ હોય છે. આવા જીવો કદી ઘણું ભણ્યા હોય અને વેદ, કિતાબ કે ધર્મશાસ્ત્રોમાં કુશળતા મેળવી હોય તો પણ તેમનું આચરણ જોતાં પ્રેક્ષકો સ્વમુખે કહી દે છે કે એ તો "**ભણ્યા પણ ગણ્યા નથી**" એ તો "**વેદીયા ઢોર જેવા છે.**" એવા મ્હેણાં તેમને વારંવાર ખાવા પડે છે, પરંતુ જે ભાગ્યવંત જીવો કહેવા માત્ર નહિ પણ સુસંપ કરી દેખાડે છે, તેઓ જ અન્ય ભવ્યાત્માઓને **પ્રશંસનીય** અને **અનુકરણીય** બને છે. દુનિયામાં ખરી રીતે તેઓ જ સુખી થાય છે.

આપણામાં ઘણા કાળથી એવી કહેવત ચાલી આવે છે કે "**કહેવા કરતાં કરી દેખાડવું ભલું**" અને "**પગ ઉપર કૂહાડો લીધા વગર કોઈ કામ નીપજે નહિ.**" પરંતુ સ્વાર્થાંધતાવડે આવી કહેવતોનો ઉપયોગ સારાં કામ કરવામાં બહુ જ ઓછો થાય છે. તેનું પરિણામ એ આવે છે કે એક બીજા સ્વાર્થી-એકલપેટીયા, ઉન્મત્ત અથવા બેપરવા બની જાય છે. સહુને કંઇ ને કંઇ ઉપયોગી થવાને બદલે પોતાનો કલ્પિત સ્વાર્થ સાધી લેવાને, એક હથિયારરૂપ

બનાવી લે છે. અને બીજા બાળ–અજ્ઞ જીવો દેખે તેવું શીખે, એટલે એક બીજાનું સ્વાર્થભર્યું આચરણ જોઇને પોતપોતાના કલ્પિત સ્વાર્થ સાધવામાં જ દરેકની તૈયારી થવા પામે છે.

પૂર્વપુન્યયોગે કે પ્રભુની કૃપાથી આ દુર્લભ મનુષ્ય ભવાદિક શુભ સામગ્રી પામી, તેની સાર્થકતા કરી લેવા માટે સહુ સંગાતે મિત્રતા, દુઃખી પ્રત્યે કરુણા, સદ્‌ગુણી પ્રત્યે પ્રમોદ અને અત્યંત નિર્દય પરિણામી પ્રત્યે અદ્વેષપણુ–ઉદાસીનતા રાખવાની આપણી પવિત્ર ફરજ છે. અપરાધી જીવનું પણ અણહિત કરવાની બુદ્ધિ જોઇએ નહિ. બની શકે ત્યાંસુધી ભલું જ કરવાની ઇચ્છા રાખવી જોઇએ. આપણાં કરતાં વ્યવહારિક રીતે ઉતરતા દરજ્જાના હોય તેમના તરફ બને તેટલી દયા–દિલસોજી–અનુકંપા દાખવવા તત્પર થવું જોઇએ. બીલકુલ લાચાર સ્થિતિવાળાનો કોઇ રીતે ઉદ્ધાર કરવા તનતોડ મહેનત કરુણાર્દ્ર દિલે કરવી જોઇએ અને સુખી કે સદ્‌ગુણીને દેખી દિલમાં પુષ્કળ પ્રમોદ લાવવો જોઇએ. કમકમાટી ઉપજાવે એવા પણ દારુણ પાપકર્મ કરનાર ઉપર એકાએક ખીજવાઇ જવાને બદલે તેમને સારા માર્ગે લાવવા કોઇ પણ માર્ગ સૂઝે તો તે અજમાવી જોવો અને તેમ કરીને રદ થઇ જતી તેમની જિંદગીને સુધારવા બનતો પ્રયત્ન કરી જોવા લક્ષ રાખવું જોઇએ. તેમાં કોઇ ઉપાય ચાલી ન શકે તો છેવટે તેમના ઉપર નકામો દ્વેષ નહિ લાવતાં ઉદાસીન ભાવ રાખી અગત્યની બીજી ફરજો બજાવવી જોઇએ. મતલબ આપણા વિચાર, વાણી અને આચાર પવિત્ર જ રાખવા, તેમાં મલિનતા ન આવે એવો પ્રયત્ન ચીવટથી કરવો જોઇએ.

જો આપણાં મન, વચન અને કાયાને પવિત્ર રાખવા–મલિન નહિ થવા દેવા માટે પૂરતું લક્ષ રાખવામાં આવશે તો પ્રથમ આપણામાં જ જે સુસંપ Harmony સ્થાપવાની અત્યંત આવશ્યકતા રહેલી છે તે સિદ્ધ થઇ શકશે અને જો તેમ કરશું તો જ આપણે આપણા પવિત્ર આચાર, વાણી અને વિચારના બળવડે અન્ય યોગ્ય જીવોને સન્માર્ગદર્શક પણ બની શકશું, અને "**આપસમાન બળ નહિ**" એ કહેવતને સાચી પાડી શકશું. જુઓ! એક વીણા( તંત્રી )ના પણ ત્રણ તાર જો એક રાગી હોય તો જ તે સુર આખી સમાજના જનોને રીઝવી શકે છે, પણ જો તેમાંનો એકાદ તાર તૂટી ગયો હોય–અસ્તવ્યસ્ત થઇ ગયો હોય તો તે તંત્રી બોદી–નકામી- બેતાલ બની જઈ કોઇને આનંદ આપી શકતી નથી. તે મુજબ કોઈ પણ માનવવ્યક્તિ જો પોતાના મન, વચન, કાયાને કાબૂમાં રાખી તેનો સદુપયોગ કરે તો તે સ્વપર અનેકનું હિત સાધી શકે છે, પરંતુ જો તેને સ્વેચ્છાથી મોકળા મૂકી દઇ, તેનો ગેરઉપયોગ અથવા દુરુપયોગ જ કરે તો તેથી સ્વપર અનેકનું હિત થવાને બદલે અહિત જ થવા પામે છે.

આપણે ઉપરના એક જ દૃષ્ટાન્તથી જોઇ શકયા કે માનવ જાતિનું તો શું પણ જગતમાત્રનું હિત સાધવા માટે વિચાર, વાણી અને આચારની પવિત્રતા સાચવી રાખવાની; તેમ જ તેની કોઇ રીતે મલિનતા થવા દીધા વગર પવિત્રતા વધારતા જવાની અનિવાર્ય જરૂર છે. પ્રત્યેક આત્મામાં પવિત્રતા પેદા કરવાની અને થયેલી પવિત્રતા કોઇપણ પ્રકારની મલિનતાથી બગડવા ન દેતાં સાચવી રાખી વધારવાની છુપી શક્તિ રહેલી

છે, તેનો તેણે ધીમે ધીમે પણ મક્કમપણે ઉપયોગ કરવો જ જોઇએ. જો તેમ કરવામાં આવે તો એક જ આત્મ–વ્યક્તિ પોતાનામાં છુપી રહેલી અનંતશક્તિને પ્રબલ પુરુષાર્થવડે પ્રગટ કરીને આખા જગતમાં સુખશાન્તિ પાથરી શકે છે અને છેવટે પોતે પરમશાંતિમાં જ વિરમે છે–પરમશાન્તિરૂપ–મોક્ષ પામે છે. સઘળા તીર્થંકરો એ જ પ્રમાણે જગતનું અનંત હિત કરી અનંત સુખમાં ઠરે છે. એ પરમાત્માઓનો અણમોલ ઉપદેશ વારંવાર સાંભળનારા વીર–સંતાનોને ઉચિત છે કે તેમણે પોતાનાં પ્રત્યેક આત્મામાં છુપી રહેલી સાચી શક્તિની યથાર્થ સમજ મેળવી, તેમાં સંપૂર્ણ શ્રદ્ધા–વિશ્વાસ રાખી તેનો આવિષ્કાર કરવા, તીર્થંકરદેવે આચરેલા અને બતાવેલા એવા ખરા માર્ગને યથાર્થ અનુસરવા પ્રબળ પુરુષાર્થ ફોરવવો જોઈએ, પણ એથી વિપરીત દિશામાં અયથાર્થ માર્ગે ગમન કરવું જોઇએ નહિ. શાશ્વત સુખ–મોક્ષ મેળવવાનો એ જ અંકિત માર્ગ છે.

રાગ–દ્વેષ–કષાય અને મોહનો સંપૂર્ણ પરાજય કરવાથી અને સંપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, આનંદ અને વીર્ય–શક્તિને પ્રગટ કરવાથી જ જિન–અરિહંત–વીતરાગ–પરમાત્મસ્વરૂપ યાવત્ તીર્થંકર પદવી પણ પ્રાપ્ત થઇ શકે છે, તો પછી બીજી પ્રાસંગિક સંપદાઓનું તો કહેવું જ શું ? **સમ્યગ્જ્ઞાનના** પ્રકાશવડે આપણી અનાદિ ભૂલો અને અંતરાયો સ્પષ્ટ સમજાય છે, તેમ જ આપણી સત્તામાં છુપી રહેલી અનંત ગુણસંપદા પણ સમજાય છે. **સમ્યગ્ દર્શન**શ્રદ્ધાનરૂપ આરસીવડે તે તે વસ્તુનું બરાબર પ્રતિબિંબ નિજ આત્મામાં પડવાથી આપણો વિશ્વાસ દૃઢ થવા પામે છે અને તે તે ભૂલોને સુધારવા અને ગુણોને આદરવા માટે આપણામાં જે અપૂર્વબળ–ચૈતન્ય–શક્તિ આવે છે તે **ચારિત્ર** કહેવાય છે.

જે વડે સ્વપરને, ગુણદોષને, હિતાહિતને, લાભાલાભને અને કર્તવ્યાકર્તવ્યને બરાબર સમજાય તે જ **જ્ઞાન**–સમજણ આપણને ઉપયોગી થઇ શકે છે. તે જ વસ્તુની જે વડે દૃઢ પ્રતીતિ-આસ્થા બંધાય, જેથી કશી મૂંઝવણ વગર ઉચિત માર્ગ આચરવાનું બની આવે તે જ **શ્રદ્ધા–સમ્યક્ત્વ** હિત કરી શકે છે, અને જે સુવિહિત માર્ગે ચાલવામાં દૃઢ નિશ્ચયપૂર્વક નિજવીર્ય-શક્તિનો સદુપયોગ થાય અને જેથી અંતરાય માત્રને ઉચ્છેદીને નિજ આત્મઋદ્ધિનો સાક્ષાત્કાર થવા પામે એવું **ચારિત્ર** સ્વપર કલ્યાણ કરી શકે છે. ઉક્ત રત્નત્રયીના એકત્રિત બળથી ગમે તેને શાશ્વત–મોક્ષસુખ પ્રાપ્ત થઈ શકે છે, એમ સમજી સુજ્ઞજનોએ સુગુરુના પંથે જ સંચરવું ઉચિત છે, તેથી જ સર્વ કાર્યસિદ્ધિ થઇ શકશે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૨૬૧ ]

---

" A friend in need is a friend Indeed. "

## અડીના વખતે ઉપયોગી થાય તે જ મિત્ર સાચો.

શાસ્ત્રકાર કહે છે કે ખરો મિત્ર તે કે જે દુઃખસુખમાં સમભાગી રહે અને નિઃસ્વાર્થપણે અડીના વખતે મદદ કરે. દૂધપાણીની જેમ મિત્રતાની ખાત્રી ખરી વખતે થાય છે. સજ્જનોની મિત્રતા કદાપિ ફીક્કી પડતી નથી. ખરું જ કહ્યું છે કે "પાપમાર્ગથી નિવારી પુણ્યમાર્ગમાં યોજે–જોડે, ગુહ્ય દોષાદિક ઢાકે અને સદ્ગુણની પ્રશંસા કરે, આપદા વખતે અનાદર ન કરે પણ ખરી તકે મદદ કરી ઉદ્ધાર કરે–એ જ સાચા–નિઃસ્વાર્થી મિત્રના લક્ષણ છે." આપણે મિત્ર થવું તો આવા જ

મિત્ર થવું, અને મિત્ર કરવા તો આવા સજ્જનોને જ મિત્ર કરવા. આવા ઉત્તમ મિત્ર આ લોકમાં તેમ જ પરલોકમાં મદદગાર થઇ શકે. નીચી ગતિમાં લઇ જનારી કુમતિથી બચાવી સદ્ગતિ આપનારી સુમતિ સાથે આપણને જોડી આપે. તન, મન, ધનથી આપણું એકાન્ત હિત જ કરે તે જ ખરો મિત્ર છે. સર્વજ્ઞ–વીતરાગકથિત અહિંસા–સંયમ અને તપ-લક્ષણ ધર્મ એ નિષ્કારણ મિત્ર છે, એ પવિત્ર ધર્મનું શુદ્ધ અંતઃકરણથી સેવન કરનારા સઘળા બંધુઓ અને બહેનો પણ નિઃસ્વાર્થી મિત્રો છે, તેમનું હિત–વાત્સલ્ય કરવું તે આપણી પવિત્ર ફરજ છે. તે ખરી વાત વિસરી જઇ તેમનું અહિત કરવા દોરાઇ જનાર ખરેખર મિત્રદ્રોહી, ધર્મદ્રોહી ને આત્મ-દ્રોહી છે. કાળદોષથી કોઇ પણ પ્રકારની આપદામાં સપડાયેલા આપણા સ્વધર્મી જનોને સવેળા ઘટતી સહાય કરી ઉદ્ધાર-વામાં પ્રમાદ કરવો ઘટિત નથી.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૩૫૩ ]

## સ્વધર્મી બન્ધુઓને અને બહેનોને આપણે શી રીતે સહાય કરવી જરૂરની છે?

આ પ્રશ્ન ઘણો મહત્ત્વનો અને ગંભીર છે. કંઇક સહૃદય-દયાળુ લાગણીવાળા ભાઈબહેનો આ પ્રશ્નને સમયજ્ઞ–વિદ્વાન મુનિજનો તેમ જ શ્રાવકજનો પાસે ઉપસ્થિત કરે છે અને તત્સંબંધી ચર્ચા કરે છે. વિદ્વાન મુનિજનો તેમ જ ગૃહસ્થો તે સંબંધી ઘટતો ઊહાપોહ કરી પોતાના અભિપ્રાય જાહેર કરે છે, પરંતુ પોતાની જૂની રૂઢીથી ટેવાયેલા શ્રીમંત જનો

હજુ તે દિશામાં જોઇએ તેટલા પ્રમાણમાં લક્ષ આપતા નથી. શ્રીમંત લોકોના મોટા ભાગ પ્રાયઃ અલ્પજ્ઞ હોવાથી તેઓ ઘણે ભાગે દ્રવ્યના વ્યય મોજશોખમાં કે બીનજરૂરી બાહ્ય આડંબરમાં કરે છે. વિદ્વાન્ મુનિજના અને શાસનપ્રેમી શ્રાવકો તેમને દ્રવ્યના વ્યય એવા જરૂરી માર્ગે કરવાને કહે છે કે જેથી દિનદિન ગરીબી સ્થિતિમાં સપડાતી અને સંખ્યા તથા બળમાં કમજોર થતી પોતાની જૈન પ્રજાની યા જૈન સમાજની વાસ્તવિક ઉન્નતિ થવા પામે. તેઓ કહે છે કે "તમે જેટલો પૈસો અત્યારે ઓચ્છવ–મહોચ્છવમાં, જમણવારોમાં, લગ્નપ્રસંગોમાં, વરઘોડા ચઢાવવામાં અને નાનાપ્રકારની ખટપટો ઊભી કરી અદાલતોમાં ખર્ચી નાંખો છો, તેટલો બધો નહિ તો તેનો અમુક સારો હિસ્સો તમારા સ્વધર્મી ભાઇબહેનોને કે તેમનાં બાળકોને ઊંચી પાયરી ઉપર ચઢાવવા ઘટતી કેળવણી આપવામાં ખર્ચવાની ઉદારતા વાપરો તો તમે જૈનપ્રજાનું વિશેષ હિત કરી શકશો." સુભાગ્યની નિશાની છે કે શ્રીમંતોમાંના થોડા ઘણાએ એ વાતને કંઇક લક્ષમાં લીધી જણાય છે, જેના પરિણામે તેઓ હવે અન્ય સમાજોની પેઠે પોતાના સમાજની ઉન્નતિ કરવા જૈન બોર્ડીંગો, બાળાશ્રમો વગેરે સ્થાપવા કંઇક ફાળો આપે છે; પરંતુ જે ખાતાઓ નીકળે છે તેને પાકા પાયા ઉપર નભી રહે તેવા મજબૂત બનાવવા અને તેમાં વધારે ને વધારે મદદ કરવાની પોતાની ફરજ જેમ તેઓ અધિક સમજશે તેમ તેઓ સ્વસમાજનું મહત્ત્વ વધારી સારી રીતે સાચવી, શાસનસેવા બજાવી મોટું પુન્ય ઉપાર્જી શકશે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૩૫૩ ].

## સાચા મિત્રના લક્ષણ

पापान्निवारयति योजयते हिताय,
गुह्यं निगूहते गुणान् प्रकटीकरोति ।
आपद्गतं न च जहाति ददाति काले,
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति धीराः ॥ १ ॥

દુઃખવિપાકને દેવાવાળા અને આત્માને મલિન કરનારાં યાવત્ નીચી ગતિમાં લઈ જઇ ભવઅટવીમાં વારંવાર ભમાવનારાં હિંસા, અસત્ય, અદત્ત–ચોરી, મૈથુન–વિષયલાલસા, પરિગ્રહ–દ્રવ્યમમતા, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન–મિથ્યા આળ, પૈશુન્ય–ચાડી, રતિ અરતિ–ઈષ્ટ અનિષ્ટમાં પ્રીતિ–અપ્રીતિ, પરપરિવાદ–નિંદા, માયામૃષાવાદ–છેતરપીંડી, મિથ્યાત્વશલ્યરૂપ સકળ પાપસ્થાનકોથી જે આપણને સમજાવી પાછો વાળે, તે તે પાપમળથી આપણા આત્માને મલિન થતો અટકાવે, એટલું જ નહિ પણ જે જે સુકૃત્યોથી આપણે સુખી થઇ શકીએ એવા હિતમાર્ગમાં આપણને જોડી આપે, આપણને સદા ઉન્નતિના જ માર્ગે ચાલવા પ્રેરણા કરે, આપણામાંના દોષની ઉપેક્ષા કરે–દોષને ઉઘાડા કરી આપણી વિગોવણા થાય તેવું કદાપિ ન કરે, પરંતુ દોષ માત્ર દૂર થાય તેવો કાળજીપૂર્વક પ્રયત્ન કરે, તેમ જ અન્ય જનો જેનું અનુકરણ કરી ઉન્નતિ પામી શકે એવા જે સદ્‌ગુણો તેમને જણાય તે પ્રસિદ્ધ કરે, જેમ સુગંધી પુષ્પના પરિમલને પવન દૂરતર પ્રસારે છે તેમ સામાના સદ્‌ગુણોને સ્તુતિપ્રશંસાદ્વારા જનસમૂહમાં વિસ્તારવા કોશીશ કરે અને સુખ દુઃખમાં

સમભાગી રહે, ખરી આપદામાં કસોટીના વખતે ત્યાગ નહિ કરતાં તેવા પ્રસંગે અધિક કાળજીથી તેનો ઉદ્ધાર કરવા તન, મન, ધનનો બનતો ભોગ આપે; બીલકુલ સ્વાર્થી નહિ પણ સ્વાર્થત્યાગી જ બને.

ખરા મિત્રમાં ઉપર પ્રમાણેના લક્ષણો હોય છે, એમ જ્ઞાની પુરુષો પ્રગટ કહે છે, ઉક્ત ગુણો પ્રગટાવવા આપણામાં બળ-સામર્થ્ય પ્રગટે અને સ્વપરહિત કરવાની અનુકૂળતા થાય.

**સાર**—ખરેખર જો આપણે આપણી જાતના ( પોતાના ) તેમ જ અન્યના **સાચા મિત્ર** જ થવાની ઇચ્છા હોય તો પ્રથમ આપણે જાતે જ દરેક પાપસ્થાનકથી દૂર રહેવું જોઇએ. હિંસા, અસત્ય, અદત્ત, મૈથુન અને પરિગ્રહાદિકથી વિરક્ત બની નિપુણતાથી દયા, સત્ય, અચૌર્ય, શીલ, સંતોષાદિક સદ્દગુણોને દૃઢ મનથી ધારવા જોઇએ **" પરોપદેશે પાંડિત્યમ્ "** તજી આપણી જાતને જ પ્રથમ શિક્ષણ આપી સુધારવી જોઇએ—શાણી કરવી જોઇએ. આપણે પ્રમાદપડલને પરિહરી સ્વાશ્રયી—બની, સ્વપુરુષાર્થબળે અહિતમાર્ગ તજી, હિતમાર્ગનો આદર કરવો જોઇએ. તેમાં સ્ખલના થવા દેવી ન જોઇએ. થતી સ્ખલના દૂર કરી હિતમાર્ગમાં અસ્ખલિત પ્રયાણ કરવું જોઇએ. કોઇના પ્રત્યે પ્રતિકૂલતાભર્યું આચરણ કદાપિ નહિ કરતાં સદા સાનુકૂળ સુખકારી આચરણ જ આચરવા ખાસ લક્ષ રાખવું જોઇએ. પારકાં છિદ્ર ( ચાંદાં ) નહિ જોતાં હંસની પેઠે સાર-ગ્રાહી બની સદ્દગુણને જ ગ્રહણ કરી લેતાં શીખવું જોઇએ. ઝવેરીની પેઠે ગુણની કદર કરવી જોઇએ. જાતે સદ્દગુણી બની સદ્દગુણવંત તરફ પૂર્ણ પ્રેમ રાખવો જોઇએ. નિઃસ્વાર્થપણે શુદ્ધ પ્રેમી બનવું જોઇએ. સ્વાત્માર્પણવડે સ્વાર્થત્યાગી થવું

જોઇએ. દુઃખીજનોને દિલાસો તન-મન-ધનથી દઇ તેમને દુઃખમુક્ત કરવા બનતો પ્રયત્ન કરવો જોઇએ. તેમનું દુઃખ દેખી દિલ દ્રવિત થવું જોઇએ અને તે દુઃખને નિર્મૂળ કરવા બુદ્ધિબળથી વિચારી યોગ્ય ઉપાય યોજવા જોઇએ. તેમ કરતાં કંટાળો લાવવો ન જોઈએ; ધીરજ આપીને અને ધીરજ રાખીને સફળ પ્રયત્ન કરવો જોઇએ; તેમ જ વળી સુખસમૃદ્ધિવંતને અને સદ્‌ગુણશાળી સજ્જનોને નિહાળી દિલમાં સંતોષ-આનંદ-પ્રમોદ લાવવો જોઇએ, કેમ કે ઉત્તમ ગુણોને આપણામાં આકર્ષવાનો એ અતિ ઉત્તમ અને સરલ માર્ગ કહ્યો છે. સાચા મિત્રનાં આવા અનુકરણ કરવા યોગ્ય લક્ષણો-ગુણો શાસ્ત્રકારે વખાણ્યા છે તે આપણને પ્રાપ્ત થાઓ. ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૧૨૭ ]

---

## શાસ્ત્રશિક્ષાસંગ્રહ

૧ ધર્મસેવા કેવળ ચિત્તની પ્રસન્નતાથી યા પ્રમોદથી બજાવવી જોઈએ.

૨ કેવળ હૃદયની નિર્મળતા યા પ્રસન્નતા જ પ્રભુને પ્રસન્ન કરી શકશે.

૩ કદાપિ જન્મ મરણ કરવા ન પડે એવી રીતે નિર્મળ-નિષ્કલંક વર્તન રાખી રહો. મન, વચન, કાયાથી શુદ્ધ વર્તન કરવા લક્ષ રાખો.

૪ સદ્‌બુદ્ધિ પામીને આત્મતત્ત્વનું શોધન કરો-પોતાને પિછાનો.

૫ દશ દૃષ્ટાન્તે દુર્લભ માનવદેહ પામીને ઉત્તમ વ્રત નિયમ આદરો.

૬ પૂર્વપુણ્યયોગે લક્ષ્મી પામીને સુપાત્રદાનવડે તેનો લ્હાવો લ્યો.

૭ રૂડી વચનશક્તિ પામીને પરોપકારવડે સહુની પ્રીતિ-પ્રસન્નતા મેળવો.

૮ જાણી જોઇને ખોટે માર્ગે ચાલનાર અંધ કરતાં વધારે ખરાબ છે.

૯ જાણી જોઇને હિતશિક્ષાની અવગણના કરનાર બ્હેરા કરતાં વધારે ખરાબ છે.

૧૦ અવસર ઉચિત પ્રિય-હિતવચન નહિ બોલનાર મૂંગા કરતાં વધારે ખરાબ છે.

૧૧ પરનિંદા યા પારકા અવર્ણવાદ બોલવામાં મૂંગા થઇ જવું વધારે સારું છે.

૧૨ પરસ્ત્રી તરફ કૂડી ( માઠી ) નજરથી જોવામાં આંધળા થવું વધારે સારું છે.

૧૩ પરનિંદા અને આપવખાણ સાંભળવામાં બ્હેરા થઇ જવું વધારે સારું છે.

૧૪ પરાયું ધન હરણ કરી લેવામાં પાંગળા થઇ જવું વધારે સારું છે.

૧૫ જેવું આપણને દુઃખ થાય છે તેવું પરને પણ થાય છે એમ સમજી અન્ય પ્રત્યે પ્રતિકૂળતા ઊભી કરવી નહિ, કેમકે જેવું કરીએ તેવું જ પામીએ.

૧૬ સહુ કોઇ સુખની જ ચાહના રાખે છે એમ સમજી સહુ કોઇ સુખી થાય તેમ જ સદા ઇચ્છવું અને બનતી તજવીજથી તેમ કરવું.

૧૭ પરસ્ત્રીને આપણી પોતાની માતા, બહેન યા પુત્રી તુલ્ય જ લેખવવી યુક્ત છે.

૧૮ પારકાં દ્રવ્ય( ધન )ને ધૂળનાં ઢેફાં સમાન લેખવવું યુક્ત છે.

૧૯ સહુ કોઇ જીવો જીવિત ઇચ્છે છે–વાંચ્છે છે, તેમને આપણા આત્મા તુલ્ય લેખવવા યુક્ત છે.

૨૦ પ્રથમ ખાધેલી વસ્તુનું પાચન થયા પહેલાં ખાવું તે વિષ તુલ્ય છે.

૨૧ તપસ્યા ( તપ–જપ ) કરતાં ક્રોધ કરવો તે વિષ તુલ્ય છે.

૨૨ જ્ઞાન ( વિદ્યા ) મેળવીને તેનો મદ કરવો તે વિષ તુલ્ય છે.

૨૩ ગમે તેવી ધર્મકરણી કરતાં કપટ કેળવવું તે વિષ તુલ્ય છે.

૨૪ હદ–મર્યાદા મૂકીને લજ્જાનો લોપ કરવો તે પણ વિષતુલ્ય છે.

૨૫ ન્યાયનીતિ અને પ્રમાણિકપણાથી પોતપોતાના અધિકાર મુજબ વ્યવસાયવડે આજીવિકા ચલાવવી એ સત્યધર્મગવેષકનું મુખ્ય લક્ષણ છે. ન્યાયોપાર્જિત દ્રવ્યથી જ સુબુદ્ધિ સાંપડે છે.

૨૬ ક્ષમા–સમતા રાખવી એ ક્રોધને જીતવાનો અમોઘ ઉપાય છે.

૨૭ વિનય–નમ્રતા–મૃદુતા દાખવવી એ મદ–માનને જીતવાનો અચૂક ઉપાય છે.

૨૮ ઋજુતા–સરળતા આદરવી એ માયા–કપટને જીતવાનો ખરો ઉપાય છે.

૨૯ સંતોષવૃત્તિનું સેવન કરવું એ લોભ–તૃષ્ણાને જીતી લેવાનો ઉત્તમ ઉપાય છે.

૩૦ સમતા રૂપી જળધારાથી ક્રોધ–અગ્નિને સારી રીતે ઠારી શકાય છે.

૩૧ કમળ જેવી કોમળ મૃદુતા, વજ્ર જેવા અહંકારને ક્ષણવારમાં ગાળી નાંખે છે એ આશ્ચર્યકારી છે.

૩૨ ઋજુતારૂપી જાંગુલીમંત્રના પ્રભાવથી માયારૂપી કાળી નાગણનું પણ ઉગ્ર વિષ જોતજોતામાં ઊતરી જાય છે.

૩૩ સંતોષરૂપ અમૃતવૃષ્ટિવડે લોભરૂપી દાવાનળ બુઝાઈ જાય છે, એટલે તેથી પ્રગટતી તૃષ્ણારૂપી જવાળા શાન્ત થઈ જાય છે.

૩૪ આત્માનું શુદ્ધ સ્વરૂપ સ્ફટિક રત્ન સમાન નિર્મળ–નિષ્કલંક છે.

૩૫ જેમ સ્ફટિક રત્નને રાતું કાળું ફૂલ લાગવાથી (લગાડવાથી) તે તેવા જ રંગનું (બદલાઇ ગયેલું) જણાય છે, તેમ રાગદ્વેષરૂપી ઉપાધિ સંબંધથી આત્મા પણ વિપરીત ભાવ-(વિભાવ)ને ભજે છે, એથી જ જીવ રાતો તાતો થઈ પોતે જ પોતાને પરિતાપ ઉપજાવતો રહે છે.

૩૬ રાગ અને દ્વેષ એ ભાવકર્મ કહેવાય છે, તેનો (સંયોગ)-સંબંધ જીવ સાથે અનાદિ કાળનો છે. તેમ છતાં ખરો ગુરુગમ મેળવી, પ્રબળ પુરુષાર્થ યોગે તેનો અંત થઇ શકે છે.

૩૭ રાગદ્વેષરૂપ ભાવકર્મથકી આત્માના સ્વાભાવિક ગુણોને આચ્છાદન કરી શકે એવાં અનેક દ્રવ્યકર્મ પેદા થાય છે અને અવારનવાર શરીર ધારણ કરવારૂપ નોકર્મ પણ એનું જ પરિણામ છે.

૩૮ બધાં કર્મમાં મોક્ષના નિદાનરૂપ શુદ્ધ ચારિત્રથી વિમુખ રાખનાર અને ખોટી વસ્તુમાં (ખોટાં સુખમાં) મુંઝવી દેનાર **મોહનીય કર્મ** મુખ્ય અગ્રેસર લેખાય છે, તેનો અંત આવતાં બધા કર્મનો સ્હેજે અંત આવી જાય છે. ક્રોધ, માન, માયા અને લોભરૂપ કષાય પણ એનો જ પરિવાર છે, અને મોક્ષના દ્વારરૂપ શુદ્ધ સમકિતપ્રાપ્તિમાં પણ એ જ પ્રતિબંધક છે.

૩૯ ખાણમાંથી ખોદી કાઢતા કંચન અને માટીના સંબંધની પેઠે જીવ અને કર્મનો સંબંધ આદિ રહિત છે, તેમ છતાં પ્રબળ પ્રયત્નયોગે તેને તોડી આત્માને કુંદનની જેવો શુદ્ધ-નિર્મળ કરી શકાય છે. સમ્યગ્-(યથાર્થ) જ્ઞાન, દર્શન (તત્ત્વાર્થ શ્રદ્ધા-પ્રતીતિરૂપ સમ્યક્ત્વ) અને ચારિત્રનું યથાવિધિ સેવન કરવાથી આત્મા સકળ કર્મમળથી મુક્ત થઇ શુદ્ધ બુદ્ધ થાય છે.

૪૦ "**સવિ જીવ કરું શાસનરસી**" એવી સરસ ભાવનાયુક્ત પ્રબળ પુરુષાર્થ સ્વપરકલ્યાણાર્થે કરનાર મહાશયો તીર્થંકર ગણધર જેવી શ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કરી, સર્વજ્ઞ સર્વદર્શી થઇ, યથા આયુષ્ય જીવનમુક્ત દશા ભોગવીને અંતે અક્ષય

સુખસંપદાને વરે છે. આપણુ સહુને અંતરના મળની શુદ્ધિથી આત્મશ્રેયાર્થે એવી ઉત્તમ ભાવનાઓ પ્રાપ્ત થાઓ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૩, પૃ. ૪૧ ]

## બ્રહ્મચર્યાદિક ચાર આશ્રમોનો વિવેક

### ( તેમની સંક્ષેપથી વ્હેંચણ )

૧ બ્રહ્મચર્ય, ૨ ગૃહસ્થ, ૩ વાનપ્રસ્થ, (Retired life) અને ૪ સન્યસ્ત. એ ચારે અનુક્રમે ગણાતા આશ્રમોને તત્ત્વ-દ્રષ્ટિથી વિચારતાં ૧ સરવાળા, ૨ બાદબાકી, ૩ ગુણાકાર અને ૪ ભાગાકારની ઉપમા ઘટી શકે છે, એમ બુદ્ધિવંત સંક્ષેપથી યથાક્રમે નીચે પ્રમાણે નિવેદન કરે છે.

૧ "**બ્રહ્મચર્યઆશ્રમ**" વિદ્યાર્થી અવસ્થામાં નિયત થયેલ હોવાથી તેમાં નવું નવું જ્ઞાન મેળવવા-એકઠું કરવાવડે તેને **સરવાળાની** ઉપમા ઘટે છે. તે અવસ્થામાં નિત્યપ્રતિ નવા નવા જ્ઞાનનો સંચય-વધારો થયા કરે છે.

૨ પ્રથમ અવસ્થામાં મેળવી રાખેલા જ્ઞાનનો "**ગૃહસ્થાશ્રમમાં**" સ્થિતિ-સંયોગાનુસારે જુદી જુદી દિશામાં ભિન્ન ભિન્ન સ્થાને યથાયોગ્ય ઉપયોગ કરવાવડે અને સ્વજનાદિક સહુ સહુના હકની ઘટતી વ્હેંચણી કરી દેવાવડે તેને **બાદબાકીની** ઉપમા ઘટે છે. પ્રાપ્ત કરેલા જ્ઞાનભંડોળનો અત્ર જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં સ્વપરના હિત માટે ઉપયોગ કરવામાં આવે છે.

૩ ગૃહસ્થાશ્રમમાં રહી પ્રથમ પ્રાપ્ત કરેલા જ્ઞાનવડે જે જે સ્વપર હિતકારી કાર્યો કરી શકાય છે તે કરતાં ઘણા ગુણાં હિત-

કારી કાર્યો "**વાનપ્રસ્થાશ્રમમાં**" ગૃહસ્થાશ્રમની જંજાળથી મુક્ત થયેલ હોવાથી તથાપ્રકારના જ્ઞાનની પરિપક્વતાને લીધે સાધી શકાય છે. આ આશ્રમમાં પુરુષાર્થી જનો બુદ્ધિબળના વધારાથી ગૃહસ્થાશ્રમ કરતાં ઘણા ગુણો લાભ મેળવી શકે છે, તેથી તેને **ગુણાકારની** ઉપમા ઘટે છે.

૪ "**સન્યસ્ત આશ્રમ**" છેલ્લો અને શ્રેષ્ઠ લેખાય છે. આ આશ્રમ જૈન દર્શનમાં જણાવેલા નિર્ગ્રંથ મહાપુરુષોના કેવળ નિવૃત્તિપરાયણ માર્ગને મળતો છે. આ આશ્રમમાં સર્વથા સ્વાર્થત્યાગ ( Disinterestedness ) કરવાનો હોય છે. અનેક પ્રકારનાં પ્રમાદાચરણથી દૂર રહી, અપ્રમત્તપણે શુદ્ધ આત્માર્થ જ આમાં સાધવાનો હોય છે. આ અંતિમ આશ્રમમાં કેવળ નિઃસ્પૃહતા યોગે ઉપાધિ રહિત બની જવાના કારણથી તેને **ભાગાકારની** ઉપમા ઘટે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ ૩૩, પૃ. ૭૪ ]

---

## શાન્ત વચનામૃત

૧ અધીરાઈ રાખ્યા વગર સતત પ્રયાસ કરવાથી મ્હોટાં મહાભારત કામ પણ થઇ શકે છે.

૨ મહેનત કર્યા વગર ફળ મળશે નહિ.

"No Fruit without Labour."

૩ તમે જેવું વાવશો તેવું લણશો.

"As you sow so you reap."

૪ જો તમે ખરી શાન્તિને ચાહતા હો તો "ખમો અને ખામોશ રાખો." "Bear and forbear."

૫ જે કંઇ કાર્ય કરો તે પરિણામદર્શીપણે વિચારીને જ કરો, સહસા–અતિરભસપણે ન જ કરો.

૬ સમ વિષમ સર્વસંયોગોમાં તમારું મન સ્થિર-સમતોલ રાખવા ખાસ પ્રયત્ન કરો. ( Under all circumstances keep an even mind )

૭ મહત્ ઇચ્છા રાખતા હો તો પ્રથમ યોગ્યતા સંપાદન કરો. ઈચ્છિત પ્રાપ્તિનો એ ઉત્તમ ઉપાય છે. કહ્યું છે કે— " First deserve and then desire."

૮ જેમ કષ, છેદ, તાપ અને તાડન કરવાવડે–એ ચાર ઉપાયોવડે સોનાની પરીક્ષા કરવામાં આવે છે, તેમ શ્રુત–જ્ઞાન, શીલ–આચાર, તપ અને દયા એ ચાર ગુણોવડે વિદ્વાન્ માણસ ધર્મની પરીક્ષા કરી શકે છે. પરીક્ષાપૂર્વક જ શ્રેષ્ઠ ધર્મનો સ્વીકાર કરવામાં આવે એ યોગ્ય છે.

૯ અહિત–તાપને શમાવનારાં ચંદન જેવાં શીતળ વચનો-ની વૃષ્ટિ કોઇ ભાગ્યશાળી ભવ્યાત્મા ઉપર જ ગુરુ મહારાજ કરે છે. સદ્ગુરુનાં હિતવચનોથી અહિત–તાપ દૂર થઇ શકે છે.

૧૦ "બાવાનાચંદનથી અતિ શીતળ, નાથ નિરંજન વાણી જી;
**રૂપચંદ** રસ પ્રેમે પીતાં, ત્યાંથી પ્રીત બંધાણી જી.
અવિનાશીની સ્હેજડીએ, રંગ લાગ્યો મોરી સજની જી"

સર્વજ્ઞવીતરાગનાં વચનોની તો બલિહારી જ છે.

૧૧ "ક્ષમાસાર ચંદન રસે, સિંચો ચિત્ત પવિત્ત;
દયાવેલ મંડપ તળે, રહો લહો સુખ મિત્ત."

૧૨ "મૃદુતા કોમળ કમળસેં, વજ્રસાર અહંકાર;
છેદત હે એક પલકમેં, અચરિજ એહ અપાર."

૧૩ "માયા સાપણી જગ ડસે, ગ્રસે સકળ નરનાર;
સમરો ઋજુતા જાંગુલી, પાઠસિદ્ધ નિરધાર."

૧૪ न तृष्णा परो व्याधि-र्न तोषात् परमं सुखम्. "
તૃષ્ણા જેવો પ્રબળ વ્યાધિ નથી અને સંતોષ જેવું બીજું પરમ સુખ નથી; છતાં આશ્ચર્યની વાત છે કે જીવો તૃષ્ણાને તજતા નથી.

૧૫ "મમતા થિરસુખ શાકિની, નિર્મમતા સુખમૂળ;
મમતા શિવ પ્રતિકૂળ હૈ, નિર્મમતા અનુકૂળ."

૧૬ "ટાળે દાહ તૃષા હરે, ગાળે મમતા પંક;
લહરી ભાવવૈરાગ્યકી, તાકું ભજો નિઃશંક."

૧૭ "અનાસંગ મિતવિષયમેં, રાગદ્વેષકો છેદ;
સહજ ભાવમેં લીનતા, ઉદાસીનતા ભેદ."

૧૮ "ઉદાસીનતા મગન હુઇ, અધ્યાતમ રસકૂપ;
દેખે નહિ જણ ઓર કછુ, તબ દેખે નિજરૂપ."

૧૯ "આગે કરી નિઃસંગતા, સમતા સેવત જેહુ;
રમે પરમ-આનંદ રસ, સત્ય યોગમેં તેહુ."

૨૦ "જ્ઞાન વિમાન ચારિત્ર પવિ[1], નંદન[2] સહજ સમાધ;
મુનિ સુરપતિ[3] સમતા શચી[4], રંગે રમે અગાધ.* "

---

૧ વજ્ર. ૨ નંદનવન. ૩ ઇન્દ્ર. ૪ ઇન્દ્રાણી.

* આ દુહામાં મુનિ અને ઇન્દ્રનો મુકાબલો કરવામા આવ્યો છે.

૨૧ અહો ભવ્ય આત્માઓ ! પુણ્ય સામગ્રી પ્રાપ્ત થયા છતાં પ્રમાદાચરણથી રખે જીતી બાજી હારી જતા.

જાગો ! જાગો !

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૭૫]

---

## સ્વહૃદય બોર્ડ પર લખી રાખવા યોગ્ય બોધવચનો.

( એકાવન બોધવાક્યો )

૧ **क्षमा वीरस्य भूषणम् ॥** ( માફી આપવી અને માફી માગવી ) ( ખમવું અને ખમાવવું ) એ વીર–ભક્તનું ખાસ લક્ષણ છે–ભૂષણ છે.

૨ હિતાહિતનો વિચાર કરવો એ જ બુદ્ધિ પામ્યાનું ફળ છે.

૩ સુશીલ બનવું એ જ માનવદેહ પામ્યાનો ઉત્તમ સાર છે.

૪ સઠેકાણે વિવેકથી દ્રવ્યવ્યય કરવો, એ લક્ષ્મી પામવાનું ફળ છે.

૫ પ્રિય અને હિતવચન વદવું એ જ વાચા પામ્યાનું ફળ છે.

૬ પાપમાર્ગથી નિવર્તાવી સન્માર્ગમાં જોડે તે જ ખરો મિત્ર છે.

૭ સહુ સાથે મૈત્રીભાવ રાખો–સહુનું સદાય ભલું જ ચાહો.

૮ દીન–દુઃખી–અનાથ ઉપર અનુકંપા રાખી તેનો ઉદ્ધાર કરો.

૯ સુખી અને સદ્‌ગુણીને દેખી યા સાંભળી પ્રમુદિત–હર્ષિત બનો.

૧૦ કઠોર પરિણામી ઉપર પણ દ્વેષ ન કરો.

૧૧ સદ્બોધ સાંભળે તે જ સકર્ણ.

૧૨ સદ્બોધ હૈયે ધરે તે જ સહૃદય.

૧૩ સન્માર્ગે સંચરે, ઉન્માર્ગ તજે તે જ સનેત્ર.

૧૪ છતે કાને હિતવચન ન સાંભળે તે જ બ્હેરો.

૧૫ છતી જીભે હિત-પ્રિય-સત્ય ન બોલે તે જ મૂંગો.

૧૬ છતી આંખે અવળે માર્ગે ચાલે-અકાર્ય કરે તે જ આંધળો.

૧૭ ત્રિવિધ તાપને શાન્ત કરે તે જ સંત-સુસાધુ.

૧૮ સહુને આત્મ તુલ્ય લેખો-સ્વહૃદયને વિશાળ બનાવો.

૧૯ પરદ્રવ્યને પત્થર તુલ્ય લેખો-સ્વદ્રવ્યમાં જ સંતોષ રાખો.

૨૦ પરસ્ત્રીને માતા-બ્હેન કે પુત્રી તુલ્ય જ લેખો.

૨૧ કોઈના સુખમાં અંતરાય ન કરો-બનતી સહાય કરો.

૨૨ નિંદા, ચૂગલી, મિથ્યા આરોપ વિગેરે પાપમાત્રથી ડરતા રહો

૨૩ પારકી આશા-તૃષ્ણાને તિલાંજલી આપો-તજો.

૨૪ હંસની જેમ સાર(ગુણ)ગ્રાહી બનો, દોષ-દૃષ્ટિને તજો.

૨૫ સ્વધર્મરક્ષા માટે જ શરીરની યોગ્ય સંભાળ રાખો.

૨૬ વિષયાસક્તિથી વેગળા રહો-ઇન્દ્રિયના ગુલામ ન બનો.

૨૭ મદાન્ધ ન બનો, નમ્રતા રાખો. (નમે તે પ્રભુને ગમે)

૨૮ કામ-કષાય-ઈર્ષા-અદેખાઇ વિગેરે વિકારને વશ ન થાઓ.

૨૯ આળસુ-એદી-નિરુદ્યમી ન બનો--ચંચળતા રાખો.

૩૦ વિકથા-નકામી કુથલી કરવાનો ઢાળ તજો;વખત ઓળખો.

૩૧ સ્વાશ્રયી બનો-પુરુષાર્થી થાઓ-બીજાના આધારે બેસી ન રહો.

૩૨ કન્યાઓને એવી કેળવો કે તેઓ શાણી માતાઓ બની શકે.

૩૩ કોઈ વ્યસનનાં ફંદમાં ન પડો; તેમાંથી સ્વપરની રક્ષા કરો.

૩૪ સદ્‌ગુણી અને સદ્‌ગુણાનુરાગી બનો.

૩૫ નીતિવાન બનો-નિષ્પક્ષપાતપણે ખરા ખોટાનો તોલ કરો.

૩૬ શાન્ત પ્રવૃત્તિ રાખો અને પાપાચરણથી અળગા રહો.

૩૭ લોકપ્રિયતા મેળવો–સ્વાર્થત્યાગી બનો.

૩૮ કૃતજ્ઞ થાઓ અને પરોપકારરસિક બનો.

૩૯ વિચાર, વાણી અને વર્તનમાં શુદ્ધ પવિત્રતા રાખો.

૪૦ કામ, ક્રોધ, મોહ, મત્સરાદિક દુર્ગુણને જલદી તજો.

૪૧ માતપિતાદિક વડિલવર્ગની યથોચિત સેવા–ભક્તિ કરો.

૪૨ સ્વધર્મીબન્ધુઓ અને બહેનોનું ખરું વાત્સલ્ય કરો.

૪૩ ખોટો ડોળ–ડમાક તજી ખરા માર્ગનું સેવન કરો.

૪૪ શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ઉપર અડગ–અચળ શ્રદ્ધા રાખો.

૪૫ ધર્મ–શાસનની ખરી ઉન્નતિ–પ્રભાવના થાય તેવો માર્ગ ગ્રહણ કરો.

૪૬ મતભેદથી ખીજવાઇ ન જાઓ; સત્ય વાત સપ્રમાણ શાન્તિથી બતાવવા પ્રયત્ન કરો. અન્યને ધર્મમાં જોડવાનો એ રસ્તો છે.

૪૭ કલેશ–કુસંપથી સ્વમતને છિન્નભિન્ન ન કરો; સ્વઅંગ ન છેદો.

૪૮ સુસંપ વધે તેવા જ વિચાર, વાણી અને વર્તનનો પ્રયાસ કરતા રહો.

૪૯ સ્વધર્મી બન્ધુઓ સર્વ વાતે સુખી થાય તે માટે તન-મનથી મથન કરો.

૫૦ પાત્રતા પ્રમાણે આપો અને પાત્રતા વધારવા પ્રયત્ન કરો.

૫૧ આ ક્ષણભંગુર દેહથી કોઇ રીતે અન્યનું ભલું થતું જ હોય તો ઉદાર દિલથી તે થવા દેવું. દયાનું ક્ષેત્ર વિશાળ છે. ડહાપણથી શક્તિ અનુસારે તેનો લાભ લેતા રહેવું. સ્વપર આત્માના હિતમાં અભિવૃદ્ધિ થાય તેવો દરેક પ્રયાસ મન, વચન, કાયાથી કર્યા કરવો. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૧૦૫ ]

## તત્ત્વજિજ્ઞાસુ જનોને બે બોલ.

" મૈત્રી, કરુણા, પ્રમોદ અને માધ્યસ્થ્ય ભાવયુક્ત સ્વ અધિકાર અનુસાર જે હિતકારી કરણી કરવામાં આવે તે જ ખરી રીતે ધર્મ કહેવાય છે. અને તે જ સ્વપરનું રક્ષણ કરી શકે છે." કહ્યું છે કે:—

" નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર;
પુન્યવંત તે પામશે જી, ભવસમુદ્રનો પાર.
મનમોહન જિનજી ! મીઠડી તારી વાણ."
धर्मेणाधिगतैश्वर्यो, धर्ममेव निहन्ति यः ।
कथं शुभायतिर्भावी, स स्वामीद्रोह पातकी ॥ "

ધર્મ—પુન્યના જ પ્રભાવે પ્રભુતા પ્રાપ્ત થયા છતાં, જે મુગ્ધજન—પુન્યનો જ લોપ કરે છે તે સ્વ સ્વામી સમાનધર્મીનો

દ્રોહ કરનાર પામર પ્રાણીનું ભવિષ્ય શી રીતે સુધરી શકશે? ધર્મદ્રોહીનું કલ્યાણ શી રીતે થઈ શકે? તેવા જીવનું કલ્યાણ થવું દુર્ઘટ જ છે.

"દુઃખમેં સહુ પ્રભુકો ભજે, સુખમેં ભજે ન કોય;
જો સુખમેં પ્રભુકું ભજે, દુઃખ કહાંસેં હોય?"

અધિકારના મદથી અંધ બની જીવ પોતાની પૂર્વની સ્થિતિ ભૂલી જાય છે. જ્યારે તે પુન્યના ક્ષયે સ્વઅધિકારથી ભ્રષ્ટ થઈ જાય છે અથવા તેના ઉપર અણચિંત્યું દુઃખનું વાદળ તૂટી પડે છે ત્યારે તેની આંખ કંઇક ઊઘડે છે, અને **કુંડૂરાજા**ની પેઠે પોતે મદોન્મત્તપણે કરેલા અન્યાયને સંભારી તે બદલ પસ્તાવો કરે છે. પરંતુ તે પસ્તાવો પતંગીયાના રંગ જેવા ક્ષણિક વૈરાગ્યથી થયેલ હોવાથી ફરી પાછો જો તે દૈવયોગે પૂર્વ અધિકાર પામે છે યા સારી સ્થિતિમાં મૂકાય છે તો પુનઃ પૂર્વે વીતેલી અવસ્થા ભૂલી જઈ મદોન્મત્તપણે વિચરવા માંડે છે. તેવા મંદ અધિકારી જીવને સત્સમાગમનું યા આપ્તવચનનું સેવન કરવું બહુ જરૂરનું છે. સમર્થ આચાર્ય શ્રી **હરિભદ્રસૂરિજી** કહે છે કે–"અહો મુમુક્ષુ જનો! તમે ગુરુગમ્ય ધર્મરહસ્ય શ્રવણ કરો અને તેનુ મનન કરીને તે બરાબર લક્ષમાં રાખો અને જેથી આત્માનું અહિત થાય એવું કઇ પણ પ્રતિકૂળ–વિરુદ્ધ કાર્ય પ્રાયે ન જ કરો; પરંતુ સ્વપરનું શ્રેય થાય તેવાં જ અનુકૂળ કાર્ય–આચરણનું સદા ય સેવન કરો."

ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૧૩૬ ].

# અવિવેકથી ખાનપાનની વસ્તુમાં થતો ભ્રષ્ટવાડો અને તેથી થતાં અનિષ્ટ પરિણામ અટકાવવા માટે વિવેકની જરૂર

બહોળે ભાગે કાઠિયાવાડ ગુજરાતના ઘણાએક સ્થળોમાં ખાનપાન સંબંધી આચારવિચારમાં કેટલીએક એવી ગંભીર ખામીઓ જોવામાં આવે છે કે જેથી ઘણા અનિષ્ટ પરિણામ આવવા પામે છે. અશુચિ અને કોહેલી વસ્તુમાં નજરે ( નરી આંખે ) નહિ દેખી શકાય એવા અસંખ્ય સંમૂર્ચ્છિમ જીવો ક્ષણે ક્ષણે ઉપજે છે અને લય પામે છે ( મરે છે ), એમ માનનારા ભાઇઓ અને બ્હેનો પણ ખાનપાન સંબંધી થતો એઠવાડો અટકાવવા જો પૂરતી કાળજી રાખી પ્રયત્ન કરે તો તેમાં જલદી સુધારો થઈ શકે એવો સંભવ છે, પણ તેવી દરકાર બહુ થોડાને હોય છે. ખાસ આગેવાનોની તેમ જ દરેક મનુષ્ય વ્યક્તિની ચોખ્ખી ફરજ છે કે પોતાનું તેમ જ પરનું અહિત થાય તેવું ન કરવું–કરતાં જરૂર અટકાવવું અને અન્યને પણ અહિતથી બચવા જરૂર ચેતાવવું. દાખલા તરીકે ઘરોઘર પાણી પીવા માટે ભરી રાખવામાં આવતો ગોળો એ અત્યારે ઢોરના હવાડા( અવેડા )ની ઉપમાવાળી સ્થિતિ ભોગવે છે, કેમ કે જેમ અવેડામાં ગમે તે ઢોર મોઢું ઘાલી તેમાંનું પાણી પીતાં પોતાના મોંની લાળ પાણીમાં નાંખી તેને અપવિત્ર અને અસંખ્ય જીવોને ઉત્પન્ન થવાનું અને તેમાં જ પાછા લય પામવાનું સ્થાન બનાવે છે, તેમ કોઇ એક ઘર, હાટ કે વખારમાં, નાત કે સંઘજમણમાં સગવડની ખાતર પોતાના કુટુંબને માટે, મિત્ર કે નોકરને માટે, જ્ઞાતિ કે શ્રીસંઘને માટે પાણી ભરી

રાખવામાં એક અથવા અનેક વાસણો રાખવાનો રિવાજ ચાલુ છે, તેમાંથી એક બીજા નાના વાસણવતી પાણી ભરી, તે મોઢે માંડી પીતા જાય છે અને તે વાસણને એઠું મૂકી ચાલતા થાય છે. તેમાં લાગેલી મ્હોંની લાળ અને બચેલું એઠું પાણી વારંવાર પ્રથમના મોટા વાસણમાં પડે છે અને તે બધા પાણીને ભ્રષ્ટ, કોહાણવાળું, જીવાકુળ બનાવે છે. તેવાં ભ્રષ્ટ જીવાકુળ પાણી પીવાથી ઘણાએક પીનારના શરીરમાં વિવિધ વ્યાધિઓના મૂળ રોપાય છે અને તે રોગ ધીમે ધીમે વિકરાળ રૂપ ધારી તેનો ચેપ બીજાને લગાડે છે અને એ રીતે ઘણા માણસોને તાવ, ખાંસી અને ક્ષયરોગ જેવા રોગો લાગુ પડી જાય છે, જે પછી દૂર કરવા કઠીણ થઇ પડે છે. એ ઉપરાંત અસંખ્યાત સંમૂર્ચ્છિમ જીવોનો ઘાત થયા કરે છે અને તેમના જે વિષમય કલેવરો શરીરમાં જઇ ભયંકર રોગ ઉપજાવે છે તેને ઉપશમાવતા પાપારંભ કરવા પડે છે અને તે બાબત ચોખ્ખાઈ રાખનારા બીજા લોકની નજરમાં હલકા પડવું પડે છે. તે કરતાં જો પ્રથમથી જ ચોખ્ખાઈ રાખવામાં આવે, પાણી લેવાનું અને પીવાનું વાસણ જુદું જુદું રાખી પાણી પીધા પછી તેને લૂંછી સાફ કરી લેવામાં આવે, તો એ અનિષ્ટ પરિણામો બનવા પામે નહિ. વળી ભ્રષ્ટ–અપવિત્ર ( એઠાં કરેલાં ) જીવાકુળ જળ રસોઇ કરવામાં તેમ જ ઉકાળવાના ઉપયોગમાં લેવામાં આવે અને તેવા ભ્રષ્ટ એઠા જળવડે બનેલી રસોઇ વિગેરે મુનિજનોનાં પાત્રમાં આપવામાં આવે એ કેવો અને કેટલો બધો અવિવેક છે, તે સુજ્ઞ ભાઇબહેનોએ બરાબર વિચારીને તેને જલદી દૂર કરવા નિશ્ચય કરવો અને તેને પાછું વિસરી નહિ જવું. જળ એ ઘણું ઓછું કિંમતી છતાં બહુ જ જરૂરનું અને ઘણા મોટા

પ્રમાણમાં વપરાતું જીવન છે, તેમાં આવો અવિવેક રાખવાથી ઘણું ભારે નુકશાન થાય છે, તેનાથી બચવા માટે દરેકે દરેક વ્યક્તિની ચીવટભરેલી ફરજ રહેલી છે. તેમાં જેટલી ગફલત તેટલું નુકશાન વેઠવું જ પડે છે. પાણીની પેઠે ખાવાના પદાર્થોમાં પણ ઘણા સ્થળે ઘણો અવિવેક ચાલતો જણાય છે અને તેના પ્રમાણમાં નુકશાન પણ પારાવાર થવા પામે છે. પોતાના ઘરમાં તેમ જ નાત કે સંઘજમણોમાં ઘણી જ એઠ છાંટવામાં આવે છે, તેમાં જે નાહક દ્રવ્યનો નાશ થાય છે, તેનો સરવાળો કરવામાં આવે તો તે ઘણો મોટો થવા પામે, પરંતુ તેમાં કોહાણ શરૂ થતાં જે પારાવાર જીવહિંસા થવા પામે છે, તેનો વિચાર કરતાં તો તે ખેદ અને કંપારી જ ઉપજાવે છે. એવું કામ કરવું તે દયાધર્મની વાત કરનારને લગારે છાજતું નથી, એટલું જ નહિ પણ ખરા દયાળુની નજરમાં તો તે શરમાવનારું અને મશ્કરી કરાવનારું જ છે. તેથી સુજ્ઞ ભાઇબહેનોએ ક્યાંય પણ એઠું નહિ છાંટવા ખાસ પ્રતિજ્ઞા કરવી જોઇએ.

ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૩, પૃ. ૨૧૧. ]

---

## સારભૂત તત્ત્વ–ઉપદેશ

" चला विभूतिः क्षणभंगि यौवनं,
कृतान्तदन्तान्तरवर्त्ति जीवितं ।
तथाप्यवज्ञा परलोकसाधने,
अहो नृणां विस्मयकारि चेष्टितं ॥ "

" लोभमूलानि पापानि, रसमूलाश्च व्याधयः ।
स्नेहमूलानि दुःखानि, त्रीणि त्यक्त्वा सुखीभव । "

લક્ષ્મી અસ્થિર છે, યૌવન જોતજોતામાં વહી જાય છે, જીવિતનો કશો ભરોસો નથી–જીવિત યમની દાઢ વચ્ચે આવી રહેલ છે; છતાં પણ મનુષ્યોને પરભવનું સાધન કરી લેવામાં કેટલી બધી ઉપેક્ષા વર્ત્તે છે? અહો! જીવોનું કેટલું બધું વિસ્મયકારી વર્તન છે? હે મનવા! તારે સુખી થવું હોય તો સમજ કે સર્વ પાપનું મૂળ લોભ છે, વ્યાધિનું મૂળ રસગૃદ્ધિ (લોલુપતા) છે અને દુઃખનું મૂળ સ્નેહ–રાગ છે. સઘળાં દુઃખના ઉપાદાન કારણભૂત એ ત્રણ વાનાંનો ત્યાગ કરીને તું સુખી થા.

વળી સમજ કે નિત્યમિત્ર સમાન આ શરીરને સદા ય પોષણ આપ્યા છતાં પરિણામે એ પોતાનું થતું નથી, અવશ્ય પડવાનું જ છે, તો પછી તેના ઉપર ખોટી મમતા બાંધી શા માટે અનેક ઔષધ-ભેષજ કરી કલેશ વ્હોરો છો? બધા બાહ્ય અને અભ્યંતર રોગમાત્રનું નિકંદન કરી શકે એવા ધર્મરસાયણનું પાન કરી લે, જેથી તને સર્વ રીતે આરામ પ્રાપ્ત થાય. વળી વિચારી જોતાં તને સમજાશે કે પશુઓનાં શરીરોનાં અંગઉપાંગ અને મળ આદિ બધાં જીવતાં અને મૂવા પછી પણ કંઈ ને કંઈ ઉપયોગમાં આવે છે, તેમ મનુષ્યદેહનું કંઈ ઉપયોગી થઈ શકતું નથી. તો પછી આ ક્ષણવિનાશી દેહદ્વારા કંઈ પણ આત્મહિત સાધી લેવામાં તું કેમ ઉપેક્ષા કરે છે? આ મનુષ્યદેહથી સ્વહિત સાધી લેવામાં ઉપેક્ષા કરવી તને લાજીમ નથી, માટે હવે પ્રમાદપટળનો પરિહાર કરીને સ્વહિતમાર્ગ જલદી આદરી લે અને એમ કરતાં બની શકે તેટલા પ્રમાણમાં પરહિત કરવામાં પણ ઊજમાળ થા. ખરા સુખી થવાનો એ જ માર્ગ છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૧૪૬. ]

## શ્રાવક યોગ્ય દુઃખહરણી કરણીનું કંઇક સવિસ્તર બ્યાન

૧ ચાર ઘડી જેટલી રાત્રિ શેષ (બાકી) રહી હોય ત્યારે શ્રદ્ધાવંત, વિવેકવંત અને ક્રિયારુચિવંત ભાઇ બહેનોએ જાગ્રત થઈને જરૂર જણાય તો શીઘ્ર દેહશુદ્ધિ-મળશુદ્ધિ કરીને, સ્વસ્થ ચિત્ત થઇને સાવધાનપણે ભવસમુદ્રનો પાર પમાડનાર **શ્રી નવકાર** મહામંત્રનો જાપ મનમાં ગણવો-શરૂ કરવો. અરિહંતાદિકના ઉત્તમ ગુણોનું એકાગ્રપણે ચિંતવન કરતાં, અત્યંત નમ્રપણે એ ગુણોનું અનુમોદન કરતાં એવા જ ઉત્તમ ગુણો આપણા આત્મામાં પ્રગટે એમ લક્ષ પરોવીને ભાવવું.

૨ સ્થિર મન કરીને પોતાના ઇષ્ટ દેવ, ગુરુ અને ધર્મનું સારી રીતે સ્વરૂપ વિચારવું, તેમની સંગાતે પોતાનો કેવો સંબંધ છે, અથવા હોવો જોઇએ અને તેમનાથી શું પ્રાપ્ત કરવા યોગ્ય છે ? તે કેવી રીતે-કેવા સાધન બળથી પ્રાપ્ત કરી શકાય એમ છે ? તેમાં કેમ વિલંબ કરાય છે ? તેના કયા કયા બાધક કારણ છે ? તે કારણો શી રીતે દૂર કરી શકાય એમ છે ? અને તે માટે કેવા ઉપાય આદરવા શક્ય છે ? એ વગેરેનો વિચાર કરવો જોઇએ વળી પોતાના કુળાચાર અને વ્યવસાય-આજી-વિકાના સાધન સંબંધી પણ વિચાર કરવો જોઇએ. તે પોતાના ઇષ્ટ-હિત સાધવાના માર્ગમાં કેવા અને કેટલા સાધક બાધક-સહાય કરનારા અને વિઘ્ન કરનારા છે તેનો પણ ખ્યાલ કરી જવો જોઇએ. ગમે તે રીતે પોતાનો ઇષ્ટ માર્ગ સરલ કરવા માટે શુભ વિચારબળથી પ્રયત્ન કરવો જોઇએ અને તે માટે જે જે ઉત્તમ ઉપાય આદરવાને શક્ય જણાય તે આદરવા જોઇએ.

જિનમંદિરે જવું અને નિસિહી પ્રમુખ દશ ત્રિક સાચવી યથાવિધ ઉલ્લસિતભાવે પ્રભુની દ્રવ્ય ભાવથી સેવા કરવી.

૬ ઉપાશ્રયે જઈને ગુરુમહારાજને **વંદન** કરવું, અને એકાગ્ર મને સદુપદેશ **શ્રવણ** કરવો; તેમ જ જ્યારે અવસર થાય ત્યારે નિર્દોષ અને સાધુને કલ્પે એવા **આહારપાણી** તેમને આપવા. તે પણ વિવેકપૂર્વક લગારે સંકોચ રાખ્યા વગર ઉદાર ચિત્તથી કેવળ પરમાર્થ દાવે દેવા એ જ સાર છે.

૭ બીજા બધા દુનિયાદારીના સંબંધ કરતાં **સ્વધર્મીનું સગપણ** સર્વોપરી જાણી, તેમની યથોચિત ભક્તિ કરવામાં ખામી રાખવી નહિ; તેમ જ ગમે તે દીન, દુઃખી, અનાથ જનોને દેખી અનુકંપા બુદ્ધિથી તેમને પણ યથોચિત સહાય કરવી. વિવેક સહિત લક્ષ્મી વાપરનારને પુણ્યની વૃદ્ધિ જ થયા કરે છે.

૮ ઘર સંપત્ પ્રમાણે **યથાસ્થાને દાન** દેવું અને કદાપિ પણ બળીઆ સાથે બાથ ભીડવી નહિ. જે કંઈ **વ્રત–નિયમ લેવાં** તે ગુરુમુખે સમજીને લેવાં અને તે સારી રીતે પાળવાં પણ પાછાં વિસારી દેવાં નહિ.

૯ જે કંઇ **વ્યાપાર**, **વણજ** કે **વ્યવસાય** કરવો પડે તે **શુદ્ધ** નીતિરીતિથી પ્રમાણિકપણે કરજે. સ્વકર્તવ્ય સમજીને પ્રમાણિકપણું સાચવજે. દેવા–લેવામાં કંઇપણ ન્યૂનાધિકપણું આદરીશ નહિ. કોઇની દાક્ષિણ્યતાથી **ખોટી સાક્ષી ભરીશ નહિ.** તારા દેવ, ગુરુ, ધર્મને લાંછન લગાડીશ નહિ અને નબળા લોકોની સંગતિ કરીશ નહિ.

૧૦ ડુંગળી, લસણ, આદુ, મૂળાના કંદ, ગરમર, બટાટા,

ગાજર, સકરકંદ વિગેરે સઘળાં જમીનકંદ અને ઘણાં જ સુ-કોમળ પાંદડાં ( નવાં કુંપળીયાં ) ફળ પ્રમુખ અનંતકાય, અને બોળ અથાણું, કાચું મીઠું, કાચા દૂધ–દહીં–અને છાશ સાથે કઠોળ ભોજન, જેનો રસ, વર્ણ, ગંધ, સ્પર્શ બદલાઈ ગયા હોય તે વાસી ભોજન, બે રાત્રિ ઉપરનું દહીં અને કાચાં–કુણાં ફળ, તુચ્છ ફળ વિગેરે **અભક્ષ્ય ભોજન** અવશ્ય તજવું.

૧૧ રાત્રિભોજન કરવામાં ઘણાં પ્રકારના દૂષણ સ્વપરશાસ્ત્રમાં જણાવ્યા છે. એથી શરીરમાં અનેક પ્રકારનાં વ્યાધિ થવાનો ભય રહે છે, અને કવચિત્ વિષસયોગથી પ્રાણસંકટ થવા ઉપરાંત, પરભવમાં ઘૂવડ, વાગોળ કે નોળીયાના અવતાર પ્રાપ્ત થાય છે, એમ સમજી સંતોષ આણીને **રાત્રિભોજન વર્જવું.** વળી સાજી, સાબુ, લોઢું, ગળી, મદ્યાદિનો વ્યાપાર ન કરવો.

૧૨ જેમાં ઘણાં દૂષણ લાગે એવા અનેરાં કામકાજ પણ તજવાં અળગળ પાણી પીવાથી ભારે દોષ લાગે છે, માટે ગાળ્યાં વગર પીવું નહિ, અને તે સારા ઘટ્ટ વસ્ત્રથી વધારે વખત ગાળવાનો અભ્યાસ રાખવો તથા સંખારો પણ ઢુંપવવો નહિ.

૧૩ કૂવા, નદી કે જ્યાંથી જળ આણ્યું હોય ત્યાં બીજી વખત ગાળ્યા બાદ તેનો સંખારો વાળીને પાછો જયણાથી સ્થાપવો ( મોકલવો ). એ જ રીતે છાણાં, ઇંધણાં અને ચૂલો પણ પૂંજી–પ્રમાર્જીને કામમાં લેવો કે જેથી કોમળ પારણામ-વડે પાપબંધ થતો અટકે અને દયાળુ પરિણામથી પુન્યનો બંધ થઇ શકે. જયણાથી કામ કરતાં તથાવિધ કર્મબંધ થઇ શકે નહિ.

૩. રાગદ્વેષવાળા અથવા અહંતા મમતાવાળા મનના માઠા પરિણામ ઉપશાંત થઇ સમતા–સ્થિરતા ગુણ પેદા થાય એવા પવિત્ર લક્ષથી ઇષ્ટ સાધ્ય તરફ લઇ જઇ તે સાધ્યને મેળવી આપવાના સાધન તરીકે લેખાતું **સામાયિક** પ્રસન્ન ચિત્તથી હે ભવ્યાત્મા ! સદા ય આદરજે, તેમાં પ્રમાદ–શિથિલતા–મંદ આદર કરીશ નહીં. પણ પ્રમાદ દૂર કરી જેમ સમતારસની વૃદ્ધિ થાય–થવા પામે તેવાં રુડાં આલંબન ગ્રહણ કરજે એવી રુડી વિચારણા તું પ્રમુદિત મને કરજે. રસાયણ જેવી આત્માને ગુણકારી **મૈત્રી, મુદિતા, કરુણા** અને **માધ્યસ્થતા**રૂપી ચાર પવિત્ર ભાવના તું ભાવજે. તે પવિત્ર ભાવનાઓ નિજ અંતરમાં પરિણમે એવો અભ્યાસ પાડજે અને પછી અવસર થયે રાત્રિ સમયે જે કંઇ મન, વચન, કાયાથી દૂષણ તેં જાતે સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય કે સેવનાર પ્રત્યે અનુમોદન આપ્યું હોય તેની આલોચના–નિંદા પ્રાયશ્ચિત્ત કરવા રૂપ **પ્રતિક્રમણ** પ્રભાત સમયે અવશ્ય કરજે અને ફરી એવાં દૂષણ નહિ સેવવા દૃઢ લક્ષ રાખજે.

૪. વળી તું સદ્ગુરુની પાસે નિજ પાપનું નિ:શલ્યપણે નિવેદન કરી નિજ શુદ્ધિ કરવા યથાશક્તિ **વ્રતપચ્ચખ્ખાણ** કરજે, અને ગુરુમુખે ઉચ્ચરેલાં વ્રત નિયમ રુડી રીતે પાળજે. શુદ્ધ દેવગુરુની હિતશિક્ષા શિર પર ધારજે. તેમની આણા–**આજ્ઞાવચન**ને પાળવામાં પ્રમાદ કરીશ નહિં. તેથી તું સુખી થઇશ. વળી તારે નિજ શક્તિ ફોરવીને જ્ઞાન–વિદ્યા–અભ્યાસ કરવો, તત્ત્વાર્થ સમજવો, દેવગુરુની ગુણસ્તવના કરવી અને સજઝાય-ધ્યાન કરી પોતાનો વખત સાર્થક કરવો, જેથી જન્મમરણના દુ:ખથી છૂટી જવાનું બને.

૫. હમેશાં **ચૌદ નિયમોને** ચિતારજે અને સ્થિર ઉપયોગથી પાળજે. વૃત્તિસંક્ષેપથી બહુ સારો લાભ થશે. ભોગોપભોગમાં લેવા યોગ્ય વસ્તુઓમાં—

( ૧ ) **સચિત્ત**–સજીવ વસ્તુનું પ્રમાણ કરજે.

( ૨ ) ખાનપાનમાં થોડી વસ્તુઓથી સંતોષ રાખજે.

( ૩ ) જરૂર જેટલી જ વિગઇ ( છમાંથી–૧ દૂધ, ૨ દહીં, ૩ ઘી, ૪ તેલ, ૫ ગોળ, ૬ કડાઇ. ) વાપરજે.

( ૪ ) પગરખાં કે મોજાંનું માન રાખજે.

( ૫ થી ૧૦ )––મુખવાસ, વસ્ત્ર, પુષ્પાદિક સુગંધી દ્રવ્ય, વાહન અસ્વારી, માંચા–પલંગ–બેડીંગ અને ચંદનાદિક વિલેપન દ્રવ્યનું પણ અવશ્ય પ્રમાણ બાંધવું.

( ૧૧ ) વિષયભોગ–કામક્રીડાનો યથાયોગ્ય પરિહાર કરવારૂપ બ્રહ્મચર્ય પાળવું.

( ૧૨ ) ગમનાગમન સંબંધી દિશાનો સક્ષેપ કરવો.

( ૧૩ ) શરીર–શૌચની ખાતર સ્નાન કરવાનું પ્રમાણ બાંધવું.

( ૧૪ ) ભાતપાણીનું માપ નક્કી કરવું.

એ ઉપરાંત ઘર આરંભાદિક માટે ટાળી ન શકાય એવી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિની વિરાધના પોતાના અર્થે બને તેટલી ઓછી કરવા નિયમ કરવો. એ રીતે જીવતાં સુધી શુભ અભ્યાસ રાખીને જીવદયા પાળવી. વળી રાગાદિક સમસ્ત દોષને જીતનારા જિનેશ્વર ભગવાનને જુહારવા, ત્રિકાળ

૧૪ અસંખ્ય જીવમય સચિત્ત જળ, ઘીની પેરે જોઇએ તેટલું વાપરજે, અને અળગળ પાણીથી તારાં વસ્ત્રાદિક ધોઇશ નહિ, તેમ જ ધોવરાવીશ નહિ. જરૂર પડે ત્યારે બને ત્યાં સુધી અળગળ પાણી વાપરીશ જ નહિ. વળી તારા આત્મ-કલ્યાણ અર્થે ચતુર્થ વ્રત શુદ્ધ મન રાખી પાળજે. તેમાં કંઇપણ દૂષણ લગાડીશ નહિ.

૧૫ પાપની ખાણ જેવાં પંદર કર્માદાનના વ્યાપારથી જ્યાં સુધી ચાલે ત્યાં સુધી દૂર જ રહેજે. અંગારકર્માદિક મહા-આરંભવાળા વ્યાપાર કરતાં દયાનાં પરિણામ ટકે નહિ અને તે વગર શ્રાવકનો ધર્મ સચવાય પણ નહિ. તેમ જ જેમાં પોતાનો તેમ જ પોતાના કુટુંબાદિકનો કશો સ્વાર્થ સમાયો ન હોય એવા અનર્થકારી પાપકાર્યનો ઉપદેશ કરીશ નહિ. તથા શસ્ત્રાદિક પાપોપગરણ બીજાને માગ્યાં આપીશ નહિ. જેનાથી આડે રસ્તે દોરાઇ જવાય, પૈસાના ભંજવાડ થાય અને લોકમાં બેવકુફ બનાય એવાં કુસંગ, વેશ્યાના નાચ, આત-સબાજી અને ખેલ-તમાસાદિકથી સદંતર દૂર જ રહેજે.

૧૬ સર્વજ્ઞ-વીતરાગ દેવે ઉપદેશેલાં તત્ત્વમાં યથાર્થ શ્રદ્ધા રાખી શુદ્ધ દેવ, ગુરુ, ધર્મની ઉપર પ્રેમ-ભક્તિ જગાડજે અને જે કંઇ વચન ઉચ્ચારવાં પડે તે ડહાપણભર્યાં, સ્વપરને હિત-રૂપ થાય એવાં, પ્રિય-મધુર અને સત્ય જ ઉચરજે. સર્વથા આરંભ તજી ન શકે તો પણ પાંચ તિથિએ તો અવશ્ય પાપા-રંભ તજજે અને શિયળ ભૂષણને સજજે, ઉત્તમ આચાર-વિચારનું બને તેટલું સેવન કરજે, પણ ખોટા ડોળડમાક તો રંચમાત્ર પણ રાખીશ નહિ; કેમ કે જયારે ત્યારે પણ સરલ

સ્વભાવી( નિષ્કપટી-નિર્માલ્ય-નિર્દંભી )નું જ કલ્યાણ થવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

૧૭ છાશ, તેલ, ઘી, દૂધ અને દહીં અથવા એનાં ભાજન જરૂર ઢાંકી રાખવાં, તે ઉઘાડા મૂકી રાખવાં નહિ. જો પુન્ય-યોગે પૈસો મળ્યો હોય તો તેને સઠેકાણે વાપરવો અને ઉદાર દિલ રાખી બને તેટલો પરોપકાર સાધવો. **“ સાધશો તો વાધશો, કરશો તો પામશો, વાવશો તો લણશો.”** એ કહેવતો ભૂલી જવી નહિ.

૧૮ ઉત્તમ શ્રાવકની રીતિ મુજબ જો સાંજે ‘વાળુ’ કરવું જ હોય તો ચાર ઘડી દિવસ બાકી રહેલો હોય ત્યારે ક્ષુધાના પ્રમાણમાં હલકું ( ભારે નહિ એવું ) ભોજન કરી લઇ, બે ઘડી દિવસ બાકી રહેતાં ચોવિહાર કરવો. રોગાદિક ખાસ કારણથી એમ વ્હેલાસર બની ન શકે તો છેવટે સૂર્યાસ્ત થયા પહેલાં જરૂર ચોવિહાર કરી લેવો-ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો એ રીતે દરરોજ ચોવિહાર કરનાર( સર્વથા રાત્રિભોજન તજનાર )ને અર્ધી જિંદગી પર્યંત ઉપવાસનું ફળ મળે છે, એમ સમજી જરૂર એ અભ્યાસ શરૂ કરવા સહુ ભાઇબ્હેનોએ પ્રયત્ન સેવવો. ચોવિહાર કરી, જિનમંદિરે જઇ, પ્રભુદર્શન, ધૂપ, દીપકવડે અગ્ર પૂજા કરી, ચૈત્યવંદનાદિક કરીને પછી પ્રતિક્રમણાર્થે-દિવસ સંબંધી લાગેલાં પાપ ટાળી શુદ્ધ થવાને અર્થે યથાવસરે ગુરુમહારાજ સમીપે આવી પોતાનાં સઘળા પાપ નિ:શલ્યપણે આલોવવાં. આવી રીતે યથાવિધ લક્ષપૂર્વક પાપ આલોચના કરતાં સઘળો ભવસંતાપ દૂર થઇ જાય છે.

૧૯ એ રીતે ઉભય કાળ સંધ્યાસમયની પ્રતિક્રમણ ક્રિયા

સાચવવી અને જિનેશ્વર ભગવાનના ચરણનું શરણ સદાય ચિત્તમાં ચાહવું. વળી વિશેષે અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવળીભાષિત ધર્મ એ ચારેનાં શરણ આદરી, દઢ મન કરી, રાત્રે શયન કરતી વખતે સાગારી ( અમુક અવધિ-મર્યાદાવાળું ) અણુસણ આદરવું.

૨૦ ઉપર જણાવ્યા એવા ઉત્તમ આચારવિચારને સેવનારા શ્રાવક શ્રાવિકાઓ શ્રી **શત્રુંજય, સમેતશિખર, આબૂગઢ** અને **ગિરનાર** પ્રમુખ પવિત્ર તીર્થસ્થળોને ભેટવાનો-સેવવાનો મનોરથ કરે અને તે તે તીર્થક્ષેત્રોને સદ્‌ભાગ્યયોગે ભેટી પોતાનો આ માનવ અવતાર ધન્ય કૃતાર્થ માને. સ્વજન્મની સફળતા લેખે તેવાં પવિત્ર તીર્થનો ભેટો કરી આત્મસાધન કરી લેવામાં પોતાનું બળ-વીર્ય ગોપવે નહિ.

૨૧ આ ઉપર વખાણેલી શ્રાવક યોગ્ય કરણી જે ભવ્યાત્માઓ આદરે તે જન્મમરણનો અંત કરી શકે. એમની સાથે લાગેલાં આઠે કર્મ પાતળાં પડી જાય અને બધા પાપના બંધ છૂટી જાય એ વાત નિઃસંદેહ છે.

૨૨ ઉપર વખાણેલી શ્રાવક યોગ્ય કરણી કરવાથી-તેનું યથાવિધિ સેવન-આરાધન કરવાથી પ્રથમ તો દેવ સંબંધી ઉત્તમ સુખ મળે છે અને પછી અનુક્રમે મોક્ષ સંબંધી અક્ષય-અવ્યાબાધ સુખ પણ અવશ્ય આવી મળે છે; માટે ઉક્ત કરણી દુઃખહરણી છે, એમ શ્રીમાન્ **જિનહર્ષ**જી ઘણા પ્રેમથી જણાવે છે. આમ હોવાથી સુખના અર્થી સહુ ભાઇબહેનોએ જરૂર તેનો આદર કરવો.　　　　　　　　　　　　　　　　　　ઇતિશમ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૩૭૩ ]

# વિવેકાચરણ.

**તત્ત્વજ્ઞાન પામવાનો અને તેને સફળ કરી લેવાનો ચોખ્ખો અને સરળ ઉપાય.**

" श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचेरत् ॥ "
श्रीमान् हरिभद्रसूरिकृत लोकतत्त्वनिर्णये

૧૪૪૪ ગ્રંથોના પ્રણેતા ઉક્ત સમર્થ પુરુષ પોતાના બહોળા શાસ્ત્રાભ્યાસ અને સ્વાનુભવથી ભવ્ય પ્રાણીઓના હિત માટે, શ્રેય માટે, કલ્યાણ માટે, શાસ્ત્રની આદિમાં જ ભાર દઈને ભલી રીતે બોધરૂપે જણાવે છે કે—

" અહો સુખાર્થી જનો ! જો તમને ખરું સુખ મેળવવાની અને દુઃખ માત્રને તિલાંજલી દેવાની ખરેખરી ઈચ્છા થતી જ હોય તો અહિંસાદિ ઉત્તમ ધર્મની ધૂરાને ધોરીની પેરે ધૈર્યથી ધારણ કરી રહેનારા કોઈ નિઃસ્પૃહી જ્ઞાની ગુરુની શુદ્ધ નિષ્ઠાથી સેવા–ભક્તિ–વિનય–બહુમાન સાચવી, તેમની પાસે સત્‌શાસ્ત્ર–રહસ્ય–રુચિપૂર્વક શ્રવણ કરો અને તેનું સારી રીતે મનન કરી તેનું ઉત્તમ રહસ્ય તમારા કોઠામાં સારી રીતે જમાવો અને છેવટ તે મુજબ આચરવા પ્રયત્ન કરો. સ્વાનુભવથી જે કંઈ તમને પોતાને દુઃખરૂપ સમજાય તે અન્યને દુઃખરૂપ થાય જ. તેથી તેમ નહિ કરવા કાયમ લક્ષ રાખતા રહો, કેમ કે જેવા આપણે તેવા સહુ. જુઓ ! " જગતમાં સહુ કોઈ જીવિત વાંચ્છે છે. કોઈ મરણ વાંચ્છતા નથી. " તો પછી કોઈનું પ્યારું જીવિત હરી કેમ લેવાય ? એટલું જ નહિ પણ સહુને નિજ આત્મ સમાન જ લેખવા, સહુનું ભલું જ ચાહવું, ભલું જ થાય એમ

વદવું, અને બને તેટલું ભલું જ કરવું. બૂરું તો કદાપિ કોઈનું ચાહવું બોલવું કે કરવું જ નહિ. "**જેવું વાવવું તેવું લણવું.**" એ ન્યાયે "**આપવું તેવું લેવું**" છે. સુખ આપીએ તો સુખ અને દુઃખ આપીએ તો દુઃખ, વારુ! ત્યારે તમને શું પ્રિય છે? સુખ કે દુઃખ? જો સુખ જ પ્રિય છે, તો ત્રિકરણ શુદ્ધિથી સહુને સુખરૂપ થાય તેવું જ ચિંતવો, વદો અને આચરો. બસ! સંક્ષેપથી એ જ સુખનો ખુલ્લો માર્ગ–રાજમાર્ગ છે. તે જ નિર્ભય માર્ગે તમે વળો અને અન્ય યોગ્ય જનોને બોધો. કોઈને અપ્રિય અને અહિતરૂપ થાય એવું નહિ વદતાં પ્રિય, પથ્ય અને તથ્ય ( સત્ય ) અવિરુદ્ધ વચન વિવેકથી વદો. આ બાબત વસુરાજાનો અને ગુરુપુત્ર પર્વત તથા નારદજીનો સંવાદ વારંવાર લક્ષપૂર્વક સંભારતા રહો. રખે તમારાથી એવું એક પણ અનર્થકારી વાક્ય બોલાઈ ન જાય કે જેથી તમારે તેમ જ શ્રોતાદિકોને ભવિષ્યમાં ઘણું સહન કરવું પડે. તેની પૂરતી સંભાળ રાખો, તે માટે ભરતપુત્ર મરિચીનું દૃષ્ટાંત યાદ કરતા રહો અને સત્ય વ્યવહાર રાખો. ન્યાય, નીતિ અને પ્રમાણિકતાનું પવિત્ર ધોરણ અડગપણે આદરો અને એથી ઊલટું ધોરણ કદાપિ પણ ન આદરો. તુચ્છ સુખ મેળવવા સ્વાર્થાંધ ન બનતાં તેથી વિરક્ત બની નિઃસ્વાર્થપણાનો ઉત્તમ માર્ગ આદરતા રહો. સ્વ નિયત સાફ રાખો, નિર્મળ શીલ( સદાચાર )નું સદાય સેવન કરો, પરસ્ત્રીને તો નિજ માતા, ભગિની કે પુત્રીવત બરાબર લેખો. મનથી, વચનથી, ચક્ષુથી કે સ્પર્શથી પણ કદાપિ કુશીલતા ન સેવવા પૂરતું લક્ષ રાખો, સંતોષવૃત્તિ ધારીને કૃપણતાદિક દોષ નિવારો અને બને તેટલો પરોપકાર સાધો. સાધન કરી લેવાની આવી અનુકૂળ તક વારંવાર મળવી દુર્લભ છે, એ પુનઃ પુનઃ સંભારી રાખો. જેમ તત્ત્વજ્ઞાન સંબંધી ફેલાવો થાય

અને તત્ત્વવેત્તાઓ તૈયાર થાય તેમ કરો. જે સખાવતો કરો યા કરવા બીજાને ભલામણ કરો તે આવે યોગ્ય માર્ગે થાય અને અત્યંત લાભદાયક થાય એમ નિઃશંક માનો, જાણો અને આદરો.

વળી સંસારને વધારનારા અને જન્મ મરણના અનંત દુઃખમાં વારંવાર અટવાવનારાં ક્રોધ, અહંકાર, માયા–કપટ અને લોભ એ સઘળાં કષાયોને ઉત્તમ પ્રકારની ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષવૃત્તિવડે નિર્મૂળ કરવા ખૂબ યત્ન કરો. જેમ બને તેમ સામ્ય–સમતા અમૃતનું સેવન કરીને રાગ અને દ્વેષનું વિષ દૂર કરો. તેમ જ કલેશ, કંકાસ અને કુસંપને કાપવા અને સુલેહ, શાંતિ અને સુસંપને સ્થિર સ્થાપવા ભગીરથ પ્રયત્ન કરો. શત્રુને પણ ખોટું આળ નહિ દેતાં તેમાં રહેલું સત્ય જ શોધી કાઢવા ટેવ પાડો. નારદ–વિદ્યાવડે એક બીજા પક્ષને લડાવી નહિ મારતાં ડહાપણ બતાવી સમાધાનીના શુભ માર્ગ ઉપર લાવવા પ્રયત્ન સેવો પ્રારબ્ધયોગે પ્રાપ્ત થયેલાં સુખદુઃખમાં હર્ષ ખેદ ધારી મૂંઝાઈ નહિ જતાં તેમાં સમભાવે રહેવાનું પસંદ કરો. પરગુણ–દોષ, નિંદા કે આત્મશ્લાઘા ( આપબડાઈ ) નહિ કરતાં પરગુણ–રાગ અને આત્મ–લઘુતા આદરતા શીખો. દાંભિક ક્રિયા ( બગધ્યાન ) અને અન્યની ખોટી ખુશામત નહિ કરતાં શુદ્ધ નિષ્કપટપણે યથાશક્તિ શુભ કરણી અને સત્ય કથન કરવા લગારે સંકોચ ધારો નહિ. છેવટમાં નિઃશંકપણે શુદ્ધ તત્ત્વ ઉપર અડગ શ્રદ્ધા ધારી તન્મયપણે શુદ્ધ તત્ત્વની જ સેવા–ઉપાસના કરો. એ જ સકળ હિત, શ્રેય અને કલ્યાણકારી માર્ગ છે અને સત્ય સુખના અર્થીજનોએ ખરેખર આરાધવા યોગ્ય છે. કિં બહુના ? ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૧૧ ]

## અહિંસા સંબંધી હિત–ઉપદેશ

" **યોગશાસ્ત્ર** "કાર શ્રીમાન્ **હેમચંદ્રસૂરિ** કહે છે કે કુલાચારથી, હિતબુદ્ધિથી કે ધર્મ સમજીને પણ કરેલી પ્રાણી-હિંસાથી કુળક્ષય, હિતહાનિ અને ધર્મલોપ થવા પામે છે, તો જે કોઈ કેવળ કૌતુકાદિકથી આખેટક ( મૃગયા ) કર્મ કરતાં જીવતા પશુ–પક્ષી વિગેરે પ્રાણીઓની ઇરાદાપૂર્વક હિંસા કરે છે, યા કરાવે છે, યા કરનારને અનુમોદન આપે છે તેમની પાપ-કથાનું તો કહેવું જ શું ? તેથી અત્યંત પાપ લાગે છે.

આ પ્રસંગે શાંતનૂ રાજાને તેની પતિવ્રતા ગંગા રાણીએ નિજ કર્તવ્ય સમજી આપેલો સદ્બોધ ( શિક્ષા અને ચેતવણી ) અને પોતાના જ પુત્રથી એવે જ પ્રસંગે પોતાનો થયેલો પરાભવ હિતચિંતક પુરુષોએ લક્ષપૂર્વક વાંચીને ધડો લેવા યોગ્ય છે.

વળી વિવાહગૌરવ માટે વાડાઓમાં એકઠાં કરેલા પશુ-ઓના પોકાર સાંભળી પરમ કરુણાવંત શ્રી નેમિકુમારે વિવાહ કરવાનું જ બંધ રાખીને બધા ય પશુઓને મુક્ત કરી દેવા આપેલો હુકમ અને એ પ્રસંગે બધા ય પશુઓ તરફથી નેમિકુમાર પ્રત્યે એક હરણીયા મારફત ગુજારવામાં આવેલી હૃદયવેધક અરજ પણ અવશ્ય ધ્યાનમાં લેવા જેવી છે, જેનો સ્પષ્ટાર્થ માત્ર એટલો જ છે કે " **અનાથ અને અપરાધી એવા અમને સહુને હે પ્રભો ! હે નાથ ! રક્ષો રક્ષો !** " આ ઉપરથી બીજાનો ગમે તેટલો આગ્રહ છતાં વિવાહનો પણ ત્યાગ કર્યો અને નિરપરાધી પશુ–પંખીઓનો નાહક વિનાશ કરનારા દુષ્ટ જનોને એક સજ્જડ દાખલો સ્વાર્થત્યાગથી બતાવી આપ્યો.

એ મહાપુરુષોને પવિત્ર પગલે ચાલી સ્વપર હિતની રક્ષા

કરવા સહુ પ્રાણીવર્ગ ઉપર સમાનતાવાળી બુદ્ધિથી મૈત્રીભાવ ધારવો એ દરેક અમીર, અધિકારી કે ક્ષત્રિય બચ્ચાઓની પણ ફરજ નથી શું ? હિંદની યા હિંદવાસીઓની અવદશાનું કારણ શોધવા કોને ગરજ છે ? અને તેની આબાદી પુનઃ સંપાદન કરવાના ખરા કારણો ગવેષવાની કોને જરૂર છે ? જે દેશમાં અહિંસા યા દયાદેવીની સંપૂર્ણ દક્ષતાથી સેવાભક્તિ સચવાય તે દેશમાં કોઇ પ્રકારનું સુખ દૂર હોઇ શકે ? અને દુઃખ ટકી શકે ? નહિ જ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૧૩ ]

---

## સુબોધ–પ્રશ્નોત્તર.

૧ પ્ર૦ પ્રથમ પ્રાણીને આદરવા યોગ્ય શું ?
ઉ૦ સુગુરુનાં આજ્ઞા–વચન.

૨ પ્ર૦ પ્રાણીને પરિહરવા યોગ્ય શું ?
ઉ૦ હિંસા, અસત્યાદિક અકાર્ય.

૩ પ્ર૦ ગુરુ કેવા ( ગુણવાળા ) હોવા જોઇએ ?
ઉ૦ તત્ત્વજ્ઞ, તત્ત્વદર્શી, સ્વપર–હિતચિંતક, સાધક.

૪ પ્ર૦ વિદ્વાને શીઘ્ર શું કરવું જોઇએ ?
ઉ૦ ભવભ્રમણ નિવારણ.

૫ પ્ર૦ મોક્ષવૃક્ષનું ખરું બીજ કયું ?
ઉ૦ સમ્યગ્જ્ઞાન, ક્રિયા સહિત.

૬ પ્ર૦ પરભવ જતા સાથે લેવાનું ભાતુ શું ?
ઉ૦ દાન, શીલ, તપ અને ભાવના.

૭ પ્ર૦ દુનિયામાં પવિત્ર કોને જાણવો ?
ઉ૦ જેનું મન શુદ્ધ—અવિકારી છે તેને.

૮ પ્ર૦ દુનિયામાં ખરો પંડિત કોણ ?
ઉ૦ જેના ઘટમાં વિવેક જાગ્યો છે તે.

૯ પ્ર૦ દુનિયામાં ભારે ઝેર કયું ?
ઉ૦ ગુરુની અવજ્ઞા—આશાતના કરવી તે.

૧૦ પ્ર૦ મનુષ્ય જન્મ પામ્યાનું સાર્થક શું ?
ઉ૦ સ્વપરહિત સાધવા ઉજમાળ થવું એ.

૧૧ પ્ર૦ મદિરાની જેમ મદ ઉપજાવનાર કોણ ?
ઉ૦ સ્નેહ—રાગ—વિષયાસક્તિ.

૧૨ પ્ર૦ ચોરની જેમ સર્વસ્વ હરી જનાર કોણ ?
ઉ૦ પાંચે ઇન્દ્રિયોના વિષયો.

૧૩ પ્ર૦ સંસારરૂપી વિષવેલીનું મૂળ કયું ?
ઉ૦ પરસ્પૃહા—આશા—તૃષ્ણા.

૧૪ પ્ર૦ દુનિયામાં ખરો દુશ્મન કયો ?
ઉ૦ આળસ--પ્રમાદ—અનુદ્યોગ.

૧૫ પ્ર૦ મોટામાં મોટો ભય કયો ?
ઉ૦ મરણભય—મૃત્યુનો ભય.

૧૬ પ્ર૦ પરમાર્થ દૃષ્ટિથી અંધ કોણ ?
ઉ૦ ગુણદોષને નહિ જોનાર—જાણનાર.

૧૭ પ્ર૦ પરમાર્થદૃષ્ટિથી શૂરવીર કોણ ?
ઉ૦ સ્ત્રીના રાગમાં નહિ લપટાનાર,

૧૮ પ્ર૦ કાનવડે પીવા યોગ્ય અમૃત કયું ?

ઉ૦ સદ્ઉપદેશ–હિતોપદેશ.

૧૯ પ્ર૦ પ્રભુતા શાથી પ્રાપ્ત થઈ શકે ?
ઉ૦ અદીન–અયાચક વૃત્તિ રાખવાથી.

૨૦ પ્ર૦ ગહનમાં ગહન વસ્તુ કઈ ?
ઉ૦ સ્ત્રીઓનું ચરિત્ર ( આચરણ )

૨૧ પ્ર૦ દુનિયામાં દક્ષ–ડાહ્યો કોણ ?
ઉ૦ જે સ્ત્રીચરિત્રથી ઠગાય નહિ તે.

૨૨ પ્ર૦ દુનિયામાં ખરેખરું દારિદ્રય કયું ?
ઉ૦ અસંતોષ.

૨૩ પ્ર૦ દુનિયામાં ખરેખરી લઘુતા કઈ ?
ઉ૦ યાચના–દીનતા–પરઆશા.

૨૪ પ્ર૦ દુનિયામાં ખરેખરું જીવિત કયું ?
ઉ૦ નિષ્કલંક ચારિત્ર પાળવું તે.

૨૫ પ્ર૦ દુનિયામાં ખરેખરી જડતા કઇ ?
ઉ૦ છતી બુદ્ધિએ મૂર્ખ રહેવું તે.

૨૬ પ્ર૦ દુનિયામાં ખરેખરી નિદ્રા કઇ ?
ઉ૦ અજ્ઞાનતા–અવિવેકતા.

૨૭ પ્ર૦ દુનિયામાં ખરેખરા જાગતા કોણ ?
ઉ૦ વિવેક બુદ્ધિવંત–વિવેકી.

૨૮ પ્ર૦ અતિચપળ વસ્તુ કઇ કઈ ?
ઉ૦ યુવાની, લક્ષ્મી અને આયુષ્ય.

૨૯ પ્ર૦ ચંદ્ર જેવા શીતળ સ્વભાવી કોણ ?
ઉ૦ કેવળ સજ્જનો જ.

૩૦ પ્ર૦ નરક જેવું દુઃખદાયી શું ?
ઉ૦ પરવશ-પરાધીનપણું.

૩૧ પ્ર૦ ખરું વાસ્તવિક સુખ ક્યાં છે ?
ઉ૦ વૈરાગ્ય-વિરાગતામાં

૩૨ પ્ર૦ ખરું સત્ય વચન કયું ?
ઉ૦ પ્રાણીને પ્રિય અને હિતરૂપ થાય તે.

૩૩ પ્ર૦ જીવને વહાલામાં વહાલી ચીજ કઈ ?
ઉ૦ નિજ જીવિત-પ્રાણ.

૩૪ પ્ર૦ ખરું દાન કયું કહેવાય ?
ઉ૦ જે સ્વાર્થરહિત પરમાર્થથી દેવાય તે.

૩૫ પ્ર૦ દુનિયામાં ખરો મિત્ર કોણ ?
ઉ૦ પાપકર્મથી બચાવે તે.

૩૬ પ્ર૦ દુનિયામાં ખરેખરું ભૂષણ કયું ?
ઉ૦ શીલ-સદ્ગુણ.

૩૭ પ્ર૦ દુનિયામાં ખરેખરું સુખનું મંડન શું ?
ઉ૦ સત્ય-હિત-પ્રિય વચન.

૩૮ પ્ર૦ દુનિયામાં ખરેખરું અનર્થકારી શું ?
ઉ૦ ઢંગધડા વગરનું અસ્થિર મન.

૩૯ પ્ર૦ દુનિયામાં ખરેખરી સુખાકારી વસ્તુ કઈ ?
ઉ૦ મૈત્રી-સહુ સાથે મિત્રતા.

૪૦ પ્ર૦ સર્વ આપદાને દળી નાંખનાર કોણ ?
ઉ૦ સર્વસંગત્યાગ-અસંગતા.

૪૧ પ્ર૦ દુનિયામાં ખરેખરો અંધ કોણ ?

ઉ૦ અકાર્યમાં તત્પર રહેનાર.

૪૨ પ્ર૦ દુનિયામાં ખરેખરો બ્હેરો કોણ ?
ઉ૦ હિત વચન શ્રવણ ન કરે તે.

૪૩ પ્ર૦ દુનિયામાં ખરેખરો મૂંગો કોણ ?
ઉ૦ જે સમયોચિત બોલે નહિ તે.

૪૪ પ્ર૦ દુનિયામાં મરણ સમાન દુઃખ કયું ?
ઉ૦ મૂર્ખપણું.

૪૫ પ્ર૦ દુનિયામાં ખરેખરું અમૂલ્ય શું ?
ઉ૦ જે જરૂરને વખતે આપવામાં આવે તે.

૪૬ પ્ર૦ મરતાં સુધી કઈ વસ્તુ સાલે ?
ઉ૦ જે છાનું પાપ સેવ્યું હોય તે.

૪૭ પ્ર૦ યત્ન કઇ કઇ બાબતમાં કરવો ?
ઉ૦ વિદ્યાભ્યાસ, સદૌષધ અને દાનમાં.

૪૮ પ્ર૦ અવગણના કોની કોની કરવી ?
ઉ૦ ખળ, પરસ્ત્રી અને પરધનની.

૪૯ પ્ર૦ સદા ય ચિંતવવા યોગ્ય શું ?
ઉ૦ સંસારની અસારતા, પણ પ્રમદા–સ્ત્રી નહિ.

૫૦ પ્ર૦ કઈ કઈ વસ્તુને વ્હાલી કરવી ?
ઉ૦ કરુણા, દાક્ષિણ્યતા અને મૈત્રી.

૫૧ પ્ર૦ કદાપિ કોને વશ ન થવું ?
ઉ૦ મૂર્ખ, ખેદ, ગર્વ અને કૃતઘ્નને.

૫૨ પ્ર૦ જગતમાત્રને પૂજવા યોગ્ય કોણ ?
ઉ૦ સદાચારી–સુશીલવાન.

૫૩ પ્ર૦ જગતમાં કમનશીબ કોણ ?
ઉ૦ ભગ્નવ્રતી–ભગ્નપરિણામી.

૫૪ પ્ર૦ જગતને કોણ વશ કરી શકે ?
ઉ૦ સત્ય–પ્રિયભાષી–વિનયવંત હોય તે.

૫૫ પ્ર૦ દેવતા પણ કોને નમે છે ?
ઉ૦ પરમ દયાળુને.

૫૬ પ્ર૦ કઇ વસ્તુથી વિરક્ત થઇ રહેવું ?
ઉ૦ ચાર ગતિરૂપ સંસારભ્રમણથી.

૫૭ પ્ર૦ સુખનાં અર્થીએ કયાં સ્થિતિ કરવી ?
ઉ૦ ન્યાયનીતિવાળા માર્ગમાં.

૫૮ પ્ર૦ વીજળી જેવી ચપળ વસ્તુ કઈ ?
ઉ૦ સ્ત્રીજાતિ અને દુર્જનની મિત્રતા.

૫૯ પ્ર૦ આ કાળમાં પણ મેરુપર્વત જેવા ધીર કોણ ?
ઉ૦ સત્‌પુરુષો.

૬૦ પ્ર૦ છતે પૈસે શોચવા યોગ્ય શું ?
ઉ૦ કૃપણતા અને કંજુસાઈ.

૬૧ પ્ર૦ ગરીબ સ્થિતિ છતાં પ્રશંસવા યોગ્ય શું ?
ઉ૦ ઉદારતા–મનની મોટાઈ.

૬૨ પ્ર૦ અધિકારી છતાં વખાણવા યોગ્ય શું ?
ઉ૦ ક્ષમા–સહનશીલતા.

૬૩ પ્ર૦ ચિંતામણિ જેવાં દુર્લભ ચાર વાનાં કયા ?
ઉ૦ દાન, જ્ઞાન, શૌર્ય અને ધન.

૬૪ પ્ર૦ અમૂલ્ય દાન કયું ?

ઉ૦ પ્રિય વચનથી વિવેકયુક્ત દીધેલું દાન.

૬૫ પ્ર૦ અમૂલ્ય જ્ઞાન કયું ?

ઉ૦ મદ–અહંકાર યા ગર્વ રહિત પ્રાપ્ત થયેલું તત્ત્વજ્ઞાન.

૬૬ પ્ર૦ અમૂલ્ય શૌર્ય કયું ?

ઉ૦ ક્ષમા યુક્ત–પરદુઃખભંજક વીર્ય–પરાક્રમ.

૬૭ પ્ર૦ અમૂલ્ય ધન કયું ?

ઉ૦ જે ઉદારતાથી પરમાર્થ દાવે વપરાય તે.

૬૮ પ્ર૦ યોગ એટલે શું ?

ઉ૦ મોક્ષ સાથે યોજે–જોડે–મેળવી આપે તે.

૬૯ પ્ર૦ સંયમ એટલે શું ?

ઉ૦ ઇન્દ્રિય, કષાય, અવ્રત અને મન–વચન–કાયાનો નિગ્રહ.

૭૦ પ્ર૦ મોક્ષનો અધિકારી કોણ ?

ઉ૦ સમભાવવડે ભાવિત આત્મા. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૯૦ ]

---

## સદ્બોધ વચન

" અનંત જ્ઞાનવાન–સર્વજ્ઞ, સર્વદર્શી, સંપૂર્ણ સ્વરૂપસ્થ અને અનંત શક્તિ એવા વિભુને પ્રણમી અતિ સુખદાયક શાસ્ત્ર રહસ્યરૂપ હિતવચન કહું છું. "

" અહો કલ્યોણાર્થી ભવ્યાત્માઓ ! જો તમે અનંત જન્મ–મરણરૂપ દુઃખ જળથી ભરેલા આ ભવસમુદ્રને તરી, સંપૂર્ણ સુખરૂપ મોક્ષપદ મેળવવા ચાહતા હો તો આ હિતવચનોને

સંપૂર્ણ લક્ષપૂર્વક વાંચી કે સાંભળી, તેનું મનન કરી, સત્ સત્ત્વને આદરી અસત્‌નો ત્યાગ કરો, ત્યાગ કરતાં શીખો, જેથી સર્વ દુઃખનો સર્વથા અંત થવા પામે. ”

૧ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતારૂપ મહાવ્રતને પાળતા અને અન્ય જીવોનો પણ ઉદ્ધાર કરવા નિઃસ્પૃહપણે પ્રવર્તતા એવા સદ્‌ગુરુના હિતવચનને તમે સાદર હૈયે ધરો.

૨ હિંસા, અસત્ય, ચોરી, વિષય–તૃષ્ણાદિક પાપસ્થાનકોથી જેમ બને તેમ સમજીને દૂર રહેવા પ્રયત્ન કરો.

૩ જેમ કંચનને કસી લેવામાં આવે છે અને નાણું પરખી પરખીને લેવાય છે, તેમ શિષ્ય થવા ઇચ્છનારે ગુરુની તેમ જ ગુરુએ શિષ્યની ભલી રીતે પરીક્ષા કરી યોગ્યતા આશ્રી ખાત્રી કરી લેવી જોઇએ, કે જેથી ઉભયને લાભ જ થવા પામે. યોગ્ય અયોગ્યની પરીક્ષા કર્યા વગર આંધળુકિયાં કરવાથી બહુધા અનિષ્ટ પરિણામ ઉભયને આવે છે, તેમ નહિ થતાં શુભ જ પરિણામ આવે તેવી રીતે વિવેક ચક્ષુથી બરાબર તપાસ કરી ઉચિત પ્રવૃત્તિ કરવી જોઇએ.

૪ સંસારના મૂળભૂત અને સંસાર પરિભ્રમણને વધારનારા રાગદ્વેષરૂપ કષાયોનો ઉચ્છેદ કરવા અને દૃઢ મનથી વિષય–આસક્તિ તજી સમતારસમાં ઝીલવા સાવધાનપણે પ્રયત્ન કરો.

૫ યથાર્થ સમજ વગરની એકલી દ્રવ્યક્રિયા કરવાથી તેમ જ યથાર્થ ક્રિયા વગરના એકલા પાંગળા જ્ઞાનથી સિદ્ધિ થઇ શકશે નહિ. યથાર્થ જ્ઞાન અને ક્રિયા એ ઉભયના સંયોગથી જ મુક્તિ મળી શકશે.

૬ રૂડા ભાવ સહિત કરેલી દાનાદિક ધર્મકરણી જ જીવોને પરભવ જતાં સંબળ( ભાતા )રૂપ મદદગાર થઇ શકે છે. તે વગર બહુધા દીન-દુઃખીપણે અન્ય ઉપર આધાર રાખી અવતાર પૂરો કરવો પડે છે.

૭ શીલસંતોષાદિકવડે જેનું મન શુદ્ધ છે તેને જ ખરો પવિત્ર સમજો.

૮ જેના હૃદયમાં વિવેકરૂપ રત્ન દીપક પ્રગટ્યો હોય તેને જ ખરો પંડિત સમજો.

૯ નિઃસ્વાર્થપણે ભવસમુદ્રનો પાર પમાડવા પ્રયત્ન કરનારા સદ્‌ગુરુની અવગણના કરવી એ જ ખરું હળાહળ ઝેર સમજો.

૧૦ સ્વપર હિત સાધી લેવા સાવધાન રહેવાય તે તરત જ લેખે આવશે એમ સમજો.

૧૧ ગુણદોષની પરીક્ષા વગર અસ્થાને કરેલો સ્નેહ-રાગ દુઃખદાયી છે.

૧૨ જ્ઞાનાદિક આત્માની સંપત્તિને લૂંટી લેનાર વિષય-કષાયાદિક જ ખરેખરા ચોર હોવાથી તેમનાથી સાવધાન રહેવાની જરૂર છે.

૧૩ વિષયાદિક તૃષ્ણા જ જન્મમરણાદિક દુઃખમાં વધારો કરનાર છે.

૧૪ આળસ-પ્રમાદ-સ્વચ્છંદતા જ જીવનો કટ્ટામાં કટ્ટો દુશ્મન છે, નિજ ભાન ભૂલી જઇ સ્વકર્તવ્યભ્રષ્ટ થવાય એવા માદક પદાર્થ જેવા કે દારૂ, ગાંજો, ભાંગ, ધતુરો વિગેરેનું સેવન

કરવું, પ્રતંગાદિકની પેઠે બહારના રૂપરંગમાં લોભાઇ જવું, ક્રોધાદિક વિકારોને વશ થવું અને જેથી ન તો સ્વહિત થાય કે ન તો પરહિત થાય એવી નકામી વાતો કરવામાં જ પોતાનો અમૂલ્ય વખત વીતાવવો તથા જ્ઞાનીના સત્સંગથી દૂર રહેવું, અતત્ત્વશ્રદ્ધા કરવી એટલે પરીક્ષાપૂર્વક તત્ત્વશ્રદ્ધા કરી શકાય તેવા પ્રયાસથી દૂર રહી ખોટી રૂઢીને વળગી રહેવું એ વિગેરે અસત્ પ્રવૃત્તિ પણ પ્રમાદાચરણરૂપે જ સમજવી.

૧૫ પ્રાણરક્ષા જેવી વહાલી ચીજ કોઇ નથી અને પ્રાણવિયોગ કરાવવા જેવો કોઇ ત્રાસ નથી, એમ સમજી સર્વ કોઇની આત્મા સમાન રક્ષા કરવી.

૧૬ કામરાગ આંધળો છે. તે અકાળે પ્રાણની હાનિ કરાવી ખરા સુખથી વંચિત કરે છે અને આત્માને ઘણી નીચી પાયરીમાં ઉતારી દે છે.

૧૭ તેને જ ખરેખરો શૂરો–બહાદૂર સમજો કે જે ગમે તેવી સુંદરીનાં કટાક્ષબાણથી પણ અવિકૃત નિર્વિકાર રહે છે–રહી શકે છે.

૧૮ જેઓ સંત–સાધુપુરુષોનાં વચનામૃતવડે પોતાનાં કર્ણને પવિત્ર કરે છે, તેઓ જ ખરેખર "સકર્ણ" કહેવાવા યોગ્ય છે.

૧૯ જો નિજ ગૌરવ ( લાજ--પ્રતિષ્ઠા ) જાળવી-રાખવા જ ઇચ્છતા હો તો મનને અને ઇન્દ્રિયોને વશ થઈ કોઈની પાસે નકામી દીનતા દાખવો નહિ.

૨૦ વિષયાંધ બનેલી સ્રીના ગહન ચરિત્રનો પાર પામવો બહુ જ મુશ્કેલ છે.

૨૧ તેવી સ્ત્રીના ફંદમાં કોઇ રીતે ન ફસે તેને જ ખરો ચતુર સમજો.

૨૨ ગમે તેટલી ઋદ્ધિ ધરાવતો હોય પણ જો સંતોષ ન હોય તો તેને દરિદ્ર જ સમજો, કેમકે તેને પણ ચિંતા અને હાય-વરાળ પારવગરની હોવાથી ખરી સુખશાંતિ ભાગ્યે જ હોઇ શકે.

૨૩ યાચના કે દીનતા કરવી એ જ લઘુતાનું મૂળ સમજો.

૨૪ કોઇને કંઇપણ ઉપતાપ ઉપજાવ્યા વગર શાન્તરસમાં ઝીલાય અને બની શકે તેટલો પરોપકાર નિષ્કામપણે કરાય તે જ નિર્દોષ જીવન જાણો. શાંત અને સદાચરણવાળું જીવન જ ખરું જીવન સમજો.

૨૫ છતી બુદ્ધિએ ડોબા જેવા રહેવું એને જ ખરી જડતા સમજો.

૨૬ જેમના વિવેકલોચન ઉઘડયાં છે તેને જ ખરા જાગ્રત સમજો.

૨૭ જેમના વિવેકલોચન મીચાયેલા હોય તેને જ ખરાં ઊંઘતા સમજો.

૨૮ યૌવન, લક્ષ્મી અને આયુષ્ય ક્ષણિક છે એમ સમજી તેનાથી બની શકે તેટલો લાભ લઇ લેવા પ્રમાદ તજી, ચીવટથી પ્રયત્ન કરો.

૨૯ ખરી શાન્ત–શીતળતા મેળવવા ઇચ્છતા જ હો તો કલ્પવૃક્ષ સમાન સંત–મહાત્માઓની સેવા–ઉપાસના કરો.

૩૦ નીચ પરાધીનતાને જ નરક સમાન બંધનરૂપ સમજો.

૩૧ સ્વતંત્રતા-નિઃસ્વાર્થતા-નિઃસ્પૃહતા યા સંતોષવૃત્તિમાં જ ખરું સુખ છે.

૩૨ પ્રાણીવર્ગને પરિણામે હિતકારી થાય એવું કથન તે જ સત્ય સમજો.

૩૩ પ્રાણીવર્ગને વ્હાલામાં વ્હાલા પોતાના પ્રાણ હોય છે. એટલે સહુને જીવિત વ્હાલું છે, મરવું કોઇને વ્હાલું લાગતું નથી, તેથી જ સંત મહાશયો ઘોર પ્રાણીવધનો સર્વથા નિષેધ કરે છે.

૩૪ કોઇ પ્રકારના પ્રત્યુપકારની ઇચ્છા વગર અપાય તે જ દાન સાચું.

૩૫ પાપમાર્ગથી નિવર્તાવી પુન્યમાર્ગમાં જોડે તે જ મિત્ર સાચો.

૩૬ સુશીલતા એ જ સત્ય પ્રકાશ સમજો.

૩૭ પ્રિય અને હિત એવું સત્ય બોલવું એ જ મુખનું ભૂષણ સમજો.

૩૮ ઢંગધડા વગરનું જ્યાં ત્યાં ભમતું ચપળ મન જ અનર્થકારી સમજો.

૩૯ સર્વ કોઈના હિતચિંતવનરૂપ મૈત્રી ભાવનાને સુખદાયક સમજો.

૪૦ અહિંસાદિક મહાવ્રતોનું યથાર્થ પાલન અથવા હિંસાદિક પાપમાત્રનો સર્વથા ત્યાગ એ જ સર્વ પ્રકારનાં દુઃખનો અંત કરનાર છે.

૪૧ હિંસાદિક અધર્મ કરી દુર્ગતિનાં ખાડામાં પડનારને જ અંધ સમજો.

૪૨ હિતવચનો શ્રવણ નહિ કરનાર સ્વચ્છંદીને જ બ્હેરો સમજો.

૪૩ અવસરોચિત પ્રિય બોલી નહિ શકનારને જ મૂંગો માનો.

૪૪ મૂર્ખપણું–અજ્ઞાન યા કર્તવ્યશૂન્યતાને જ મરણ સમજો.

૪૫ ખરી તકે બદલાની કશી ઈચ્છા રાખ્યા વગર આપવું, એ જ ખરું દાન.

૪૬ અકાર્ય કરીને ગોપવવું એ મરતાં સુધી ન રૂઝાય એવું ગુપ્ત શલ્ય સમજવું.

૪૭ સદ્વિદ્યાનો સતત અભ્યાસ કરવો, રાગ દ્વેષ અને મોહાદિક મહારોગને નિવારવા સદૌષધનું સેવન કરવું, અને પ્રાપ્ત અર્થનો શુભ પાત્રમાં ઉપયોગ કરવા પ્રમાદ રહિત ઉદ્યમ કરવો, એ ખાસ કર્તવ્યરૂપ સમજો.

૪૮ ખળ–દુર્જન, પરસ્ત્રી અને પરધન પ્રત્યે પ્રીતિ પરિહરો.

૪૯ ક્ષણિક એવા વિષયસુખની અસારતા ચિંતવી, સ્થિર, અક્ષય અને અનંત એવું શાશ્વત મોક્ષસુખ મેળવવા પ્રયત્ન કરો.

૫૦ કરુણા, દાક્ષિણ્યતા અને મૈત્રીને ખરા અંતઃકરણથી ચાહો, અને આત્મકલ્યાણની દૃષ્ટિથી તેનું તન, મનથી સેવન કરતા રહો.

૫૧ અજ્ઞાન, શોક, ગર્વ અને કૃતઘ્નતાથી સદાય દૂર રહો.

૫૨ ઉત્તમ વ્રત આદરી તેનું અખંડ પાલન કરનારને ધન્યવાદ ઘટે છે.

૫૩ સદ્વ્રત અંગીકાર કર્યા પછી તેને ખંડિત કરી જીવનાર લુહારની ધમ્મણની પેઠે શ્વાસોશ્વાસ લહી સ્વજીવિત પૂરું કરે છે.

૫૪ સત્યં અને સહનશીલતાનું સેવન કરનાર સહુને વશ કરી શકે છે.

૫૫ જેને સહુ સાથે સામ્ય–સમભાવ છે તેને દેવતા પણ નમસ્કાર કરે છે. સહુનો આત્મ સમાન લેખી ચાલનાર સર્વત્ર પૂજાય છે.

૫૬ સુબુદ્ધિવંતે સાંસારિક સુખમાં રતિ–પ્રીતિ કરવી ઘટે નહિ.

૫૭ સત્ય અને પ્રિયભાષી એવાં વિનીતને સહુ વશ થઇ જાય છે.

૫૮ ન્યાયયુક્ત માર્ગે ચાલતાં અગણિત પ્રત્યક્ષ અને પરોક્ષ લાભ પ્રાપ્ત થવા પામે છે, એ વાતનો અનુભવ જ કરવો હોય તો દૃઢ–મક્કમપણે અન્યાય માર્ગનો પરિહાર કરી ન્યાય માર્ગને જ વળગી રહો.

૫૯ દુર્જનની સંગતિ અને યુવતી–સ્ત્રી તે વિજળી જેવી ચપળ સ્વભાવી છે.

૬૦ મેરુ જેવા નિશ્ચળ મનના સજ્જનો કલિકાળમાં પણ જણાઇ આવે છે. એવા ઉત્તમ સજ્જનોની સંગતિ કલ્પવૃક્ષની શીતળ છાયાની પેઠે શીતળતા ઉપજાવી અપૂર્વ આનંદ આપી શકે છે.

૬૧ છતે પૈસે કૃપણતા કરનાર જેવો મૂર્ખ ભાગ્યે જ કોઇ હોઇ શકે. કૃપણ માણસ ખાઇ કે ખર્ચી શકતો નથી અને છેવટે મલિન વાસના સહિત મરીને અધોગતિ પામે છે. અને જે કૃપણતા તજી, ઉદારતા આદરી દ્રવ્યનો છૂટે હાથે સઠેકાણે વ્યય

કરે છે તેનું દ્રવ્ય લેખે થાય છે, અને પુન્યયોગે તેની લક્ષ્મીમાં નવો નવો વધારો થયા કરે છે; તેથી પુન્યાનુબંધી પુન્યનો સંચય કરવા ઉત્તમ જીવે તેમ કરવા ચૂકવું નહિ.

૬૨ સામાન્ય સ્થિતિ છતાં ઉદારતાભરેલું વર્તન જરૂર પ્રશંસવા યોગ્ય છે; તેથી પુષ્કળ લાભ થવા ઉપરાંત અન્ય જડ જીવોને શુભ દૃષ્ટાન્તરૂપ બનાય છે

૬૩ ઊંચો અધિકાર પ્રાપ્ત થયા છતાં જો ઉદારતાભરેલું વર્તન હોય છે તો અત્યંત પ્રશંસાપાત્ર બનવા પામે છે.

૬૪ પ્રિય વચન સહિત દેવામાં આવતું દાન, ગર્વ વગરનું દેવા-લેવામાં આવતું જ્ઞાન, ક્ષમાભરેલું શૌર્ય ( દુઃખી જીવોનો બચાવ કરવા માટે જ વપરાતું શૌર્ય ) અને મૂર્છા-મમતા વગરની સંપત્તિ એ ચારે બાબત દુર્લભ છતાં મહાકલ્યાણકારી છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૧૩૨ ]

---

## સંત-સાધુજનોના મુખમાં કેવાં વચન શોભે ?

### ( भाषासमिति अथवा वचनविवेक )

महुरं निउणं थोवं, कज्जावडिअमगव्विअमतुच्छं ।
पुव्विं मइसंकलिअं, भणन्ति जं धम्मसंजुत्तं ॥

( उपदेशमालायां )

સાધુ-સંત જનો ( મુમુક્ષુઓ ) સ્વસંયમમાર્ગ( ચારિત્ર )ની રક્ષા અને પુષ્ટિ માટે મિષ્ટ-મધુર કોઇને અપ્રીતિ ખેદ ન ઉપજે એવું હિતકર વચન જ ઉચ્ચરે.

ગાંડા ગામડીઆની પેરે જેમ આવે તેમ નહિ, પણ ડહાપણભરેલાં વચન જ ઉચ્ચરે.

બહુબોલા–બકવાદી–બોલકણાની પેઠે નહિ પણ જરૂર પડતા મિતવચન જ ઉચ્ચરે.

મનમોજી યા ભાટ–ચારણની પેઠે પ્રસંગ વગર નહિ પણ કાર્યપ્રસંગ પૂરતાં જ વચન ઉચ્ચરે.

એવાં હિત, મિત પ્રસંગોપાત વચનો મગરૂબીથી નહિ પણ ગર્વ રહિત નમ્રભાવે ઉચ્ચરે.

તે પણ તુંકાર હુંકાર જેવા તુચ્છ વચનથી નહિ પણ સામાને પ્રિય લાગે એવાં ભાઈ, બહેન, મહાનુભાવ, દેવાનુપ્રિય પ્રમુખ સારાં સંબોધનવાળાં વચનથી ઉચ્ચરે.

વળી પોતાને જે કંઇ વચન ઉચ્ચરવું હોય તેનાં ભાવી પરિણામ ( ફળ ) સંબંધી સ્વમતિથી જેટલો વિચાર કરી શકાય તેટલો વિચાર કરીને વિવેકથી ઉચ્ચરે.

તેમ જ તેવાં વચન ઉચ્ચરતાં કંઇ પણ ધર્મવિરુદ્ધ બોલાઇ ન જવાય તેને માટે પૂરતી સાવચેતી રાખી, પૂર્વાપર વિચાર કરી મર્યાદાસર હિત વચન જ ઉચ્ચરે.

આ રીતે સંક્ષેપથી શ્રી **મહાવીરસ્વામી**ના ઉત્તમ આશય અનુસારે તેમના અંતેવાસી શિષ્ય શ્રી **ધર્મદાસ** ગણિ મહારાજ કથે છે કે—સંત–સાધુજનોના મુખમાં મૂળગાથામાં જણાવ્યા મુજબ સમયોચિત, પ્રિય, પથ્ય અને તથ્ય એવું સત્ય વચન શોભે, વૈરાગ્યરસથી ભીના મહાશયો વગર જરૂરનાં વચન તો ઉચ્ચરે જ નહિ. મૌનવૃત્તિ જ ધારણ કરી મુખ્યપણે તો

અંતર્મુખ થઈને રહે, પરંતુ પવિત્ર શાસનના હિતની ખાતર કંઈપણ કથન કરવાનો પ્રસંગ મળે ત્યારે પણ પોતાની યોગ્યતાનો ખ્યાલ રાખી, શાસનની શોભા વધે-ઉન્નતિ થાય એવાં જ વચન ઉચ્ચરે, પણ જેથી રાગદ્વેષજન્ય કષાયથી સ્વપરના અહિતમાં જ અભિવૃદ્ધિ થાય એવાં વિવેક વગરનાં શાસ્ત્રવિરુદ્ધ વચન પ્રાણાંતે પણ ન જ ઉચ્ચરે. ઈતિશમ્

( જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૧૩૬ )

---

## ઉપદેશ રત્નકોશ.

૧ જીવદયા( જયણા )ને ધર્મની જનેતા લેખી સદા ય પાળવી.

૨ ચપળ ઘોડા જેવી પાંચે ઇન્દ્રિયોનું નિરંતર દમન કરતા રહેવું.

૩ પરને પ્રિય અને હિતરૂપ થાય એવું જ સત્ય સદા ય બોલવું.

૪ સુશીલ-સદાચારી-સદ્‌ગુણી થવા સદા ય પ્રયત્ન કરવો.

૫ સુશીલ જનોની સંગતી-સોબત સદા ય કરવી.

૬ ગુરુમહારાજના આજ્ઞા-વચન બહુમાનથી આદરવાં.

૭ નીચી નજર રાખી, જયણાથી, ચપળતા તજી, માનસર ચાલવું.

૮ સ્વચ્છ અને સાદો ડ્રેસ ( પોશાક ) પોતાની યોગ્યતા પ્રમાણે પહેરવો.

૯ સદા ય સરલ દૃષ્ટિ રાખી સહુ સાથે હળીમળીને રહેવું.

૧૦ થોડું, જરૂર જેટલું, ગર્વ રહિત, માનસર, ડહાપણભર્યું, વિચારીને જ પ્રિય પથ્ય અને તથ્ય એવું વિવેકવાળું વચન બોલવું.

૧૧ આગળ પરિણામનો વિચાર કરી ( દીર્ઘદૃષ્ટિથી ) કામ કરવું.

૧૨ ઉત્તમ કુળની લજ્જા–મર્યાદા સદા ય સાચવવી ( પાળવી ).

૧૩ કોઈનું દિલ ન દુઃખાય–મર્મમાં ન વાગે એવું લક્ષમાં રાખીને ભાષણ કરવું.

૧૪ કોઇના ઉપર ખોટું આળ ન આવે એવું લક્ષ રાખીને ભાષણ કરવું.

૧૫ સામાનું હિત સચવાય, ખેદ ન ઉપજે એવું નમ્ર વચન કહેવું.

૧૬ કંઈ પણ સ્વાર્થબુદ્ધિ રાખ્યા વગર સહુના ઉપર ઉપગાર કરવો.

૧૭ કોઇએ આપણા ઉપર કરેલો ઉપગાર સદા ય સ્મરણમાં રાખવો.

૧૮ દીન, દુઃખી, અનાથ જીવોને યોગ્ય આલંબન આપ્યા કરવું.

૧૯ કોઇની પાસે દીનતા કર્યા વગર જાતમહેનતથી કમાઇ ખાવું.

૨૦ લાચારીથી કોઇ કંઈ જરૂરી માગણી કરે તો તે તત્કાળ યથાશક્તિ કબૂલ રાખવી.

૨૧ જરૂર પડે ત્યારે અદીનપણે વ્યાજબી દલીલ કરી બતાવવી.

૨૨ આપબડાઈ અને પારકી લઘુતા ન થઈ જાય એવું લક્ષ રાખી વાક્ય બોલવું.

૨૩ ઘટતી રીતે આપણા દોષોની નિંદા કરવી અને પરગુણની પ્રશંસા કરવી.

૨૪ નિજ દોષની હાનિ અને સદ્ગુણની વૃદ્ધિ થાય તેમ લક્ષ રાખી વર્તવું.

૨૫ અતિ ઘણું નહિ હસતાં મંદ ( સ્મિત ) હાસ્યની જ ટેવ રાખવી.

૨૬ વૈરીનો વિશ્વાસ નહિ કરતાં તેનાથી સદા ય ચેતતા રહેવું.

૨૭ પ્રમાદ સમાન કટ્ટો દુશ્મન જવલ્લે જ હોઇ શકે.

૨૮ મદ ( Intoxication ), વિષય ( Sensual Pleasures ), કષાય ( Anger, Pride etc ), નિદ્રા ( Idleness ), વિકથા ( False Gossips ) વિગેરે પ્રમાદ દોષો કહ્યા છે. તેને તજવા પ્રયત્ન કરવો.

૨૯ હિતવચનને અવગણી નિજ છંદે જ ચાલવું તે પ્રમાદ.

૩૦ પ્રમાદદોષથી જ જીવને ભવભ્રમણ કરવું પડે છે.

૩૧ પ્રમાદ તજી હિતવચન આદરનાર સુખે સ્વશ્રેય સાધી શકે છે.

૩૨ સ્વશ્રેય અથવા ધર્મ સાધવાના રસ્તા ઘણા છે. ગમે તે રસ્તે સરળસ્વભાવી સમતાવંત નિજ શ્રેય-ધર્મને સાધે છે.

૩૩ ધર્મ સમાન બીજો કોઇ વિશ્વવત્સલ-પ્રેમી બંધુ નથી, તેથી સુખના અર્થી જનોએ સદા સર્વદા તેનું જ શરણુ કરવું યોગ્ય છે.

૩૪ ધર્મબંધુને વિસારી દેનાર જેવો બીજો હીણભાગી કોણ હોય ?

૩૫ શુદ્ધ ધર્મ એ આપણો નિષ્કારણ બંધુ છે.

૩૬ ધર્મવડે જ આપણે સુખી અને તેના વગર જ આપણે દુઃખી છીએ.

૩૭ વિશ્વાસુ ( faithful ) લોકોએ આપણામાં મૂકેલા વિશ્વાસને આપણે નભાવવો.

૩૮ ઉપગારીનો સામો ઉપગાર વાળવાની તક મળે તો તે સાધી લેવી.

૩૯ આપણા ઉપગારીનો ઉત્તમ દાખલો લઇ આપણે પણ ઉપ-ગાર કરવો.

૪૦ સદ્‌ગુણી મહાશયોને જોઇ–જાણી દિલમાં બહુ રાજી થવું.

૪૧ સ્નેહ બાંધવો તો સજ્જનો સંગાતે જ બાંધવો.

૪૨ ક્રોધાદિક કષાય થઇ જાય તો તેને તરત જ ગાળી–બાળી નાંખવા.

૪૩ પાત્રપરીક્ષામાં કુશળતા વાપરવી હિતકારી જ છે.

૪૪ આપણાથી બની શકે તેટલાં સત્કાર્ય જ કરવાં.

૪૫ લોકાપવાદ ન થાય એવાં સારાં કાર્ય વિચારીને કુશળતાથી જ કરવાં.

૪૬ સહસાત્કાર નહિ કરતાં જે વિચારપૂર્વક સારાં શુભ કામ કરે છે તે ગુણીજનોને અંતે ધારી સંપદા આવી મળે છે.

૪૭ વિપત્તિ વખતે આકુળવ્યાકુળ નહિ થતાં ધીરજ રાખતાં શીખવું.

૪૮ સુખ સાહેબી મળતાં મદ ન લાવતાં ક્ષમા–નમ્રતા–ગંભીરતા રાખતાં શીખવું.

૪૯ પ્રાણાન્ત સુધી પણ આદરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવો.

૫૦ થોડામાંથી થોડું પણ પાત્રદાન દેવાની ટેવ રાખવી.

૫૧ અંધરાગને તજી ગુણ–ગુણી ઉપર રાગ કરતાં શીખવું.

૫૨ પ્રિયવર્ગ સાથે પણ સભ્યતાથી જ બોલવા ચાલવાનું રાખવું.

૫૩ કલેશ–કજીયા કે કુસંપનો જલદી અંત આવે તેમ કરવું.

૫૪ કુસંગથી સદાય ડરતા રહેવું–આપણું હિત તપાસવું.

૫૫ લઘુવયના બાલક પાસેથી પણ હિત ગ્રહણ કરવું.

૫૬ ન્યાય–નીતિ–પ્રમાણિકતાનો જ માર્ગ કાયમ પસંદ કરવો.

૫૭ ગમે તેવી પ્રાસસ્થિતિમાં સંતોષ ધારીને સમભાવે રહેવું.

૫૮ ઉત્સાહવૃદ્ધિ થવા માટે સેવકના ગુણ તેની સમક્ષ જ વખાણવા.

૬૦ સ્ત્રીના ગુણ તો પ્રત્યક્ષ કે પરોક્ષ વખાણવાથી તેને તેનો મદ આવી જવાનો સંભવ રહે છે તે વાત ખૂબ લક્ષમાં રાખવી.

૬૧ હિતકારી એવું પણ પ્રિય વચન જ બોલવાની ટેવ પાડવી.

૬૨ માતાપિતાદિક વડિલોનો, રાજાદિ સ્વામીનો, સંઘ સાધર્મિકનો તથા આપણા ગુરુજનોનો વિનય સદાય સાચવવો.

૬૩ વિનય સર્વ ગુણનું મૂળ છે એ ચોક્કસ ધ્યાનમાં રાખવું.

૬૪ સેવા–ચાકરી કરવી, અંતરનો પ્રેમ રાખવો, ગુણ–સ્તુતિ કરવી, અવગુણ ન જોવા અને અવજ્ઞા–આશાતનાથી દૂર રહેવું, એ બધા ય વિનયના જ પ્રકાર જાણીને આદરવા યોગ્ય છે.

૬૫ પાત્ર વિશેષ સમજીને જે કંઈ દેવું તે નિજ કલ્યાણાર્થે જ દેવું.

૬૬ વિષ્ટામાંથી પણ રત્ન કાઢી લેવાની પેઠે ગમે ત્યાંથી પણ ગુણ ગ્રહણ કરી લેવો.

૬૭ સમય–પ્રસ્તાવ પામીને બોલાય તે અમૂલ્ય છે.

૬૮ ખળને બહુ જનો મધ્યે મિષ્ટ વચનથી નિવાજવો.

૬૯ સ્વપર વિશેષ જાણો અને સ્વઉન્નતિમાં આગળ વધો.

૭૦ જાણવાનું ફળ એ જ છે કે ખોટું તજીને ખરું આદરી લેવું.

૭૧ બીજાં મંત્રતંત્રના ભામા તજી, **નવકાર મહામંત્ર** ઉપર અચળ શ્રદ્ધા રાખી બની શકે તેટલું તેનું જ સેવન–આરાધન કરો.

૭૨ પરઘરે એકલા જવાથી સંકટ આવે, તે ઉપર **સુદર્શન** શેઠનું ચરિત્ર યાદ કરો. સ્ત્રીઓના ગહન ચરિત્રની અહીં ઝાંખી થઇ શકે છે.

૭૩ ખરી મિત્રતા દૂધપાણીની જેવી એકરસ જ હોવી ઘટે છે, ત્યાં એક બીજાથી ગુહ્ય–અંતર રાખવાનું ઘટે જ કેમ ?

૭૪ સહુનું ભલુ જ ઈચ્છો, જેવાં આપણે તેવાં જ સહુ.

૭૫ આપણે જેવું કરશું તેવું જ પામશું. વાવશું તેવું જ લણશું.

૭૬ ગુણનો પણ ગર્વ કરવો હાનિકર છે તો પછી બીજાનું તો કહેવું જ શું ?

૭૭ "બહુરત્ના વસુંધરા" એટલે પૃથ્વી ઉપર કઇક નરરત્નો હોય છે.

૭૮ પ્રથમ શરૂઆતમાં સરલ–સુગમ કામ નાના પાયા ઉપર આરંભવું. તેમાં ફતેહ થયાથી ધીમેધીમે એ કામ વધારી મોટા–સંગીન પાયા ઉપર લાવી મૂકવું. એમ ક્રમસર થયેલું કામ સુદૃઢ–મજબૂત થશે.

૭૯ અભ્યાસબળથી ગમે એવું વિકટ કામ પણ સુલભ થઇ જાય છે, તેથી જ તેની પાછળ ધીરજ અને ખંતથી મચ્યા રહેવું પડે છે. એમ કરતાં કાર્યસફળતા થાય તો પણ તેનો ગર્વ કરવો ખોટો છે.

૮૦ ઉત્તમ જનો ગુણસમૃદ્ધિને પામી ફળેલા આમ્રવૃક્ષાદિકની પેઠે લળી પડે છે, લઘુતા ધારે છે અને લોકપ્રિય બને છે.

૮૧ મોહ–મમતાવશ જીવો દુઃખી થાય છે અને જન્મ–મરણ ધારણ કરે છે. " હું " અને " મારું " યા " અહંતા " અને " મમતા " એ જ દુઃખનાં મૂળરૂપ છે. તેને કામે (વશ કરે) તે સુખી થાય છે અને પરમાત્માના જ્ઞાન-

ધ્યાનની ધારાથી એ દુઃખનાં મૂળ કાપી શકાય છે, એવો પુરુષાર્થ જ પ્રશંસનીય છે.

૮૨ ઉત્તમ પુરુષાર્થી જનો ધન્ય-કૃતપુન્ય છે. તેમને અમારો નમસ્કાર હો !

૮૩ રાગ-દ્વેષ, મોહ-મમતાને સર્વથા જીતે તે "જિન" તેમનો ઉપદેશેલો ધર્મ તે "**જૈન ધર્મ**" જે **અહિંસા, સંયમ,** અને **તપ** લક્ષણવાળો કહેલો છે.

૮૪ આવા પવિત્ર ધર્મને યથાર્થ ભાવે સેવી-આરાધી, જે મહાનુભાવો રાગ-દ્વેષ અને મોહનું અતુલ બળ ગાળે છે, તેમને દેવતાઓ પણ નમસ્કાર કરે છે. ઇતિશમ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૭. ]

---

## ધર્મપ્રાપ્તિ સુલભ્ય કેમ થઇ શકે ?

જેમના અંતઃકરણમાં મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થતા એ ચાર સદ્દભાવના સદોદિત રહે છે તેમને ચિંતામણિ રત્ન સમાન સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્રરૂપ પવિત્ર ધર્મની પ્રાપ્તિ સુલભ્ય છે. મિથ્યાત્વ, અજ્ઞાન અને મોહ-મમતાને વશ થયેલા જીવો ઉક્ત ભાવનાથી વેગળા રહે છે અને રાગદ્વેષરૂપ કષાયને વારંવાર સેવીને જન્મમરણનાં બંધનોથી જકડાઇ ભારે દુઃખી થયા કરે છે. તેવાં ભયંકર બંધનોથી મુક્ત થવા ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે. અનાદિ મલિન સંસ્કારોને ભુંસી નાખી સારા-ઉજજવલ સંસ્કારો મન ઉપર મજબૂતીથી

બેસાડવા એ સુલભ નથી. દૃઢ પ્રયત્નથી સદ્અભ્યાસનું વારંવાર સેવન કરવાથી જ તેમ થઇ શકે છે. જ્યાંસુધી પોતે પોતાને જ ખરા સ્વરૂપમાં ઓળખી શકે નહિ, ઓળખવા પ્રયત્ન કરે નહિ, મર્કટ ચાલ તજે નહિ અને અહીંતહીં હરાયા ઢોરની જેમ લોભ–લાલચવશ ભટકયા કરે ત્યાંસુધી વિવેકશૂન્ય આત્મા **બહિરાત્મા** કહેવાય છે. જ્યારે કર્મવશ કૂટાતાં પીટાતાં અને અનેક પ્રકારનાં દુઃખો સહન કરતાં કરતાં જીવ ઊંચો ચઢતો જાય છે અને જ્યારે સ્વાભાવિક રીતે તથાપ્રકારની યોગ્યતા પામીને અથવા કોઇ જ્ઞાની ગુરુની કૃપા પામીને તેનામાં **વિવેક-કળા** પ્રગટે છે ત્યારે તે **અંતરાત્મા** કહેવાય છે. એટલે એ આત્મા હિતાહિત, કૃત્યાકૃત્ય, ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્ય અને ગુણદોષને વિવેકવડે સમજી શકે છે. એ વિવેકકળા ખીલતી જાય છે તેમ તેમ તેના સુંદર ફળ–પરિણામરૂપે તે સદાચાર-પરાયણ બનતો જાય છે. પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષાદિક સદ્ગુણોનું સેવન સદ્ભાવથી કરતો જાય છે. આવા શુભ અભ્યાસના બળથી તે છેવટે ઉત્તમ ગુણશ્રેણિ ઉપર આરૂઢ થઈ, પરમાત્મદશાને પ્રાપ્ત કરી, સિદ્ધ બુદ્ધ મુક્ત થઇ પરમપદને પામે છે.

( જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૧૬૨. )

---

## આપણી આધુનિક સ્થિતિનું અવલોકન અને પૃથક્કરણ કરવા નિમિત્તે બે બંધુઓ વચ્ચે થયેલો બોધદાયક સંવાદ.

**રમણિક**—આજકાલ આપણી આર્ય ગણાતી પ્રજામાં

આળસ, જડતા, મંદતા, સ્વચ્છંદતા, નિર્બળતા અને નિર્માલ્યતા આટલાં બધાં કેમ વધી ગયા હશે ?

સુબુદ્ધિ—ભાઈ ! એ બધા ય દોષનું મૂળ કારણ મોહવશ સ્વકર્તવ્યનું ભાન જ નહિ હોવું એટલે અજ્ઞાનતાથી સ્વકર્તવ્યનું વિસ્મરણ અને અકૃત્યોનું વારંવાર સેવન, એ સિવાય મને તો બીજું કંઈ લાગતું નથી. કેમ તે તારાથી સમજાય છે કે નહિ ?

રમણિક—ભાઈ સાહેબ ! એ વાત કેવી રીતે સ્પષ્ટ સમજી શકાય એ કહેવા આપ જ કૃપા કરશો.

સુબુદ્ધિ—પ્રથમ તો માબાપ આદિ વડીલો જ પોતીકાં કોમળ વયનાં તેમનાં બાળકોને ભવિષ્યનો કશો લાંબો પહોળો વિચાર કર્યા વગર કવખતનાં લગ્નબંધનમાં નાંખે છે અને પોતે પોતાની એક અગત્યની ફરજ બજાવી લીધી એમ માને છે. જે વખતે બાળકોને સંભાળપૂર્વક સર્વ પ્રકારની ઉપયોગી કેળવણી ફરજીયાત મળવી જોઇએ, જે વખતે તેમનાં શરીરબળ, મનોબળ, વિચારબળ અને હૃદયબળ( શ્રદ્ધાબળ–જ્ઞાનબળ અને ચારિત્ર-બળ )ને યોગ્ય સાધનબળથી સારી રીતે ખીલવવાં જોઇએ, જે વખતે હિત, મિત અને નિર્દોષ એવા સાત્વિક ખાનપાન, અંગકસરત અને યોગ્ય અભ્યાસ સામગ્રીયોગે આખા શરીર-ના રાજા જેવા વીર્યનું સારી રીતે સર્જન અને સંરક્ષણ તેવે થવાથી બ્રહ્મચર્યવડે તેનું શરીરાદિકનું સરસ બંધારણ થવું જોઇએ વખતે આપણાં મુગ્ધ માબાપો પોતાનાં નાજુક વયનાં બાળકોને લગ્નના ફાંસામાં નાંખી, તેમનું સર્વસ્વ લૂંટી લઇ અને લુંટાવા દઈ, ચિંતાતુર બનાવી તેમના કેવા હાલહવાલ કરી મૂકે છે અને તેના કેવા માઠા પરિણામ આવે છે એ જગજાહેર છે.

રમણિક—પણ વડીલો તો એ બધું ય સારી બુદ્ધિથી જ કરતા હશે ને ?

સુબુદ્ધિ—આગળ પાછળનો પૂરતો વિચાર કર્યા વગર આપમતિથી કરેલું બધું ય સારું હોઇ શકે નહિ. જેનું પરિણામ ખોટું આવે તે સારું કેમ કહેવાય ?

રમણિક—ખરેખર નહિ જ. ત્યારે તો માબાપાદિક વડીલોએ આગળ પાછળ લાંબી નજર દોડાવીને જેમ પોતાનાં બાળકોનું ભવિષ્ય સુધરે અને ઉજ્જવળ થાય ( દીપે ) તેમ જ તેમણે બાળકોના હિતાહિતનો પૂરતો વિચાર કરીને જ પગલાં ભરવાં જોઈએ. ફકત પોતાની ક્ષણિક ઇચ્છાની તૃપ્તિ કરવા માટે નાદાન બાળકોને લગ્નનાં દૃઢ બંધનમાં નાંખવાની તાલાવેલી તો ન જ કરવી જોઇએ; કેમકે એથી ઘણાં જ માઠાં પરિણામ આવતાં નજરે દેખાય છે. અરે ! એ બાળલગ્નોથી તો અકાળે વીર્ય-વિનાશ થઇ જવાથી અનેક જોડલાંનાં મરણ પણ નીપજે છે.

સુબુદ્ધિ—ખરેખર પોતાનાં વ્હાલાં બાળકોનું એકાન્ત હિતચિંતવન જ કરવું, તેમના કલ્યાણના માર્ગમાં જે કંઇ ખામી કે અંતરાય નડતાં હોય તે દૂર કરવાં, તેઓ પ્રસન્નતાથી હિતમાર્ગે વિહરતા હોય તે જોઇને પ્રમુદિત-પ્રસન્ન થવું, અને સત્ય હિતમાર્ગે પ્રવર્તતાં કયાંક કદાચ સ્ખલના થાય તો તેથી ખિન્ન થયા વગર તેમનું હિત જ કરવા અસ્ખલિત ઉદ્યમ કર્યા કરવો, એ જ માબાપ આદિ વડીલોનું સ્વબાળકો પ્રત્યે અવશ્ય કર્તવ્ય છે. તેવા ઉચિત અને હિતકારી કર્તવ્યની જેઓ ઉપેક્ષા કરે છે અને આપમતિથી અહિત-વિપરીત આચરણ કરવા વડે નિજ

બાળકોનું ખરું હિત સમજે છે તેઓ ખરેખર પોતાનો જ કક્કો ખરો કરવા જતાં પોતાના જ પદને ભારે લાંછન લગાડે છે.

**રમણિક**—વડીલો પોતાના બાળકોને કંઈક સ્વાર્થપૂરતી કેળવણી આપે છે તે શું નકામી છે? તેથી બાળકોનું ભવિષ્ય સુધરવાની કશી આશા રાખી ન શકાય શું?

**સુબુદ્ધિ**—વધારે નહિ તો એક જ જરૂરી બાબતની પૂર્ણ કેળવણી આપવા-અપાવવામાં આવે તેથી જેવો લાભ-હિત નિપજી શકે તેવો લાભ અનેક બાબતોની અધકચરી કેળવણીથી નિપજી ન જ શકે, એટલું જ નહિ પણ **પાયાવગરની** ઉપર ટપકે અપાતી નજીવી કેળવણીથી તો ઊલટી હાનિ પણ થવા પામે છે. તેવી આધુનિક કેળવણીથી બાળકોનું ભવિષ્ય ઉજ્જવળ થવાની આશા રાખવી નકામી જ લાગે છે.

**રમણિક**—ત્યારે આપણી ઉન્નતિ જ કરે એવી કેળવણીનો પાયો કેવો હોવો જોઇએ?

**સુબુદ્ધિ**—સ્થિર, શાન્ત, એકાગ્ર અને પવિત્ર એવા મન, વચન, કાયાવડે બ્રહ્મચર્યનું દૃઢ ટેકથી પાલન કરવા-કરાવવા-રૂપ પાકો પાયો કેળવણી માટે પ્રથમ નંખાવો જોઇએ.

**રમણિક**—બ્રહ્મચર્ય પાલન રૂપ મજબૂત પાયો નાંખવા માટે શું શું કરવું જોઇએ?

**સુબુદ્ધિ**—રૂડી કેળવણીરૂપી ઇમારતનો ભાર આબાદ ઝીલી શકે એવો બ્રહ્મચર્યરૂપ મજબૂત પાયો તૈયાર કરવા વિદ્યાર્થી જીવન પર્યંત મન, વચન અને કાયાની અથવા વિચાર, વાણી અને આચારની પવિત્રતા વિદ્યાર્થીઓ સારી રીતે જાળવી

રાખી, સ્વવીર્યનું સંપૂર્ણ સંરક્ષણ કરી, તેનો સદુપયોગ જ કરવા પ્રેરાય, તેમ જ જરૂરી નિર્દોષ અભ્યાસ કરવા ખાસ અનુકૂળ સંયોગમાં જ નિવસે અને ચીવટાઈથી તેનો લાભ લેવા ખપ કરે તેમ કરવું. અને શિક્ષકોએ તેમ જ માબાપાદિક વડીલોએ પણ સદાચરણપરાયણ રહી બ્રહ્મચર્યનું પવિત્ર વાતાવરણ રચવા પુષ્કળ પ્રયત્ન કરવો, જેથી સ્વપરનું કલ્યાણ થાય. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૦૦ ]

---

## વ્રત પચ્ચખ્ખાણનો આશ્ચર્યકારક પ્રભાવ સમજીને તે દિશામાં કરવો જોઇતો પ્રયત્ન.

તીર્થંકરો, ચક્રવર્તી રાજા–મહારાજાઓ, બળદેવો, અમાત્યો કે મહાન્ શ્રેષ્ઠીઓ વિશાળ રાજ્યસંપત્તિ, ઋદ્ધિ તથા સ્વાધીન ભોગસામગ્રીને સર્પની કાંચળીની જેમ અથવા સડી ગયેલા તણખલાની જેમ તજી, કાયર માણસો જેથી કંપે એવી કઠણ યોગ-કરણી(સંયમમાર્ગ)નું સેવન કરવા વિશાળ અને મનોહર મહેલોનો તથા આજ્ઞાધારી પુત્ર–પરિવારાદિકનો સર્વથા ત્યાગ કરી, જ્ઞાની સદ્ગુરુનું શરણ ગ્રહી, તેમની પવિત્ર આજ્ઞાને અક્ષરશઃ અનુસરતાં જે કોઇ પરિસહ–ઉપસર્ગ ઉપજે તે સઘળા અદીનપણે–બહાદુરીથી સમતાપૂર્વક સહન કરી, અલ્પ કાળમાં અનલ્પ આંતરિક ઋદ્ધિ-સિદ્ધિને પ્રાપ્ત કરી શકતા તે શાનો પ્રભાવ? કહેવું પડશે કે:—

"देहस्य सारं व्रतधारणं च।"
"देहे दुःखं महाफलम्।"
"ज्ञानस्य फलं विरतिः।"

એ શાસ્ત્રવચનોનો મર્મ ગુરુગમ્ય સમજી, પૂર્વપુન્યયોગે પ્રાપ્ત થયેલી દેહાદિ ઉત્તમ સામગ્રીને લઈને ઉત્તમ પ્રકારનાં વ્રત–નિયમો સ્વયોગ્યતાનુસારે આદરી, તેનો પૂર્ણ પ્રેમથી નિર્વાહ કરવાનો જ એ અચિન્ત્ય પ્રભાવ હતો અને હજી છે. કાયર–બીકણ માણસો કોઇ પણ પ્રકારના વ્રત સંબંધી પ્રતિજ્ઞા કરતાં જ ડરે છે તેથી તે કંઇ પણ વ્રત–નિયમને રીતિસર આદરી કે પાળી શકતા જ નથી. મધ્યમ પંક્તિનાં માણસો અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ તથા રાત્રિભોજન–વર્જન પ્રમુખ ઉત્તમ વ્રત–નિયમોનો અદ્ભુત પ્રભાવ શ્રી ગુરુ–મુખે સાંભળી તેનો આદર કરવા એકાએક ઉજમાળ થાય છે ખરા, પરંતુ તેમ કરતાં વચમાં જો કોઈ વિઘ્ન–આપદાદિક આવી પડે છે તો તેથી કાયર બની જઈ વ્રત–નિયમની ઉપેક્ષા કરી બેસે છે, ફક્ત જે ઉત્તમ કોટિના શૂરવીર પુરુષો હોય છે તેઓ જ પ્રથમથી પોતાની શક્તિનું માપ કાઢી, જેનો સુખે નિર્વાહ થઇ શકે એવાં વ્રત–નિયમોને સમજીને આદર કરે છે અને તેનું પરિપાલન કરતાં ગમે તેટલી મુશ્કેલી પાછળથી ઊભી થાય તેની કશી દરકાર કર્યા વગર સર્વ પ્રયત્નથી તેનું પરિ-પાલન કરવા જ તત્પર રહે છે. વળી તે જે કંઇ પ્રતિજ્ઞા કરે છે તે દૂરંદેશી વાપરીને ડહાપણભરી જ કરે છે અને તેને પૂર્ણ કરવા પોતાથી બનતું બધું કરે છે. તીર્થંકરો, ગણધરો કે એવા બીજા મહાપુરુષોનાં તેમ જ મહાસતીઓનાં પવિત્ર ચરિત્રો જેમણે શાન્ત ચિત્તથી સાવધાનપણે વાંચ્યાં કે સાંભળ્યાં હશે તેમને ઉપલી બાબતની ખાત્રી થયા વગર રહેશે નહિ; પરંતુ તેવા પવિત્ર મહાશયોનાં ઉત્તમ ચરિત્રો વાંચવાનું કે સાંભળવાનું શ્રેષ્ઠ ફળ તો એજ કહી શકાય; કે તેમની પેઠે આપણે પણ

આપણાથી સુખે સેવી શકાય એવાં પવિત્ર વ્રત–નિયમોને ગુરુગમ્ય સમજી–આદરી, તેનું યથાવિધિ આરાધન કરી સ્વમાનવજીવન સફળ કરીએ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૦૨ ]

---

## મોક્ષના અર્થી બંધુઓ તથા બહેનોને બે બોલ.

૧ જેમ બને તેમ પરમાર્થ દૃષ્ટિથી ચપળ મન અને ઇન્દ્રિયોને કબજે રાખી, વિષયતૃષ્ણાને તજી, સંતોષવૃત્તિને આદરી, શુદ્ધ અંતઃકરણથી બ્રહ્મચર્ય–સુશીલતાને સેવી, સ્વવીર્યશકિતનું સારી રીતે સંરક્ષણ કરી, તેનો સ્વપરના કલ્યાણકારી ઉદ્ધાર માટે ઉપયોગ કરવા તમારું લક્ષ દોરો અને પોતાનો તેમ જ પરનો આ દુઃખ–દરિયામાંથી ઉદ્ધાર કરી માનવભવ સફળ કરો. આ માનવભવાદિક દુર્લભ સામગ્રી પામ્યાનું એ જ ફળ છે કે તેથી સ્વપરનું કલ્યાણ કરી લેવું.

૨ તમારા વિચાર, વાણી અને વર્તન–આચારને જેમ બને તેમ પવિત્ર–નિર્દોષ–નિષ્પાપ બનાવો. એમ કરવાથી તમે સહેજે બ્રહ્મચર્યનો લાભ પામી શકશો.

૩ આપણા મન, વચન અને કાયાને મોકળા નહિ મૂકી દેતાં તેમને સારી રીતે કેળવીને કબજે રાખતાં શીખવું કે જેથી તે આપણને ઊલટે ( અવળે માર્ગે ) ખેંચી નહિ જતાં ઊલટાં આપણાં કામમાં મદદગાર થશે અને આપણું હિત જલદી સધાશે.

૪ મનનું છૂટાપણું, જીભનું છૂટાપણું અને આચારમાં શિથિલપણું ( મોકળાપણું ) જ ભારે નુકશાન કરે છે–સ્વપરને

હાનિકારક નિપજે છે, તેથી યુક્તિ-પ્રયુક્તિ કરી, સમજાવી, પટાવી તેમાં જેમ સુધારો થવા પામે તેમ કરવા અવશ્ય કાળજી રાખવી. શુભ અભ્યાસથી સહુ સારાં વાનાં થાય છે.

૫ મિથ્યાત્વ-દુર્બુદ્ધિ-વિપરીત બુદ્ધિનો સદંતર ત્યાગ જ કરવો, સમ્યક્ત્વ-સદ્બુદ્ધિનું સદા ય સેવન કરવું, શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શરૂપ ઈન્દ્રિયોના વિષયમાં ગૃદ્ધ-આસક્ત બનવું નહિ, ક્રોધાદિક ચાર કષાયથી અંધ બની જવું નહિ, અતિ નિદ્રા-આળસ વધારી એદી જેવા બનવું નહિ, તેમજ કામોદ્દીપક-માદક પદાર્થોનું સેવન કરવું નહિ અને નકામી કુથલીઓ યા વિકથાવડે પોતાનો અમૂલ્ય વખત ગુમાવવો નહિ.

૬ હલકો ( સુખે પચી શકે એવો ) અને સાત્ત્વિક ( મગજને તથા ક્ષુધાને શાન્ત કરી બુદ્ધિબળને ખીલવે એવો ) નિર્દોષ આહાર જ ગ્રહણ કરવો તે પણ પ્રમાણમાં, ખરી ક્ષુધા લાગી હોય ત્યારે અવસરે જ લેવો કે જેથી અજીર્ણાદિક નવી ઉપાધિ પેદા ન થાય, પણ આપણાં કાર્ય-સાધનમાં તે મદદગાર થાય.

૭ મન અને ઇન્દ્રિયોનો જય, કષાયોનો નિગ્રહ, આળસનો ત્યાગ, વિષયવિરક્તતા ( ઉદાસીનપણે પેટને ભાડું દેવા જેવા નિર્દોષ ખાનપાનનું જ સેવન ) અને ધર્મકથાનો પ્રેમ-એ જરૂરી બાબતોનું લક્ષ તપસ્યાનો લાભ લેવા ઇચ્છનારાઓને અવશ્ય રાખવા જેવું છે. એવા પવિત્ર લક્ષથી જ આત્મા અધિકાધિક નિર્મળ થતો જશે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૦૩ ]

## મોક્ષ મેળવવા ઇચ્છનારે પ્રથમ શું કરવું જોઇએ ?

જન્મમરણાદિકના અનંતા દુઃખમાંથી સર્વથા છૂટકારો થાય અને અનંત, અક્ષય, અવ્યાબાધ એવા સ્વાભાવિક સુખમાં ભળી જવાય તે **મોક્ષ** કહેવાય છે. તેવા મોક્ષ સાથે યોજે-જોડે તેને **યોગ** કહેવામાં આવે છે. અર્થાત્ સર્વ પ્રકારનો **સદાચાર** તેમાં સમાય છે. **જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર** અને **વીર્યાચાર** એમ સામાન્યતઃ પાચ પ્રકારનો આચાર લેખાય છે. જેનાવડે જીવ આત્માદિ તત્ત્વનો **યથાર્થ બોધ** થાય તેવા જ્ઞાન-જ્ઞાનીની સમ્યગ્ સેવા-ઉપાસના-આરાધના કરવી તે **જ્ઞાનાચાર.**

જેના વડે જીવાદિક તત્ત્વની યથાર્થ પ્રતીતિ-શ્રદ્ધા પેદા થાય એવા દર્શન-દર્શનીની સમ્યગ્ સેવા-ભક્તિ કરવી તે **દર્શનાચાર.**

જેના વડે તત્ત્વાચરણ-પરમાર્થસેવા-નિઃસ્વાર્થ વૃત્તિ પેદા થાય એવા ઉત્તમ ચારિત્ર-ચારિત્રધારીની સમ્યગ્ સેવા-ઉપાસના-ભક્તિ-બહુમાન-આજ્ઞાનું પાલન ( પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સાથે ) કરવામાં આવે તે **ચારિત્રાચાર.**

જેનાવડે આત્મા સાથે લાગેલો અનાદિ કર્મમલ તપાવી-જુદો પાડી-નિર્જરી-ક્ષય કરી નાંખી સ્વઆત્મરૂપી સુવર્ણને શુદ્ધ-નિર્મળ કાંચન જેવું કરી શકાય તેવા ષડ્વિધ બાહ્ય અને ષડ્વિધિ અભ્યંતર તપનું સમ્યગ્ સેવન કરવું તે **તપાચાર.**

તથા ઉક્ત સકળ યોગ સાધન કરતાં મન, વચન, કાયાનું છતું બળ-વીર્ય લગારે છુપાવ્યા વગર ઉલ્લસિત ભાવે શાસ્ત્ર

અનુસારે તેનો યથાર્થ ઉપયોગ કરવામાં આવે તે **વીર્યાચાર.**

"એ સર્વ પવિત્ર આચારનું પાલન કરતા **અદ્વેષ-દ્વેષ રહિત ચિત્તવૃત્તિ સાચવી રાખવાની પ્રથમ જરૂર છે."**

"ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશ રહિત મન તે ભવપાર"

એ વચન સારી રીતે સંભારી રાખવું જોઇએ. જો તે મુદ્દાની વાત વિસરી જઇ, અરે! વિસારી દઇ, ગમે તેટલી કઠણ કરણી કરવામાં આવે તો તે એકડા વગરની શૂન્ય જેવી જ જાણવી અને જો ઉક્ત ઉત્તમ પ્રકારનું લક્ષ રાખી યથાશક્તિ સકળ આચારનું આરાધન કરવામાં આવે તો તેની અચૂક સફળતા-સાર્થકતા થવા પામે. જન્મમરણના અનંતા દુઃખથી છૂટવા-મુકત થવા માટે ક્રોધ, અહંકાર, માયા-મમતા અને લોભ-તૃષ્ણાદિક વિકારો અવશ્ય તજવા જોઇએ; તથા ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષાદિક સદ્ગુણો જરૂર સેવવા જોઇએ. રાગદ્વેષાદિકની ચીકાશવડે બહુવિધ કર્મલેપથી ખરડાઇ જીવ ભારે થઇને ભવસાગરમાં ડૂબે છે, પરંતુ સમતારૂપી સાબુ અને જળવડે ઉક્ત સકળ કર્મલેપને સાફ કરી નાંખી શુદ્ધ-નિર્મળ બની ચેતન પોતાની સત્તાગત સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત કરે છે. સમ્યગ્જ્ઞાન ( સમજ ) અને સમ્યગ્ ક્રિયા( કરણી-આચરણ )વડે જ સકળ કર્મમળનો ક્ષય કરી આત્મા સિદ્ધ બુદ્ધ મુક્ત થઇ અજરામર ( મોક્ષ ) પદને પ્રાપ્ત થાય છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૦૪ ]

# બાહ્યાડંબર તજી સાચવટથી જ શાસન-રક્ષા થઇ શકશે.

તપ, જપ, સંયમવડે આત્મસાધન કરવા ઊજમાળ રહે તે જ **સાધુ.** સ્વપરહિત કરવા સદા સાવધાન રહે તે જ ખરા **સાધુ.** અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતતારૂપ પાંચ મહાવ્રતોનું પાલન કરવા ઉપરાંત રાત્રિભોજનનું સર્વથા વર્જન કરે, ક્ષમાદિક દશવિધ યતિધર્મને યથાવિધ આરાધવા ઊજમાળ રહે અને સર્વ જીવને આત્મ સમાન લેખે તે જ સાચા **સાધુ.** પોતે પાંચે ઇન્દ્રિયોનું દમન કરે એટલે તેના વિષયોથી વિરકત રહે, તેમાં તલમાત્ર આસક્તિ ન કરે, ક્રોધાદિક ચાર કષાયને જીતે–રાગદ્વેષાદિક વિકારને વશ ન થાય અને મન, વચન, કાયા પવિત્ર રાખવા પ્રયત્ન કરે, જ્ઞાનધ્યાનમાં તત્પર રહે, પૂજ્યજનો પ્રત્યે વિનય વૈયાવચ્ચ ( સેવાભક્તિ ) કરવા સાવધાન રહે, વડીલ જનોની આજ્ઞાને શુદ્ધ મને મસ્તકે ચઢાવે, સંયમમાર્ગમાં ઉપયોગ ચૂકતાં જે કંઇ સ્ખલના થાય તે સરલભાવે જ્ઞાની ગુરુ સમીપે નિવેદન કરી તેની શુદ્ધિ કરે, શરીર ઉપર કે ધર્મના ઉપગરણ ઉપર પણ મમતા ન ધરે, સ્વકર્તવ્ય કરવામાં લગારે પ્રમાદ–આળસ ન કરે, તેમજ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ પ્રવચનમાતાનું યથાવિધ આરાધન કરવા સદોદિત લક્ષ રાખે તે જ ખરા **સાધુ–નિગ્રંથ–વાચંયમ–યતિ–સંન્યાસી** સમજવા.

સામાન્ય સાધુ કરતાં અધિક જાગૃતિ, આચારવિચારની શુદ્ધિ, જ્ઞાન, ધ્યાન, તપ, જપ, સંયમમાં લીનતા **પંડિતસાધુઓ, પંન્યાસોને** તેથી અધિક **પાઠક–ઉપાધ્યાયોને**

અને તેથી અધિક **આચાર્ય-સૂરિવરોને** હોવી જોઇએ; તો જ તેમની તે તે પદવીની સાર્થકતા-સફળતા સમજવી. જે પોતે સદુપદેશનું પાન કરી, પ્રમાદ તજી, સ્વ સંયમવ્યાપારમાં સાવધાન રહે તેને જ ખરા **સાધુ** લેખી શકાય, તેને જ **શાસનરક્ષક-શાસનશણગાર** માની શકાય. તથાપ્રકારની કરણી વગર યા દેવગુરુની પવિત્ર આજ્ઞાની દરકાર વગર કેવળ સ્વચ્છંદપણે ચાલવાથી તો લાભને બદલે ઊલટી હાનિ જ થવા પામે અને તેથી **શ્રીગૌતમાદિક** મહાપુરુષોએ ધારણ કરેલા પવિત્ર વેશની વિડંબના જ કરી કહેવાય. એવું બરાબર સમજનારા સાધુજનોને તેમના કર્તવ્ય આશ્રી વધારે કહેવાની ભાગ્યેજ જરૂર હોય. દેશ, કાળ, ભાવ વિચારી પવિત્ર શાસનની રક્ષા અને પુષ્ટિ કરવા સજ્જનો તો પાછી પાની ન જ કરે. વળી "કૂવામાં હોય તો હવાડામાં આવે" એ ન્યાયે સાધુજનો જ્ઞાનવૈરાગ્યથી ભૂષિત છતાં નિઃસ્પૃહપણે ભવ્યજનોને સદુપદેશ દેતા હોય તો તે અવશ્ય તેમને અસર કરે જ. તથાપ્રકારની રહેણીવગરની કહેણી માત્ર મજૂરી જેવી નમૂલી થઇ જાય છે. મતલબ કે રહેણીની લહેજત ઓર જ છે. ઉપરની સઘળી હકીકત સાધુની જેમ સાધ્વીઓને પણ બહુધા લાગુ પડે છે, એમ સમજી શકનારી મહાસતીઓ( વીરપુત્રીઓ )ને તેમના કર્તવ્યઆશ્રી વધારે શું કહેવું ? પંડિતાઇનો ડોળ અને લોકરંજન કરવા માટે જે શ્રમ લેવામાં આવે, તેટલો જ શ્રમ આત્માના કલ્યાણ માટે લેવામાં આવતાં, અજ્ઞાન અંધકાર ટળી **ખરી દીવાળી** જ થઇ રહેશે.

ખરા જ્ઞાની ગુરુ સમીપે વિનય, બહુમાનપૂર્વક શાસ્ત્રશ્રવણ કરી, હંસની જેમ તેમાંથી સાર ગ્રહણ કરી લેનાર ગૃહસ્થને

શ્રાવક કહેવાય છે. ખરી અટલ શ્રદ્ધા, ખરો વિવેક અને ખરી કપટ વગરની કરણીવડે જ **શ્રાવક** વખણાય છે. જેનામાં ખરી શ્રદ્ધા, વિવેક અને આચાર ન જ હોય. તે તો ફક્ત નામના જ **શ્રાવક** કહેવાય. શ્રાવક યોગ્ય વ્રત-નિયમોથી પ્રાણાન્તે પણ નહિ સ્ખલિત થનાર **પરમ શ્રાવક** કહેવાય છે. આ વાતો શ્રાવિકાને પણ લાગુ પડે છે. આવા સ્વધર્મી ભાઇબહેનો પ્રત્યે અવિહડ પ્રેમ પ્રગટાવવો જોઇએ. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૦૫ ]

---

## વિનય-વશીકરણના અનેક પ્રકાર.

આઠ પ્રકારે ગુરુજનોનો વિનય કરવો કહ્યો છે—

૧ તેમને આવતાં દેખી ઊભા થઇ જવું.

૨ તેમના સન્મુખ જવું.

૩ બે હાથ જોડી મસ્તક લગાડી નમવું.

૪ બેસવા માટે પોતાનું આસન આપવું-ઢાકવું.

૫ તેઓ બેઠા પછી પોતે બેસવું.

૬ ગુરુમહારાજને વિધિપૂર્વક વંદન કરવું.

૭ તેમની ઉચિત સેવા-ભક્તિ કરવી.

૮ તેઓ નિવર્ત્તે-પાછા જાય. ત્યારે તેમને વોળાવવા જવું. એ રીતે આઠ પ્રકારનો વિનય કરવો.

વળી અરિહંતાદિક પૂજ્ય પદોનો પંચવિધ અનુકૂળ વિનય કરવો કહ્યો છે—

૧ તેમને નિર્દોષ અન્નપાનાદિકથી પડિલાભવા, સુખશાતા પૂછવી, ઔષધ–ભેષજ વિગેરેની જરૂર જણાય તે અવસરે ગવેષણાપૂર્વક આણી આપવું, વંદન કરવું, વિશ્રામણા ( પગે ચાલતાં લાગેલો થાક દૂર કરવા જરૂર જણાય તો ) કરવી, કૃતજ્ઞતાવડે પોતાનાથી બની શકે તે પૂજા–અર્ચના કરવી.

૨ તેમના અપાર ગુણોનું સ્મરણ કરી હૃદયમાં ઉલ્લસિત થવું, ગુણનું બહુમાન કરવું અને બની શકે તેટલું સદ્વર્તન–નમ્રતાદિક ધારીને તે તે ગુણોનું અનુકરણ કરવા પ્રયત્ન સેવવો.

૩ તેમના સદ્‌ગુણોની મુક્તકંઠે પ્રશંસા કરવી, પોતે તેવા ગુણોનું સેવન કરવા બનતું લક્ષ રાખવું અને અન્ય જનો પણ એવા ઉત્તમ ગુણો આદરવા આકર્ષાય તેવી રીતિનીતિ સેવવી.

૪ છદ્મસ્થતાયોગે તેમનાથી કંઇ સ્ખલના થઇ જાય, ઉપયોગની ઓછી જાગૃતિથી કંઈ બોલવાચાલવામાં ભૂલ પડી જાય તો તેથી એક બાળકની જેમ હસવું નહિ, તેમજ તેવી કોઇ નજીવી ભૂલને લઈને મહાશયોની હેલના–નિંદાદિક કરવી કરાવવી નહિ; પણ તેવી ભૂલ જાણે પોતે જોઇ જાણી જ ન હોય તેમ ગંભીરતા આદરી તેમના પ્રત્યેની પ્રેમ–ભક્તિમાં કશી ખામી આવવા દેવી નહિ; એટલું જ નહિ પણ કોઇ અજ્ઞજનો બાળબુદ્ધિથી તેવા મહાશયનું કંઈ છિદ્રાદિક જોતા હોય તો તેમને સમજાવી ઠેકાણે પાડવા; પરંતુ તેની ઉપેક્ષા કરી પાપવૃદ્ધિ થવા દેવી નહિ. શક્તિ હોય તો તેનો યોગ્ય ઉપાય જરૂર કરવો.

૫ જેમ જેમ પૂજ્ય જનોનું દિલ પ્રસન્ન થાય તેમ સ્વયં વર્તવું, અને અન્ય આજ્ઞાકારી જનોને વર્તાવવા. વીતરાગ પરમાત્મા કે તેવી ઉત્તમ દશાને ધારણ કરનારા નિઃસ્પૃહી જનો જો કે માન-અપમાનમાં કે નિંદા-સ્તુતિમાં રાગદ્વેષાદિક વિકારથી લેપાતા નથી-સમભાવે રહે છે, તેમ છતાં જે કોઈ ભક્તજનો શુદ્ધ ભક્તિભાવે તેમનો વિનય સાચવે છે તેમને તે કલ્પવૃક્ષની જેમ ફળદાયી નીવડે છે, અને જે કોઈ બાળ-અજ્ઞાન જીવો તેમનો અનાદર કરે છે, હેલના, નિંદા કે મશ્કરી કરે છે અથવા બીજી કોઈ રીતે તેની આશાતના ( આજ્ઞા--આશયવિરુદ્ધ ) કરે-કરાવે છે તેમને તે અનેક રીતે ઉભય લોકમાં દુઃખદાયી થાય છે, એમ જાણી તેમનું આરાધન જ યથાશક્તિ કરવું. ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૩૨ ]

---

## મોક્ષોપાય.

### વાસ્તવિક સુખપ્રાપ્તિનો રાજમાર્ગ.

" जत्थ य विसयविरागो, कसायचाओ गुणेसु अणुरागो ।
किरियासु अप्पमाओ, सो धम्मो सिवसुहोवाओ ॥ "

જેમાં પાંચે ઇન્દ્રિયો સંબંધી ( શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શરૂપ ) વિષયસુખથકી વૈરાગ્ય-વિરક્તતા જાગે, ક્રોધાદિક ચારે કષાયોનો ત્યાગ કરવામાં આવે, સદ્ગુણો પ્રત્યે પ્રેમ પ્રગટે અને ક્રિયાકાંડ કરવામાં પ્રમાદ રહિતપણે પ્રવર્તવામાં આવે તે

ધર્મ, શિવસુખપ્રાપ્તિનો–શાશ્વત એવા મોક્ષસુખમાં ભળવાનો સરલ ઉપાય છે.

" सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः "

તત્ત્વાર્થ શ્રદ્ધાન, તત્ત્વજ્ઞાન અને તત્ત્વ આચરણ ( તત્ત્વ-રમણતા ) એ ત્રણેની સમુદિત સહાયથી શિવસુખ પ્રાપ્ત થઈ શકે છે. એક એક જુદાં–અસહાયી છતાં તે મોક્ષસુખ આપી શકતાં નથી, પરંતુ સાથે મળેલાં એ ત્રણેવડે શાશ્વત સુખ મળે છે. સમ્યગ્દર્શન–સમ્યક્ત્વવડે આત્માના ગુણોની દૃઢ પ્રતીતિ થાય છે, એથી સ્વોન્નતિનો પાયો નંખાય છે. સમ્યગ્જ્ઞાનવડે દર્શનાદિક આત્મગુણોનું યથાર્થ ભાન થવા ઉપરાન્ત તેમાં નિશ્ચળતા થવા પામે છે, અને સદાચરણ–સદ્વર્તન-રૂપ ચારિત્રવડે અનેક દોષ–વિકારોનો વિનાશ થવા ઉપરાન્ત આત્મવિભૂતિ–સુખસંપદા પ્રગટ થાય છે. અપ્રમાદ–પુરુષાર્થવડે ઉક્ત સકળ ગુણોની રક્ષા અને પુષ્ટિ થવા પામે છે અને છેવટે તેમાં રહેલી અપૂર્ણતા ટળી સંપૂર્ણતા પ્રગટે છે એ રીતે આત્મવિભૂતિ–આત્મશક્તિ ખીલવવા ઉક્ત ત્રણે ગુણોનું સેવન કરવા એકબીજાની અપેક્ષા રહેલી છે. એકલું જ્ઞાન તથા-પ્રકારની કરણી વગરનું લૂલું છે, ત્યારે એકલી ક્રિયા તથા-પ્રકારના ( યથાર્થ ) જ્ઞાન વગરની આંધળી જડ જેવી છે, તેથી જ મોક્ષાર્થીજનો ઉક્ત ઉભયનું સાથે જ આરાધના કરવા ઈચ્છે છે.

" ज्ञानस्य फलं विरतिः "

એ શાસ્ત્રવચનથી તેનો કાર્યકારણ સંબંધ પ્રતીત થાય છે. જો જ્ઞાન યથાર્થ જ હોય અને તે આત્મામાં રસ–

અમૃત રૂપે પરિણમેલ હોય તો તેથી વૈરાગ્ય-સંયમ-ચારિત્રરૂપ ફળ કાળે કરી પ્રભવે છે જ, એમ સમજી સુજ્ઞજનોએ ઉભયમાંના એકેનો અનાદર કરવો ઘટતો નથી; કેમકે બે ચક્રવડે જ રથ ચાલે છે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૩૩ ]

---

## પ્રશ્નોત્તર રૂપે-ગેય સંવાદ

( લાવણી-સુણ સજજન સંધ્યા સમયે સેલને સારુ-એ રાગ. )

રમણ—સુણ બાંધવ મારા પ્રશ્ન એક છે મારો;
છે સર્વ ધર્મ પણ કયો ધર્મ બહુ સારો ?

સુબુદ્ધિ—વાહ ! મિત્ર તને છે ધન્ય પ્રશ્ન એ પ્યારા;
પૂછ્યાનો વખત પણ ધન્ય ધન્ય અવતારા.
મેં સાંભળ્યું સદ્‌ગુરુ મુખે ધર્મ વ્યાખ્યાને;
અતિ ન્યાયનીતિ ભરપૂર કહ્યો ભગવાને.
સ્યાદ્વાદામૃત અનેકાન્ત નયે સુખકારી;
તે જૈનધર્મ છે શ્રેષ્ઠ જાઉં બલિહારી.
જ્યાં દયા સત્ય ઉપયોગ વસ્તુ સ્વસ્વભાવે;
છે વિનયમૂળ જેથી શિવસંપત્તિ પાવે.

રમણ—કહીએ સુદેવ કોને કઇ મુદ્રાએ ?

સુબુદ્ધિ—જિનવર દેવાધિદેવ શાન્તમુદ્રાએ.

રમણ—ગુણ કોણ ?

**સુબુદ્ધિ**—તત્ત્વ અધિગત નિજપરહિતકારી;

**રમણ**—પ્રભુપૂજા શું ?

**સુબુદ્ધિ**—જિન આજ્ઞા જો શિરધારી.

**રમણ**—પ્રભુ આજ્ઞા શું ?

**સુબુદ્ધિ**—તેહ તો સદ્ગુરુ ભાખે,—

પાપાશ્રવ બંધનો ત્યાગ જે આતમ સાખે.
વળી દ્રવ્યભાવથી સંવરથી સ્થિર થાતાં,
સહુ કર્મ નિર્જરી સત્વર શિવપુર જાતાં.

**શ્રોતાઓ**—વાહ ધન્ય ધન્ય છે સદ્ગુરુ મુનિમહારાજા,
વ્યાખ્યાન સુણાવી કરે બાળકો તાજા;
ભાઇ હવે આપણે નિત્ય વખાણે જઇશું,
જિનવાણી ભાવે સુણીને નિર્મળ થઇશું.

( સૂચના )—ઉપરનો સંવાદ દરેક જૈન પાઠશાળાના શિક્ષકોએ વિદ્યાર્થીઓને મુખપાઠ કરાવી અર્થ સમજાવવો, જેથી ગમત સાથે જ્ઞાન થશે વળી દરેક પાઠશાળાઓની વાર્ષિક પરીક્ષા થયા પછી થોડા દિવસમાં ઇનામનો મેળાવડો વિદ્વાન માણસોના પ્રમુખપણા નીચે કરવો અને વાર્ષિક આવકજાવકનો રિપોર્ટ બહાર પાડવો. ઇનામ વ્હેંચવા અગાઉ છોકરા છોકરીઓને પૂજ્ય મુનિમહારાજાઓના બનાવેલા બોધદાયક ગાયનો અને સંવાદો તૈયાર કરાવેલા હોય તો તે વખતે કરાવવા, જેથી સભામાં છોકરાઓને બોલવાની છૂટ થાય, વળી ગમત સાથે જ્ઞાન મળે અને ભણવાનો ઉત્સાહ વધે. બીજા પણ અનેક

લાભો થાય. આટલું મને અનુભવગમ્ય હોવાથી દરેક પાઠશાળાને લાભ થશે એમ વિચારી લખવું ઉચિત ધાર્યું છે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૩૪. ]

---

## સૂક્ત વચનસાર.

૧ ક્રોડો જન્મ પર્યન્ત તીવ્ર તપ તપતાં છતાં જે કર્મનો ક્ષય થઈ શકતો નથી તે કર્મનો ક્ષય સમતાયોગે એક લહેજામાત્રમાં થઇ જાય છે.

૨ જ્ઞાન, ધ્યાન, તપ, શીલ અને સમકિત યુક્ત સાધુ શમ–શાન્તિ–ક્ષમાપ્રધાન હોય તો જ ખરું સુખ મેળવી શકે છે.

૩ શક્તિરૂપે સર્વે જીવ સિદ્ધ સમાન છે, તેવો સાક્ષાત્ અનુભવ કરવો જ હોય એટલે પ્રગટપણે સ્વરૂપ–સ્થિતિ પ્રાપ્ત કરવી જ હોય તો ભેદભાવ તજી સર્વને અભેદભાવે જોવા પ્રયત્ન કરવો. “ હું અને મારાપણાનું ” મિથ્યાભિમાન મૂકી દઈ શુદ્ધ જ્ઞાનરૂપ નિજપદમાં જ લીન થવું.

૪ સદ્ગુણોનું સેવન કરવાથી દોષ માત્ર દૂર પલાયન કરી જાય છે. દોષ માત્ર દૂર થવાથી આત્મા સદ્ગુણમય જ બને છે.

૫ સર્વત્ર સદ્ગુણો જ પૂજાય છે; તેથી તેનો જ આદર કરવો.

૬ સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા શ્રી જિનેશ્વર દેવની પવિત્ર આજ્ઞાને પ્રાણ સમાન લેખી તેનું પાલન કરવા સાવધાન રહેનાર ઉત્તમ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ શ્રી સંઘ ગુણરત્નનો ભંડાર હોવાથી પૃથ્વી ઉપર પરમ આધારરૂપ છે.

૭ મહાનુભાવ એવા શ્રી સંઘનો જે દ્રોહ કરે છે તે દુષ્ટાત્મા ખરેખર પોતાનો જ દ્રોહ કરે છે, તેને સ્વધર્મદ્રોહી જાણવો.

૮ પૂજ્યજનો પ્રત્યે પૂર્ણ વાત્સલ્યભાવ રાખી યથાશક્તિ તેમની સેવા-ભક્તિ કરનાર આ ભવસાગર તરી જાય છે.

૯ વિશાળ લોચન છતાં દીપક વગર અંધકારમાં પડેલી વસ્તુ ઓળખી શકાતી નથી, તેમ ગુણરત્નાકર ગુરુ વગર વિચક્ષણ મનુષ્ય પણ ધર્મ જાણી શકતો નથી.

૧૦ મનથી, વચનથી અને કાયાથી કરેલાં દુષ્ટ કૃત્યોની શુદ્ધિ-આલોચના, નિંદા, ગર્હા કરવાવડે, તેમજ સમ્યગ્ જ્ઞાન યુક્ત કરણીવડે અને ઉગ્ર તપસ્યાવડે થઇ શકે છે એમ જ્ઞાની કહે છે.

૧૧ મંત્ર, તીર્થ, ગુરુ, દેવ, સ્વાધ્યાય અને ભેષજ વિષે જેની જેવી ભાવના હોય તેને તેવી સિદ્ધિ થઇ શકે છે, તેથી તેમાં અત્યુત્તમ ભાવના રાખવી યુક્ત છે.

૧૨ છ માસ, છ પક્ષ ( પખવાડિયા ) કે છ દિવસમાં જ ખરેખર અતિ ઉગ્ર પુણ્ય-પાપના ફળ અહીં જ પ્રાપ્ત થાય છે, એમ સમજી અતિ ઉગ્ર પાપબુદ્ધિ સર્વથા તજવી.

૧૩ યથોક્ત સુપાત્ર પ્રત્યે શુદ્ધ-નિર્દોષ વસ્તુનું દાન દેવું એ જ ગૃહસ્થધર્મનું શ્રેષ્ઠ ફળ શાસ્ત્રકારે કહેલું છે.

૧૪ અવસરોચિત દાન ઉલ્લસિત ભાવે, નિઃસ્વાર્થપણે પ્રિય વચન સાથે દેવાય તે ચિંતામણિ સમાન જાણવું.

૧૫ ગર્વ રહિત જ્ઞાન, ક્ષમાયુક્ત શૌર્ય અને ઉદારતા

( દાન-વિવેક ) સાથે દ્રવ્યપ્રાપ્તિ એ બધાં ભાગ્યયોગે જ પ્રાપ્ત થઇ શકે છે.

૧૬ સર્વ આભૂષણો કરતાં શીલ આભૂષણ શ્રેષ્ઠ-સર્વોત્તમ છે.

૧૭ જોતજોતામાં આયુષ ખૂટી જાય છે, તેટલામાં ચેતી લઈને જો સુકૃત કરણી કરી લેવાય તે જ લેખે છે. અન્યથા અલેખે જાણવી.

૧૮ સર્વ કોઇ સુખની ચાહના કરે છે, પણ ધર્મસાધન વગર સુખપ્રાપ્તિ થતી નથી. પ્રમાદ તજ્યા વગર ધર્મસાધન થઇ શકતું નથી.

૧૯ અહિંસા-સ્વપર દ્રવ્યભાવપ્રાણની ડહાપણભરી રક્ષા, સંયમ, ઇન્દ્રિયદમન, કષાયત્યાગ, સદ્‌વ્રત પાલન અને આત્મનિગ્રહ તથા બાહ્ય અભ્યંતર વિવિધ તપનું સેવન કરવું તે ધર્મનું લક્ષણ છે.

૨૦ શુદ્ધ સ્ફટિક રત્ન સમાન આત્માનું સહજ સ્વાભાવિક સુખ પ્રાપ્ત કરવું એ પરમ ધર્મ ( સાધ્ય ) છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૪૩. ]

---

## સહૃદય સજ્જનોને શાસનહિત માટે કંઇક કથન.

ઉત્તમ સાધુ-સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકાને શાસનરથના ધોરી જેવા કહ્યા છે. સશક્ત-બળવાન અને આળસ વગરના ધોરી એ શાસનરથને કુશળતાથી વહી શકે છે અને અનેક જિજ્ઞાસુ તથા માર્ગાનુસારી ભવ્યાત્માઓને એ શાસનરથમાં

આશ્રય આપી ભવાટવીની પાર પહોંચાડી શકે છે એ નિર્વિવાદ સત્ય છે. સ્વપરના અભ્યુદય અર્થે કલ્યાણાર્થી સાધુ–સાધ્વી અને શ્રાવક–શ્રાવિકાએ પ્રથમ પોતે જ ઉત્તમ પ્રકારના વિચાર, વાણી અને આચારવડે, તત્ત્વાર્થશ્રદ્ધાન લક્ષણ સમકિતરત્નવડે, સ્વ સ્વ ઉચિત અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ પ્રમુખ ઉત્તમ પ્રકારના વ્રત–નિયમોનાં પાલનવડે, તથા દુર્ગતિદાયી ક્રોધ, માન, માયા અને લોભ અથવા રાગદ્વેષાદિક કષાયોને નિર્મૂળ કરવા ઉત્તમ લક્ષવડે પોતાના આત્માને સશક્ત અને અપ્રમત્ત બનાવી લેવાની જરૂર છે. જો પોતાનામાં જ શિથિલતા અને આળસ વ્યાપી રહ્યાં હોય તો તેથી પ્રથમ પોતાનું જ બગડે છે. એવા શિથિલ અને પ્રમાદી જીવથી અન્યનું હિત શી રીતે થઈ શકે ? જે પોતે જ દુઃખી–દરિદ્રી હોય તે અન્ય જનને કયાંથી સંતોષી ( સુખી ) કરી શકે ? ગળીયા બળદ રથને વહી પાર પહોંચાડી શકે ? જેમ તે રથને માર્ગમાં જ–અધવચ રાખે છે તેમ સુખશીલ ( શિથિલાચારી ) અને આળસુ નિયામક આશ્રી જાણવું. શાસનરથને કશી ઈજા ન આવે અને તેનો આશ્રય લેવા ઈચ્છતા ઇતર ભવ્યજનોને આનંદ ઉપજે તેવી કુનેહથી શાસનરથ ચલાવવો જોઈએ. અઢાર હજાર શીલાંગ રથના ધોરી લેખાતા એવા સાધુજનોની ઉત્તમ ફરજોની જો તેઓ ઉપેક્ષા કરી, શિથિલતાધારી, ગળીયા બળદ જેવા થઇ બેસે તો પછી તેમના ઉપર વિશ્વાસ રાખીને શાસનરથમાં બેસવા ઇચ્છનારાના અને બેઠેલાઓના શા હાલ થાય ? ઉત્તમ શીલાંગરથને વહેવાને જેમણે પ્રતિજ્ઞા જગજાહેર રીતે કરી હોય તેમણે પોતાની પાંચે ઇન્દ્રિયોને કેટલી બધી કબજે રાખવી જોઇએ ? નિર્મળ શીલ( બ્રહ્મચર્ય )નું સેવન કરવા કેટલું બધું

ઊંડું ભાન હોવું જોઈએ ? ક્રોધાદિક કષાયોનું દલન ( ઉન્મૂલન ) કરવા કેટલી બધી કાળજી રાખવી જોઈએ ? અહિંસાદિક ઉત્તમ વ્રત-નિયમો આદરી તેનો યથાર્થ નિર્વાહ કરવા કેટલા બધા સાવધાન રહેવું જોઇએ ? પવિત્ર પંચાચાર પાળવા કેટલી બધી તત્પરતા જોઈએ ? તેમ જ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અષ્ટ પ્રવચનમાતાની સેવા અહોનિશ અતિ વાત્સલ્યભાવે કરવા કેટલી બધી ઉલટ રાખવી જોઇએ ? એકંદર શાસનના ધોરી તરીકે પોતાની જોખમદારી-જવાબદારી બરાબર સમજી, તેમાં કંઇપણ પ્રમાદ-શિથિલતા કે સ્વચ્છંદતા કર્યા વગર અસ્ખલિત પ્રયાણ કરવા કેટલી બધી અંતરની લાગણી રાખવી જોઈએ ? સારી રીતે પ્રમાદ રહિત શાસનરથને ચલાવનારા સાધુજનો તેમજ ગૌણપણે શ્રાવકજનો, અન્ય ઉપર કેટલા પ્રભાવ પાડી સ્વપરનું કલ્યાણ કરી શકે ? ઈતિશમ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૬૫ ]

---

## અત્યારના બારીક સમયે સુજ્ઞ જનોએ શું કરવું જોઇએ ?

આપણી આંખો ઠરે એવા થોડાક અપવાદ સિવાય અત્યારે જ્યાં જઈએ અને જોઇએ ત્યાં બાહ્યાડંબર, ડોળડમાક યા બીજાને આંજી દેવાની બાજી રચાતી નજરે પડે છે. બહુધા માર્ગાનુસારીપણાનો માર્ગ ભૂલાઇ ગયો છે, શિષ્ટ સંપ્રદાય વિસારી દેવાયો છે અને જ્યાં ત્યાં આપખુદપણાનો-સ્વચ્છંદતાનો જ દોર પ્રબળ દેખાય છે. પોતાના છતા દોષો ઉઘાડા ન પડે-ઢંકાયા રહે, લોકમાં પૂજા-સત્કાર થાય, તથા પોતાની પ્રતિષ્ઠા જામે

એવા નીચ આશયથી જ કમઅક્કલના નાદાનો દંભ ( માયાજાળ ) રચે છે, અને તેમાં અનેક મુગ્ધ જનોને ફસાવી સ્વપરની પાયમાલી કરે છે. શાસ્ત્રકારે ઠીક જ કહ્યું છે કે કેશલોચ, ભૂમિશયનાદિક કઠણ કરણી કરવી સુલભ છે, પણ દંભ–છળ-કપટભરી માયાવૃત્તિ તજવી મુશ્કેલ છે. આવો ઘોર અત્યાચાર જ્યાં વ્યાપી રહ્યો હોય અને દાંભિક વૃત્તિથી પોતાના છતા દોષોને છુપાવવા અને અછતા ગુણોને જાહેરમાં લાવવા ( જગજાહેર કરવા ) તનતોડ પ્રયત્ન થતો હોય તેવા દાંભિક લોકો પાસેથી ખરા ધર્મલાભની આશા શી રીતે રાખી શકાય ? ન જ રાખી શકાય. અન્યત્ર કહેવામાં આવ્યું છે કે–" જ્યારે જ્યારે ધર્મની પ્રબળ ક્ષતિ–હાનિ થવા પામે છે, ત્યારે ત્યારે કોઈ સમર્થ પુરુષરત્નનો જન્મ–અવતાર આ જગત્ ઉપર થાય છે અને તે સમર્થ વ્યક્તિ સ્વશક્તિથી તેનો પ્રતિકાર કરે છે " આવા હડહડતા કલિકાળમાં એવા **યુગપ્રધાન**ના અવતારની ઘણી જ જરૂર છે તેવા **યુગપ્રધાન** જગતિતળ ઉપર અવતરી દાંભિક જનોના રાક્ષસી પંજામાંથી ભલા–ભદ્રક જીવોનો બચાવ ગમે તે ઉપાયથી કરી શકે. એવા **યુગપ્રધાન** આ પૃથ્વી ઉપર અવતરી, આપણી આધુનિક સ્થિતિ જોઇ તેમાંથી આપણો ઉદ્ધાર કરવા જે કોઈ ઉપાય લેવા યોગ્ય ધારે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી અને તેવી શુભ કલ્પના કરી આપણે અત્યારથી જ તેવા લાભદાયક ઉપાયો યોજી તેનો આદર કરવો જોઇએ.

૧ શુદ્ધ દેવ ગુરુ ધર્મને યથાર્થ ઓળખી એકનિષ્ઠાથી કોઇ પણ પ્રકારની લાલચ રાખ્યા વગર તેમને સેવવા જોઇએ.

૨ કોઇ પણ પ્રકારના મિથ્યાત્વ–કાદવથી ખરડાવું ન જોઇએ.

૩ સ્વપરહિત ચિન્તવન, પરદુઃખભંજન, પરસુખતુષ્ટિ અને પરદોષ–ઉપેક્ષારૂપ ચારે સુંદર ભાવનાને સ્વહૃદયમાં સ્થાન આપી તેને ખીલવવા કચાશ રાખવી ન જોઇએ.

૪ કલેશ–કંકાસ–વેર–ઝેર વિગેરે દરેક શલ્ય દૂર કરવાં જોઇએ.

૫ સર્વત્ર સુખશાન્તિ પ્રસરે એવી ભાવના સદોદિત રાખવી જોઇએ.

૬ સર્વ કોઇને આપણા આત્મા સમાન લેખવા જોઇએ.

૭ સમાન સંગાથે મૈત્રી, દુઃખી પ્રત્યે કરુણા, સુખી અને સદ્‌ગુણી પ્રત્યે પ્રેમ–પ્રમોદ અને દોષિત પ્રત્યે ઉપેક્ષા રાખવી ઉચિત છે, તેથી સ્વપરહિતને હાનિ ન થતાં લાભ જ થાય છે.

૮ લાચાર અને અવાચક પશુ–પંખીઓનું રક્ષણ કરવું સારું છે, પરંતુ તેની પણ મર્યાદા હોવી જોઇએ. તેમનું દુઃખ દૂર થાય અને તે આનંદમાં રહે, પણ સબળ હોય તે નિર્બળને કચરી નાંખે એવી અવ્યવસ્થા તો થવી ન જ જોઇએ. ઘણું કરવા કરતાં સુંદર કરવા તરફ લક્ષ્ય રહેવું જોઇએ. દયાને બ્હાને બંદીખાનું નીપજવું ન જોઇએ.

૯ પશુ–પંખી કરતાં મનુષ્ય જીવન અસંખ્યગણું કિમતી જાણી તેનું રક્ષણ કરવા, તેને ખીલવવા તન, મન, ધનનો પૂરતો અને વધારે ઉપયોગ થવો જોઇએ.

૧૦ બીજાં નકામાં ખર્ચ સમેટી નાંખી ઉત્તમ પ્રકારની

કેળવણી પાછળ તેટલો ખર્ચ કરી આપણાં સંતાનોને સાચા હીરા જેવા બનાવવા જોઇએ.

૧૧ સ્વધર્મી ભાઇ-બહેનોનું જીવન સુધારવા દરેક પ્રયત્ન કરવો જોઇએ અને તેને જરૂરનો દરેક આશ્રય આપવો જોઇએ.

ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૬૬. ]

---

## સમ્યગ્-દૃષ્ટિ યા સમકિતવંતના ખાસ લક્ષણ.

૧ **સર્વત્ર ઉચિત કરણ** ( આચરણ )-જ્યાં જેવા સંયોગોમાં જેમ કરવું ઘટે ત્યાં તેવું ઘટતું આચરણ. અઘટિત-અયોગ્ય-અનુચિત આચરણથી લોકાપવાદ થવા પામે છે તેથી સમ્યક્ત્વરૂપ રત્નદીપક જેના હૃદયમાં પ્રગટ્યો હોય તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે ઉચિત જ આચરણ સેવે, જેથી સર્વત્ર અનુમોદન થવા ઉપરાંત એ ઉચિત માર્ગનું અનુકરણ કરી અન્યજનો પણ સ્વદૃષ્ટિ નિર્મળ કરે અને એ રીતે એકંદર સમ્યક્ધર્મની પ્રાપ્તિ, રક્ષા અને શુદ્ધિ થવા પામે.

૨ **સદ્ગુણાનુરાગ**—શ્રી સર્વજ્ઞ વીતરાગ પ્રભુનાં વચન અનુસારે ગમે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં ગમે તે સદ્ગુણ હોય અથવા તો સુકૃત હોય તે સર્વનું અનુમોદન કરવામાં આવે-તે જાણીને કે જોઇને પ્રમુદિત ( રાજીરાજી ) થવામાં આવે.

૩ **જિનવચન રતિ**—રાગદ્વેષ અને મોહાદિક દોષમાત્રથી સર્વથા વર્જિત એવા વીતરાગ સર્વજ્ઞ પ્રભુના આગમ-સિદ્ધાન્ત

વચનનું શ્રવણ કરવાની અતિ ઉલટ ( ઉત્કટ ઈચ્છા ), તેના ઉપર અત્યંત પ્રેમ–ભક્તિ રાગ જાગવો અને બની રહેવો.

૪ **અનુકંપાબુદ્ધિ**—ગુણહીન–નિર્ગુણ–દોષવંત યોગ્યતા વગરના અને નીચ–નિર્દય જીવ ઉપર પણ મનમાં ખેદ કે દ્વેષ નહિ લાવતાં, અનુકંપા બુદ્ધિથી તેમને ઉચિત હિતવચનથી પણ જ્યારે સુધારીને ઠેકાણે પાડવા અશકય જ જણાય ત્યારે તેનાથી અળગા રહી, તટસ્થપણે તેનું પણ હિત ઇચ્છી, સ્વ-કર્તવ્યકર્મમાં સાવધાન થઈ રહેવું. નકામી પરપ્રવૃત્તિવડે સ્વકર્તવ્યધર્મને વિસારી નહિ દેતાં તેમાં સાવધાન રહેવું, સમકિતદૃષ્ટિનાં એ ચાર લિંગો–લક્ષણો કહ્યા છે. વળી તેનાં પાંચ લક્ષણો પણ નીચે મુજબ બતાવ્યાં છે.

૧ **અનુકૂળ શમ–ઉપશમ**—ક્રોધ, માન, મદાદિકને એવા મંદ કે મર્યાદિત કરી દેવા અને ક્ષમા, મૃદુતા, નમ્રતા, લઘુતા-દિક ગુણને ધારણ કરવા કે જેથી અપરાધી જીવનું પણ અણ-હિત કરવા માઠું ચિન્તવન કરવામાં આવે નહિ. કદાચ તેને ઉચિત શિક્ષા કરવામાં આવે તો પણ તેનો અંતરંગ હેતુ તેનું કે સમાજનું કે ઉભયનું હિત જ કરવાનો હોય.

૨ **સંવેગ–મોક્ષાભિલાષ**—દેવ કે માનવમાં અત્યારે ગમે તેવાં દેખાતાં પ્રગટ સુખ હોય પણ તેને છેડે જન્મ–મરણના અનંતા દુઃખો સાથે લાગેલા જ હોય છે, તેથી તેને સુખરૂપ નહિ લેખતાં, તપ જપ સંયમાદિક ધર્મસાધનમાં અત્યારે ગમે તેવું દુઃખ દેખાતું હોય પણ પરિણામે તેથી સર્વથા જન્મમરણનો ભય ટળી જવારૂપ મોક્ષસુખની પ્રાપ્તિ થઇ શકે છે, તેથી

તે જ ખરું વાસ્તવિક સુખ છે, એવી સ્પષ્ટ સમજ અને પ્રતીતિ સાથે તેવા સાચા સુખમાં જ ભળી જવાની તીવ્ર ઈચ્છા હોવી.

૩ **નિર્વેદ–ભવવૈરાગ્ય**—જન્મમરણાદિકનાં અનંત દુઃખ-ભયથી આકુળ એવા આ સંસારમાંથી કોઇ રીતે પોતાનો ઉદ્ધાર કરવા સમર્થ સર્વજ્ઞ–વીતરાગધર્મનું સેવન કરવા તીવ્ર ચાહના.

૪ **અનુકંપા**—દીન, દુઃખી, અપંગ, અનાધાર, લાચાર, અશક્ત–દુર્બલ, જીવ ઉપર ઉચિત દયા–કૃપા રાખવી તે દ્રવ્યદયા અને ધર્મહીન, ધર્મપતિત કે ધર્મમાર્ગમાં શિથિલ થતા કે થયેલા ભવ્ય જીવને ધર્મપ્રાપ્તિ થાય, તે ધર્મમાં દૃઢ-નિશ્ચળ બને એવી દરેક પ્રકારની તજવીજ કરવી તે ભાવદયા યથાયોગ્ય દાખવવાથી સ્વપરની ઉન્નતિમાં વધારો થઇ શકે છે.

૫ **શ્રદ્ધા–આસ્તિકતા**—સર્વજ્ઞ––વીતરાગ પરમાત્માના કેવળ હિતકારી વચન ઉપર પૂર્ણ પ્રતીતિ–વિશ્વાસ સાથે દૃઢ રંગ–રાગ બેસવો.

એ રીતે સમ્યક્ત્વનાં અથવા સમકિતદૃષ્ટિનાં પાંચ લક્ષણો ખાસ આદરવા યોગ્ય કહ્યાં છે. ઇતિશમ્.

[ જૈન. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૬૭. ]

---

## સર્વજ્ઞ–વીતરાગ પ્રભુની આજ્ઞાનો પ્રભાવ.

"आणाजुत्तो संघो, सेसो पुण अट्ठिसंघाओ"

પ્રભુ આજ્ઞાની જ બલિહારી! પ્રભુ આજ્ઞાનો યથાશક્તિ આદર કરનાર શ્રી સંઘ જ સાચો. પ્રભુની પવિત્ર આજ્ઞાનો

સ્વચ્છંદપણે અનાદર કરનારને તો હાડકાનો ઢગલો જ કહ્યો છે. આજ્ઞા સંબંધી એટલું તો અવશ્ય લક્ષ્યગત રહેવું જ જોઇએ કે શ્રી જિનેશ્વર દેવે મહામંગળકારી અહિંસા ( દયા ), સંયમ ( આત્મનિગ્રહ ) અને તપ લક્ષણ ધર્મ વખાણ્યો છે, તેનું સેવન કરવા સહુ કોઈ ધર્માર્થી ભવ્ય જનોએ પોતપોતાની શક્તિ અનુસારે મન, વચન, કાયાવડે ઉદ્યમ કરવો જ જોઇએ. જે કોઇ કાર્ય કલ્યાણકારી છતાં પોતાથી સંપૂર્ણતયા બની ન શકે તો તે કરવા અન્ય અધિકારી જીવને બનતી સહાય કરવી અને જે કોઇ એ કલ્યાણકારી માર્ગનું સેવન કરતા હોય તેમનું અનુમોદન તો કરવું જ. આ રીતે સદ્વર્તન રાખવાથી કોઇપણ અંશે પ્રભુની પવિત્ર આજ્ઞાનું પાલન કર્યું કહેવાય.

અહિંસાદિક ઉત્તમ ધર્મનું સેવન કરવું, કરાવવું અને અનુમોદનાદિક કદાચ ન જ બની શકે તો છેવટે તેની નિંદાથી તો સદંતર દૂર રહેવું, કેમકે તેવા પવિત્ર ધર્મની કે ધર્મીજનોની નિંદા કરવાથી નિંદા કરનાર જનોની એટલી બધી અધોગતિ થાય છે કે તેમાંથી તેનો ઉદ્ધાર મહામુશીબતે જ થવા પામે છે.

દશ દૃષ્ટાન્તે દુર્લભ માનવ ભવાદિક ઉત્તમ ધર્મસામગ્રી પામીને જે મુગ્ધજનો તેનો કશો લાભ લઇ શકતા નથી અને ઊલટા તેનો ગેરઉપયોગ કરીને અધર્મનું સેવન કરે છે, હિંસા, અસત્ય, અદત્ત, અબ્રહ્મ, પરિગ્રહ–મમતા, રાત્રિભોજનાદિક નિષિદ્ધ માર્ગનું સેવન કરે છે, ક્રોધાદિક કષાય, રાગદ્વેષાદિક કર્યા જ કરે છે, નિંદા, ચાડી, વિકથા, કલેશ–કંકાસાદિક કર્યા જ કરે છે, અન્ય ઉપર અછતા આળ ચઢાવ્યા કરે

છે, વિશ્વાસઘાત-છળ-પ્રપંચ-કપટરચના જ કર્યા કરે છે, મુખે મીઠાશ અને હૃદયમાં હળાહળ ઝેર જ રાખ્યા કરે છે, તથા મિથ્યા ભ્રમણામાં જ ભમ્યા કરે છે, તે બાપડા આ બધી અમૂલ્ય સામગ્રીને હારી જઈ પાપ-કર્મવશ અનંત ભવસાગરમાં ડૂબે છે અને અનંતા જન્મમરણાદિકનાં દુઃખને સહ્યાં કરે છે. તેથી જ પરમાર્થદર્શક શાસ્ત્રકારો પોકારી પોકારીને કહે છે કે વિષયકષાય અને વિકથાદિક પ્રમાદાચરણ તજી, જ્ઞાની સદ્-ગુરુના પડખાં સેવી, વિનયબહુમાનપૂર્વક સદ્બોધ સાંભળી, તેને હૃદયમાં ધારી રાખી, હંસની પેઠે વિવેક આદરી, યથા-શક્તિ વ્રત-નિયમોનું પાલન ઉલ્લસિતભાવે કરી આ અમૂલ્ય તકને સાર્થક-સફળ કરી લેવા ન ચૂકવું એ જ પરમબંધુ પરમાત્મ પ્રભુની પવિત્ર આજ્ઞાનું આરાધન કરવાનો અમોઘ ઉપાય છે. જેમ કોઈ એક ઉપગારી સુવૈદ્યના વચનાનુસારે ઔષધનું સેવન કરનાર વ્યાધિવંત માણસ સર્વ વ્યાધિથી મુક્ત થઈ શકે છે, તેમ પરમ ઉપગારી વીતરાગ પ્રભુનાં એકાન્ત હિતકારી વચનોને પૂર્ણ શ્રદ્ધા-રુચિથી સેવનારા ભવ્ય જનો સકળ રાગ, દ્વેષ અને મોહાદિક મહારોગથી સર્વથા મુક્ત થઇ પરમ શાન્તિને પામે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૬૯. ]

---

## કામાન્ધતા તજવા હિતોપદેશ.

" दिवा पश्यति नो घूकः, काको नक्तं न पश्यति ।
अपूर्वः कोऽपि कामान्धो, दिवा नक्तं न पश्यति ॥ "

" ઘૂવડ દિવસે દેખતું નથી અને કાગડો રાત્રે દેખતો

નથી; પણ કામાન્ધ જીવ કોઇ અપૂર્વ અંધ છે કે તે દિવસે કે રાત્રે ક્યારે પણ દેખતો–દેખી શકતો નથી. તે સદાય અંધ છે."

> " आपदां कथितः पन्था, इन्द्रियाणामसंयमः ।
> तज्जयः संपदां मार्गो, येनेष्टं तेन गम्यताम् ॥ "

"ઇન્દ્રિયોના વિષયોને તાબે થઇ મનગમતું કરવું તે આપદા પામવાનો ધોરી માર્ગ છે, અને તે જ વિષયોને જીતી આપણા કાબૂમાં રાખવા એ સંપદાનો માર્ગ છે. એ બે માર્ગમાંથી તમને ગમે તે માર્ગે જાઓ. તમારે સુખી જ થવું હોય તો ઇન્દ્રિયોને વશ કરવા પૂરતું લક્ષ રાખો અને જો દુઃખી જ થવું હોય તો તમે તેના ગુલામ થઇ રહો."

યાદ રાખો કે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થયેલા–ફસી પડેલા સુશીલતા વગરના જીવો આ ચાર ગતિરૂપ ઘોર સંસારમાં રખડી રખડી ખૂવાર થયા કરે છે. જેમ પાંખના બળ વગરના પંખી પોતાની પાંખો છેદાઇ જવાથી ભૂમિ ઉપર પડી જઇ દુઃખી થાય છે, તેમ સુશીલતા વગરના જીવોની પણ દુર્દશા અનેકધા થાય છે–થયા કરે છે. કિંપાકના ફળની જેવા વિષયભોગ ભોગવતાં સુંદર જણાય છે પણ તે પરિણામે પોતાના પ્રિય ( દ્રવ્યભાવ ) પ્રાણનો નાશ કરનારા નિવડે છે, એમ સમજી સુજ્ઞ જીવોએ એવા દારુણ દુઃખદાયી વિષયભોગથી વિરમવું ઘટે છે. ઇન્દ્રિયરૂપી ચપળ ઘોડાને જો સારી રીતે નિયંત્રિત કરવામાં ન આવે તો તે દુર્ગતિના માર્ગમાં જીવને ખેંચી જાય છે. ભવભીરુ ભવ્યાત્મા તેને જિનવચનરૂપી લગામથી નિયમમાં રાખે છે–રાખી શકે છે. જ્યાંસુધી જરા

અવસ્થા આવી ન પહોંચે, વ્યાધિ વૃદ્ધિ ન પામે અને ઈન્દ્રિય-બળ ક્ષીણ થઇ ન જાય ત્યાં સુધીમાં ધર્મનું સંસેવન કરી લેવાય એમ છે, માટે જાગૃત થાઓ, જાગૃત થાઓ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૨૯૮. ]

---

## જન્મ મરણનાં અનંતા દુઃખમાંથી છૂટવા માટે ભવ્યાત્માએ કરવો ઘટતો વિચાર.

“ જન્મતાં અને મરતાં જીવોને અત્યંત દુઃખ થાય છે, તે દુઃખથી સદા ય સંતપ્ત રહેતા હોવાથી તેમને પૂર્વજન્મનું સ્મરણ થઈ શકતું નથી. ”

“ અગ્નિ જેવી તપાવીને લાલચોળ કરેલી તીખી-અણીદાર સોયો એકીસાથે રુંવાડે રુંવાડે ભોંકવાથી જીવને જેટલું દુઃખ થાય તેથી આઠગણું દુઃખ ગર્ભમાં વસતા ગર્ભવાસીને થાય છે.”

“ ગર્ભથકી બહાર નીકળતાં જીવને માતાની યોનિરૂપી જંતરડીમાંથી પીલાતાં જે દુઃખ થાય છે તે પૂર્વના દુઃખ કરતાં લાખગણું અથવા ક્રોડાક્રોડગણું પણ વધારે થાય છે. ”

કોઇક ઉત્તમ ગર્ભવાસી જીવ ધર્મશીલ માતા, પિતા કે ગુર્વાદિકના સાનિધ્યથી ધર્મોપદેશને સાંભળી, તેમાં પોતાનું ચિત્ત રંગી નાંખી, તેમાં જ તદ્ગત ( એકાગ્ર ) બની જઈ ( દેવ-યોગે અલ્પ આયુષ્ય હોવાથી ) જો મરણ પામે છે તો તે શુભ ભાવથી દેવગતિમાં ઉપજે અને એથી ઊલટું જો અવધિજ્ઞાનથી

પારકું બળ–કટક દેખી પોતે વિકુર્વણા કરીને તેની સંગાતે યુદ્ધ કરે અને તેમાં જ એકાગ્ર બની જાય તો તે ગર્ભમાં જ મરણ પામી, નરક મધ્યે ઉપજી મહાવેદના પામે છે. સુખના અર્થી સહુ કોઇ જીવ સુખ મેળવવા મથે છે. તેને અમુક વખત સુધી ઊંધે મસ્તકે લટકાઈ રહેવા કંઇ લાલચ બતાવવામાં આવે તો પણ તે નાકબૂલ થાય છે, તેમ છતાં મહાઆશ્ચર્યની વાત છે કે દરેક જીવ માતાના ગર્ભમાં પોતપોતાનાં નિયમિત અવધિ સુધી ઊંધે મસ્તકે એવી રીતે લટકાઇ રહે છે કે જોનારનું હૃદય પત્થર જેવું કઠણ હોય તેમ છતાં પણ તે કરુણાજનક દેખાવ દેખીને બહુધા પીગળી જાય છે.

એવાં અનંત દુઃખથી પચતાં જીવોમાંથી કોઇ લઘુકર્મી જીવને પૂર્વભવમાં કરી રાખેલા શુભ અભ્યાસનાં બળથી શુભમતિ ( ધર્મબુદ્ધિ ) જાગે છે, તો તેનું શુભ પરિણામ તે ભવિષ્યમાં અનુભવે પણ છે. કેટલાક ગર્ભવાસી જીવો નરક જેવી ગર્ભની વેદનાથી મૂર્ચ્છિત જેવી દુર્દશા અનુભવતા ગર્ભમાં જ મરણ પામે છે, કેટલાક જન્મતી વખતની વેદનાવડે મરણ પામે છે અને કેટલાક વળી મહાકષ્ટે યોનિદ્વારા જન્મ લે છે, પરંતુ ગર્ભવાસમાં જે જે દુઃખ સહેવાં પડ્યાં છે તે બધાં પાછળથી વિસરી જાય છે, અને દૃશ્ય વસ્તુના મોહમાં પડી મૂંઝાય છે. તથા રાગદ્વેષની ચીકાશવડે આત્માને મલિન કરી ચાર ગતિરૂપ સંસારમાં રઝળે છે. આ સંસારચક્રમાં અનેક વખત જન્મ–મરણ કરતાં અનંતી પુણ્યરાશિઓવડે મનુષ્યદેહ, આર્યક્ષેત્રમાં ઉત્પત્તિ, ઉત્તમ કુળ–જાતિમાં જન્મ, પાંચે ઇન્દ્રિય પરવડા, નિરોગી કાયા, દીર્ઘ આયુષ્ય, હિતાહિત-

વિચાર, તત્ત્વરુચિ, સદ્ગુરુનો જોગ, ધર્મ ઉપર શ્રદ્ધા વિગેરે ઉત્તમ સામગ્રી સાંપડે છે. તેનો જો પ્રમાદ રહિત લાભ લઇ શકાય છે તો તેની સફળતા થાય છે, અને ભવાન્તરમાં વિશિષ્ટ સામગ્રી મેળવી ઉત્તમ જ્ઞાન અને કરણીની સહાયથી અંતે જન્મમરણનો ફેરો સર્વથા ટાળી અક્ષય–અનંત સુખ સાથે ભેટો કરી શકાય છે. અન્યથા તો કહ્યું છે કે–મદ ( Intoxication ), વિષય ( Sensual desires ), કષાય ( Worth arrogance etc. ), નિદ્રા ( Idleness ) અને વિકથા ( False gossips ) રૂપ પાંચ પ્રબળ [1]પ્રમાદને વશ પડવાથી જીવની ભારે ખુવારી થવા પામે છે. માદક પદાર્થનાં સેવનથી જીવ પોતાનું ભાન ભૂલી જઈ કર્તવ્યભ્રષ્ટ થઇ જાય છે. પાંચ ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત બની જીવ પરવશ થઇ જઇ મરણાંત કષ્ટ પામે છે. ક્રોધાદિક કષાયથી સંતપ્ત થયેલો જીવ સંસારમાં પરિભ્રમણ કરતો કોઇ સ્થળે શાંતિ પામતો નથી.

---

૧ પ્રકારાન્તરે પ્રમાદના આઠ પ્રકાર પણ કહ્યા છે, તે જાણીને પરિહરવા યોગ્ય છે. ૧ અજ્ઞાન, ૨ સંશય, ૩ મિથ્યાજ્ઞાન, ૪ રાગ, ૫ દ્વેષ, ૬ મતિભ્રંશ, ૭ ધર્મ વિષે અનાદર, ૮ મન–વચન–કાયાના યોગનું દુષ્પ્રણિધાન. આ આઠ પ્રકાર સમજવા.

જ્ઞાનીઓ કહે છે કે ઉગ્ર વિષભક્ષણ કરવું સારું, અગ્નિમા પ્રવેશ કરવો સારો, શત્રુઓ સાથે વાસો વસવો સારો અને સર્પસંગાતે ક્રીડા કરવી સારી; પણ ધર્મસાધનમાં પ્રમાદ કરવો સારો નથી, કેમકે વિષભક્ષણાદિકથી એક વાર મૃત્યુ થાય છે ત્યારે પ્રમાદાચરણથી તો અનંતા જન્મમરણ સંબંધી અપાર દુઃખ સહન કરવા પડે છે, અરે ! પ્રમાદને વશ પડી જવાથી જ્ઞાની પુરુષોને પણ પાછળથી બહુ સહન કરવું પડે છે. ( પ્રમાદપરિહારકુલકે )

આળસથી જીવને પોતાનું જીવતર પણ કડવું થઇ પડે છે, તેને કયાં ય ગમતું નથી અને નકામાં ગપ્પાંસપ્પાં મારવાથી અથવા પારકી કુથલી કરવાથી અજ્ઞાની જીવ આત્મસાધનની અમૂલ્ય તક ચૂકી જાય છે. આ રીતે પ્રમાદવશ પ્રાપ્ત થયેલી દુર્લભ સામગ્રી ગુમાવી બેસી, પુણ્ય-ધન રહિત બની, ફરીફરી ભવચક્રમાં ભટકતો રહે છે અને અનંત જન્મમરણની વ્યથાઓને પરવશપણે સહન કરે છે.

" देहे दुःखं महाफलम् । "

એ આપ્ત વચનને યાદ રાખી જે સ્વાધીનપણે મન તથા ઇન્દ્રિયોને લગામમાં રાખી આત્મદમન કરતો રહે છે તેને પરિણામે સર્વ સુખ સ્વાધીન થાય છે, અને સકળ આધિ, વ્યાધિ અને ઉપાધિનો યા જન્મમરણનો અંત કરી અંતે અજરામર પદ પણ પ્રાપ્ત થાય છે. કિં બહુના ?                    ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૩૦૦. ]

---

## પરસ્ત્રી અને વેશ્યાગમનથી અનેક અવગુણો તથા દુઃખો ઉત્પન્ન થતા જાણીને તેનો તરત ત્યાગ કરવો જોઇએ.

" परोपकाराय सतां विभूतयः। "

"પવિત્ર-નિષ્પાપ થવું કોને નહિ ગમતું હોય ? "

"શુદ્ધ સાત્ત્વિક વિચાર, વાણી અને વર્તનનો મહિમા અચિન્ત્ય છે."

॥ शीलं परं भूषणम् ॥

" શીલ ( સદાચાર ) એ પરમ ભૂષણ છે. "

રાજહંસ જેવા સજ્જનો તો સ્વદારાસંતોષી જ હોય છે અને પરસ્ત્રીને સ્વમાતા સમાન લેખનારા હોય છે. ફક્ત નીતિના અજાણુ–ઓછી અક્કલવાળા જ કુળમર્યાદા અને લોકલજ્જાનો ત્યાગ કરી પરસ્ત્રી કે વેશ્યાગમન કરી રાજી થાય છે, પરંતુ પરિણામે રાવણુની પેઠે તેમની દુર્દશા જ થાય છે. આ લોકમાં પણુ પુષ્કળ અપયશ મેળવી અને જાનમાલની ખુવારી ખમી અંતે અધોગતિ જ પામે છે. કિંપાકના ફળ જેવાં ઉપર ઉપરથી સુંદર–મનોહર પણુ ક્ષણિક વિષયસુખમાં મૂંઝાઇ મરનારની અંતે ભારે દુર્દશા થાય છે. મદોન્મત્ત હાથી જેવા બળવાન યોદ્ધાના પણુ એ દુષ્ટ કામરાગથી બૂરા હાલ થાય છે. ખરજ ખણુવી જેમ શરૂઆતમાં મીઠી લાગે છે પણુ પરિણામે દુઃખદાયી જ નીવડે છે, તેમ વિષયતૃપ્તિ પણુ ક્ષણિક જ સંતોષ આપનાર છે અને પ્રાન્તે દુઃખદાયી જ છે.

બહારના રૂપરંગ જોઈને મૂઢ જનો તેમાં પતંગીઆની જેમ ઝંપલાય છે, પણુ અંતે ખુવાર ખુવાર થઈ જાય છે. જયારે નરકમાં ધગધગતી લોઢાની પુતળીને આલિંગન કરવા પરમાધામી ફરજ પાડે છે ત્યારે જ મૂર્ખ અને નફ્ટ જીવને પોતાની ભારે ભૂલને માટે પારાવાર પસ્તાવો થાય છે; પણુ તેથી વળે શું ? ત્યાં કોઇ ત્રાણુ, શરણુ કે આધારરૂપ થઈ શકતું નથી.

કુલટા નારી અથવા કુવેશ્યાના સંગથી થતા પારાવાર દોષો માટે ( મનહર છંદની ચાલમાં ) કહ્યું છે કેઃ—

"કાયાનું સુકૃત જાય, ગાંઠનું ગરથ જાય,
સ્વનારીનો સ્નેહ જાય, રૂપ જાય રંગથી;

ઉત્તમ સહુ કર્મ જાય, કુળના સહુ ધર્મ જાય,
ગુરુજનની શર્મ જાય, કામના ઉમંગથી;
ગુણાનુરાગ દૂર જાય, ધર્મપ્રીતિ નાશ થાય,
રાજથી પ્રતીત જાય, આત્મબુદ્ધિ ભંગથી;
જપ જાય તપ જાય, સંતાનોની આશ જાય,
શિવપુરનો વાસ જાય, વેશ્યાના પ્રસંગથી."

પરસ્ત્રીલંપટ જનો "**આ ભવ મીઠા પરભવ કોણે દીઠા ?**" એમ નાસ્તિકની જેમ માનનારા, માતેલા સાંઢની જેમ મોકળા સ્વચ્છંદપણે ફરે છે. આવા ઉભયલોકવિરુદ્ધ કૃત્યોથી તે પામર જીવો પોતાના કુળને કલંકિત કરે છે, અને હરાયાં ઢોરની જેમ અહીંતહીં ફરી, જ્યાં ત્યાં દુનિયાનો માર ખાઇ અંતે કમોતે મરીને દુર્ગતિમાં જાય છે. પરપુરુષમાં લુબ્ધ થયેલી કુલટા નારીના પણ એવા જ બૂરા હાલ થાય છે. કહ્યું છે કે—

"પાપ બંધાયે રે અતિ ઘણાં, સુકૃત સફળ ક્ષય થાય,
અબ્રહ્મચારીનું ચિંતવ્યું, કદી ય સફળ નવિ થાય;
પાપસ્થાનક ચોથું વરજીએ."

એમ સમજી શાણાં ભાઇબહેનોએ સીતા, રાજીમતી, સુદર્શન શેઠ અને સ્થૂળભદ્રની પેઠે બહાદુરીથી બ્રહ્મચર્ય કે શીલરત્નને પોતાના પ્રાણની જેમ યત્નથી સાચવી રાખવું જોઇએ. જેથી

"મંત્ર ફળે જગ જસ વધે, દેવ કરે રે સાન્નિધ્ય;
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનિધ.
પાપસ્થાનક ચોથું વરજીએ."

ઈત્યાદિક કલ્યાણકારી બોધ પામી કલ્યાણકારી માર્ગે ચાલશે તેમનું અવશ્ય કલ્યાણ થશે. ઇતિશમ. સુજ્ઞેષુ કિં બહુના ?

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૩૫૮ ]

## બ્રહ્મચર્ય અથવા સુશીલતા.

ચારિત્રના પ્રાણ–જીવન–આધારરૂપ અને શાશ્વતા મોક્ષ-સુખને અચૂક મેળવી આપનાર એવા બ્રહ્મચર્યનું જે શુદ્ધ દિલથી સેવન કરે છે તે પવિત્ર આત્મા ઈન્દ્રાદિક દેવવડે પણ પૂજાય છે. બ્રહ્મચર્યના પ્રભાવથી માનવો લાંબા આયુષ્યવાળા, સુંદર આકૃતિવાળા, મજબૂત બાંધાવાળા, પુન્ય પ્રતાપવાળા અને મહાવીર્ય–પરાક્રમવાળા થાય છે, એમ સમજી સુજ્ઞ બંધુઓ અને બહેનોએ ઉત્તમ શીલ–અલંકાર ધારીને સ્વમાનવ દેહની સાર્થકતા કરી લેવા ચૂકવું નહિ. કિં બહુના ? એ ઉત્તમ ગુણના અભ્યાસથી તમે, તમારાં સંતાન, કુટુંબ, જ્ઞાતિ અને સંઘ–સમાજ સહુ સુખી થઇ શકશો અને નિર્મળ જ્ઞાન શ્રદ્ધા સહિત શુદ્ધ કરણીવડે આજ્ઞા–ધારક બની પરમ શાન્તિ મેળવી શકશો.

ટૂંકાણમાં બ્રહ્મચર્યનો મહિમા વર્ણવી ન શકાય એવો અપરંપાર છે. મન, વચન, કાયાની પવિત્રતા રાખવી—એટલે આપણા વિચાર, વાણી અને આચાર શુદ્ધ ઊજળા રાખવા એનું નામ **સુશીલતા.**

ગૃહસ્થે પરસ્ત્રીને પોતાથી માતા, બહેન કે પુત્રી જેવી જ લેખવી જોઈએ, ને બહેનોએ પરપુરુષને પોતાનાં પિતા, બાંધવ

કે પુત્ર જેવા જ લેખવા જોઇએ, મનથી વચનથી કે કાયાથી એ નિયમનું ઉલ્લંઘન થવું ન જ જોઇએ. જેનાં વિચાર પવિત્ર, જેનાં વચન પવિત્ર અને જેના આચાર પવિત્ર હોય તે આ લોકમાં પણ પુષ્કળ પ્રશંસા પામે છે અને પરલોકમાં પણ સુખી થાય છે. જેનાં વિચાર ખરાબ, જેનાં વચન ખરાબ અને જેના આચાર ખરાબ જ હોય છે તે પામર જીવો આ લોકમાં પણ પુષ્કળ નિંદાપાત્ર બને છે અને પરલોકમાં પણ નીચી ગતિ પામે છે.

ક્ષણભરના અસાર વિષયસુખને માટે નરકની અનંતી વેદના સહેવી પડશે. જરા આંખ મીંચીને વિચારી જુઓ કે તે કેમ સહી શકાશે? જુઓ! એક એક ઇન્દ્રિયની પરવશતાથી પતંગીઆ, ભમરા, માછલાં, હાથીઓ અને હરણીઆઓના કેવા બૂરા હાલ થાય છે? તો પછી પાંચે ઇન્દ્રિયોને પરવશ પડી રહેનારા જીવોના કેવા ભૂંડા હાલ થાય તે વિચારો!

જે કોઇ પરઆશાના દાસ બને છે તેમને દુનિયામાત્રના દાસ બનવું પડે છે; પરંતુ જે કોઇ આશાને મારી કબજે કરી શકે છે તેનું દાસપણું આખી દુનિયા કરે છે. સાર એ છે કે–ઇન્દ્રિયોના ગુલામ થઈ રહેવું તે મહાઆપદાનો જ માર્ગ છે અને ઇન્દ્રિયોને કબજે કરી રાખવી તે પરમ સુખસંપદાનો માર્ગ છે. તે બેમાંથી તમને પસંદ પડે તે આદરો, પણ ભવિષ્યનો વિચાર જરૂર કરજો, જેથી પરિણામે શોચ ન કરવો પડે અને સુખસંપદા સહેજે આવી મળે.

સહુને સુખ ગમે છે—વહાલું લાગે છે, પરંતુ સુખનો માર્ગ સેવવાથી જ તે સુખ મળી શકે છે. દુઃખ કોને ગમે છે? પણ દુઃખનો માર્ગ ત્યજવાથી જ તે દુઃખનો અંત આવી શકે છે.

રાવણ જેવા રાજવી પણ અવળે રસ્તે ચડી જવાથી દુઃખી દુઃખી થઇ અસ્ત પામી ગયા, દુનિયામાં બહુ ફીટકાર પામ્યા અને છેવટે નરકે ગયા, તે ભૂલી નહિ જતાં સહુએ ચેતતા રહેવું જોઇએ.

ખરા શીલના પ્રભાવથી સુદર્શન શેઠની શૂળી ભાંગીને સોનાનું સિંહાસન થઇ ગયું, દેવતાઓએ સુગંધી ફૂલોની વૃષ્ટિ કરી, રાજાએ બહુ સત્કાર કર્યો, દુનિયામાં ભારે યશવાદ થયો અને છેવટે શુદ્ધ ચારિત્રના પાલનવડે પોતે શાશ્વત સુખ પામ્યા. તેમ સહુ ઉત્તમ સ્ત્રીપુરુષો સદા ય સુશીલતા સેવીને પરમ સુખી થવા યત્ન કરો. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૪, પૃ. ૩૫૯ ]

---

## જીવદયાના સંબંધમાં અગત્યનો ખુલાસો.

જીવદયાનો પ્રચાર કરવાના કામમાં બને તેટલી કુશળતા–નિપુણતા વાપરવા નિમિત્તે પ્રથમ પ્રસંગોપાત સંક્ષેપથી હેતુસર અનેક વાર જણાવવામાં આવેલું છે, પરંતુ તેમાં અમારો આશય જોઇએ એવો સ્પષ્ટ થઇ શકયો ન હોય તો તે બાબત ભવ્ય-જનોના મનમાં ગેરસમજુતી થતી અટકાવવા અમારે અત્ર ખુલાસો કરવો જ જોઇએ, એમ સમજી સ્વપરહિતબુદ્ધિથી આ ખુલાસો કરવામાં આવે છે.

જેઓનું હૃદય દયાથી ભીનું હોય, કોમળ–કરુણાળુ હોય તે જ દુઃખી થતાં–રીબાતાં અને કસાઇના હાથે નિર્દયપણે કપાતા પ્રાણીઓની દયા–અનુકંપા કરી શકે. જયાંસુધી આવી દયા–અનુકંપા આપણને વહાલી લાગે છે ત્યાંસુધી જ આપણે

પવિત્ર ધર્મને લાયક હોઈ જીવદયાપ્રતિપાલક લેખાઇ શકીએ છીએ. આવી જીવદયા આપણે સદા ય સેવવાની અને પવિત્ર પર્વો પ્રસંગે તેને વધારે સેવવામાં આવે તેમ તે અધિકાધિક લાભદાયક થાય છે, એમ સમજી આપણા દયાળુ ભાઈઓ તથા બ્હેનો પર્યુષણાદિક પર્વપ્રસંગે અનેક દુઃખી જીવોને દુઃખમાંથી મુક્ત કરવા-તેમને અભયદાન દેવા ઘણો પ્રયત્ન કરે છે અને એમ કરી અનેક દુઃખી જીવોને આશ્વાસન અને અભયદાન આપી શકે છે. આ પ્રવાહને રોકવા અમે ઇચ્છતા જ નથી, પરંતુ તે અધિક ડહાપણ સાથે જોશથી ઘટતી દિશામાં ઘટે તેમ કરવા અમારા દયાળુ બંધુ અને બ્હેનોનું કંઇક લક્ષ ખેંચવા વખતોવખત બે બોલ કહી વિરમીએ છીએ.

નિર્દય સ્વભાવના હલકી વૃત્તિવાળા નીચ લોકો કંઇક વખત નિરપરાધી પશુ-પંખીઓને ઘાતકી રીતે પકડી પાડી, દયાળુ લોકોની દયાની લાગણી ઉશ્કેરાય તેમ તેમની નજર આગળ રાખી, પૈસા આપી તેમને છોડાવવાનું કહેતા હોય છે અને તે જીવો દુઃખમાં રીબાતાં દેખી પુષ્કળ પૈસા આપી દયાળુ લોકો તેમને છોડાવે પણ છે. આવા અનેક દુઃખોથી પશુ-પંખીઓને સર્વથા દુઃખમુક્ત કરવા માટે કોઇ પૈસા આપી છોડાવે ત્યારે બીજો કોઇ સહૃદય કાયદા જાણનાર હોય તો તે તેવા નિર્દય કામ કરનારને મુદ્દામાલ સાથે પોલિસ સન્મુખ હાજર કરાવી ફરી બીજી વાર તેવું ક્રૂર કામ કદાપિ ન કરે એવી શિક્ષા તેને અપાવે કે જેથી ભવિષ્યમાં અનેક જીવોના પ્રાણ બચે.

વળી કોઇ એક ખાટકી( કસાઇ )ને પૈસા આપી બને તેટલા જાનવર છોડાવે ત્યારે બીજો કોઇ પરમાર્થદર્શી હોય

તે તેટલા પૈસામાં કઈક જાનવરોને કસાઇના હાથે જતા જ અટકાવી દેવા, અથવા માંસ દારુ પ્રમુખ દુર્વ્યસન સેવનારને તે તે દુર્વ્યસનથી થતું પારાવાર નુકશાન યથાર્થ સમજાવી તેમને સન્માર્ગગામી કરવા નિમિત્તે ઉદારતાથી દ્રવ્યનો જાતે વ્યય કરે અથવા એવાં પરમાર્થનાં કામ કરનારી પ્રસિદ્ધ સંસ્થાઓને બનતી સહાય કરી તેમનાં કામમાં બનતું ઉત્તેજન આપે. સર્વ કરતાં ચઢિયાતી માનવદયાને તો ન જ વિસારે, એટલે તેને સાચા પ્રેમથી સહુ કરતાં અધિક સેવે. બસ એટલું જ આપણે ઇચ્છીશું. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૫, પૃ. ૧૩૭ ]

---

## ચાર પ્રકારની જીવજાતિને ઓળખી, સુખના અર્થી જનોએ તેમાંથી લેવા યોગ્ય ધડો.

"જેવું ઇચ્છે પારકું, તેવું નિજનું હોય."
"વૃક્ષ વૃષભ ને વ્યાઘ્ર વ્યાળ, એ ચારો જીવ જાત;
સાધુ સજ્જન સ્વાર્થી નીચ, એહી જગવ્યવહાર."

**ભાવાર્થઃ**–૧. સંત–સાધુપુરુષો વૃક્ષ જેવા ઉપકારક હોય છે. વૃક્ષને કોઇ છેદે, ભેદે, બાળે તેમ છતાં તે તો પોતાના સ્વભાવ મુજબ અન્યને ફળ, ફૂલ, શીતળ છાયાદિક આપી સંતોષે છે, તેમ સાધુજનોને કોઇ ઉપસર્ગાદિક કરે તો પણ તેઓ નિષ્કારણ બંધુ સમાન હોઈ અનેકધા અન્યનું હિત જ કર્યા કરે છે.

૨. સજ્જનો વૃષભ સમાન કહ્યા છે. વૃષભને જોઇતો ચારો પાણી મળે એટલે તેમાં સંતોષ રાખી પોતાથી બને તેટલો ધણીનો ભાર શાંતિથી વહ્યા જ કરે છે, તેવી રીતે

સજ્જનો પ્રાપ્તસ્થિતિમાં સંતોષ રાખી બની શકે તેટલું સ્વપર-હિત નિજ કર્તવ્ય સમજીને શાન્તિથી કર્યા કરે છે. તે કંઇ બીજાનો વાદ જોવા રહેતા નથી. અન્ય જનો નિંદા કરો કે પ્રશંસા કરો, માન આપો કે અપમાન કરો; પરંતુ સજ્જનો-ને સંતાપે તો પણ તે કંટાળતા નથી; કિંતુ સુવર્ણની જેમ અધિકાધિક શુદ્ધતા ધારણ કરી સ્વપરહિત કર્યા જ કરે છે.

૩ સ્વાર્થીજનો વ્યાઘ્ર જેવા વિષમ–ભયંકર કહ્યા છે. એટલે કે સ્વાર્થીજનો પોતાનો સ્વાર્થ સાધવા માટે બીજાનું બગાડવામાં કંઇ પણ ખંચાતા નથી. પોતાનો સ્વાર્થ આડો આવતો ન હોય તો જ અને ત્યારે જ તે સીધા રહે છે–કોઇને કનડગત કરતા નથી.

૪ નીચ–દુર્જનો વ્યાલ–સર્પ જેવા સ્વભાવે જ વક્ર–કુટિલ કહ્યા છે. જેમ સર્પને દૂધ પાઇને ઉછેર્યો હોય તો પણ તેમાં કેવળ વિષની જ વૃદ્ધિ થાય છે અને અનિષ્ટ પરિણામ જ આવે છે. તેમ સ્વભાવે જ પરદ્રોહ કરનારા નીચ લોકોને ગમે તેટલા માનપાનથી નવાજ્યા હોય તો પણ તે તો પોતાના જાતિ-સ્વભાવ પ્રમાણે ઊલટા અનર્થ જ ઉપજાવે છે, એમ સમજી શાણા માણસોએ એવા દુષ્ટ સ્વભાવના નીચ જનોને પુષ્ટિ મળે એવું કશું કરવું જ નહિ. તેમની સોબત પણ કરવી નહિ. તેમના ઉપર હેત રાખવાથી તેમનાં નબળા કામને ઉત્તેજન મળે છે. તેમનાથી અળગા તટસ્થ રહીને બની શકે તેટલું સ્વપરહિત કરવા ઉજમાળ રહેવું એ જ ઉચિત છે. સાધુસંત તથા સજ્જનોની સોબત સદા ય કર્તવ્ય છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૫, પૃ. ૧૭૬ ]

# જૈન તેમજ જૈનેતર દયાળુ જનોએ લક્ષમાં રાખવા યોગ્ય કિંમતી સૂચનાઓ.

આખી પૃથ્વીના દાન કરતાં એક જીવને જીવિતદાન દેવું વધારે કિંમતી છે. જ્ઞાનદાન–વિદ્યાદાન વળી એથી ચઢિયાતું છે, કેમ કે તેથી જીવિત ઉન્નત બને છે. સ્વપુત્રપુત્ર્યાદિક સંતતિને અભણુ રાખનાર માતાપિતાદિક વડીલો શત્રુ સમાન છે. જેમણે કેળવણીનો સ્વાદ લીધો નથી તે તેની મીઠાશ શી રીતે જાણી કે પિછાણી શકે ? અત્યારે જે પુત્રપુત્ર્યાદિક રૂપે દેખાતાં હોય છે તે વખત જતાં પિતામાતા બની જાય છે. તે વખતે પ્રથમથી કેળવાયેલ પિતા દશ શિક્ષકની અને કેળવાયેલી શાણી માતા સો શિક્ષકની ગરજ સારે છે; તેમ છતાં કેળવણી તરફ પૂરતું લક્ષ કયાં દેવાય છે ? ગમે તે બાબતનું અધૂરું શિક્ષણ બહુધા નુકશાનકારક નીવડે છે, એમ સમજી એક પણ ઉપયોગી બાબતનું બનતા સુધી સંપૂર્ણ સંગીન શિક્ષણ જ આપવા પ્રબંધ કરવો જોઇએ. સો અધૂરા શિક્ષણ કરતાં એક સંપૂર્ણ શિક્ષણ જ સારું. જો માતાપિતાદિકમાં કેળવણીની ગંધ સરખી ન હોય તો તે બાળકોમાં કયાંથી આવી શકે ? બાળકોને શરૂઆતમાં તો માતાપિતાના ઉત્સંગમાં જ રમવાનું હોય છે. જો માતાપિતા પોતે કેળવાયેલા હોય તો તેનો લાભ બાળકોને સહેજમાં આપી શકે. શરીરનું આરોગ્ય સારી રીતે સચવાય એવા નિયમોનું પાલન કરી જાતે અનુભવ મેળવ્યો હોય એવા માતાપિતાદિક વડીલો તરફથી જ બાળકોના આરોગ્ય સાચવવાની રુડી આશા રાખી શકાય, પણ તેમાં બેદરકાર રહેનાર તરફથી તેવી આશા રાખવી વ્યર્થ છે.

નીતિના રુડા નિયમો બરાબર સમજી જેમણે વર્તનમાં ઉતાર્યા હોય તેવાં માતાપિતાદિક વડીલો તરફથી જ બાળકો ઉપર બચ્ચપણથી નીતિના રુડા સંસ્કાર પડવાની સારી આશા રાખી શકાય, અન્યથા તેવી આશા રાખવી ફોગટ જ છે. શ્રદ્ધા, ભક્તિ, ક્ષમા, મૃદુતા, કોમળતા, સરલતા, સંતોષ, ચિત્તપ્રસન્નતા અને ગાંભીર્યાદિક દિવ્ય ગુણોવડે જેમણે પોતનાં હૃદયને પવિત્ર કર્યું હોય એવા માતપિતાદિક વડીલજનો તરફથી જ પોતાના વહાલાં બાળકોને તેવો ઉત્તમ વારસો મળવાની આશા રાખી શકાય, તે સિવાય તેવી આશા રાખવી નકામી જાણવી. બાળકોને બચ્ચપણમાં કેળવણીના જેવા સંસ્કાર પડે છે તેવા ભાગ્યેજ પાછળથી પડી શકે છે. શાણો અને ખંતીલો માળી યોગ્ય કેળવણીથી બાગ–બગીચાને સંભાળી ઉછેરે છે તો તેમાંથી જેમ મનમાન્યાં મીઠાં–મધુરાં અને સુગંધી ફળફળાદિક નીપજાવી શકે છે તેમ શાણા અને સુઘડ હોંશીલા માતપિતાદિક ધારે તો પોતાના સંતાનોને સદ્‌ગુણશાળી બનાવી શકે અને સ્વપર અનેક ભવ્યાત્માઓને એ રીતે કલ્યાણ સાધવામાં મદદગાર બની શકે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૫, પૃ. ૧૭૭

---

## એક સુજ્ઞના અંતઃકરણના ઉદ્‌ગારો.

૧ સર્વ જીવો સુખી થાઓ.

૨ સર્વે જીવો આનંદમાં રહો.

૩ પરસ્પરની ઇર્ષા ન કરો.

૪ અદેખાઈ ન કરો.

૫ એક બીજાનું ભલું ઇચ્છો.

૬ સૌના સારામાં રાજી રહો.

૭ કોઈને પણ સુખી દેખીને પ્રસન્ન થાઓ.

૮ દુઃખી દેખીને દિલમાં દુઃખી થાઓ.

૯ કોઇ જીવ પાપ ન કરો.

૧૦ પાપથી દૂર રહો.

૧૧ પાપ એ શબ્દ જ અનીષ્ટ છે, તેના ફળ કડવાં છે.

૧૨ પાપ બાંધતી વખત ખબર પડતી નથી, પણ તેનાં ફળ ભોગવતી વખતે બહુ અનિષ્ટ લાગે છે.

૧૩ ઉત્તમ મનુષ્ય તે જ કે જે પ્રથમથી ચેતે.

૧૪ મધ્ય પુરુષ તે કે જે દુઃખ પડે ત્યારે ચેતે

૧૫ અધમ મનુષ્ય તે કે જે દુઃખ પડ્યાં છતાં તેવો ને તેવો જ રહે–ચેતે નહીં.

૧૬ કોઇની ઉપર ક્રોધ ન કરો, ક્રોધ કરો તો પોતાની ઉપર કરો, પોતાના દુર્ગુણ ઉપર કરો.

૧૭ પોતાના દુર્ગુણ જોઇને શરમાઓ.

૧૮ જગતમાં સદ્ગુણની જ શોભા છે.

૧૯ જગતમાં સદ્ગુણી જ સર્વત્ર માન પામે છે.

૨૦ અભિમાન કોઇ પણ બાબતનું ન કરો.

૨૧ લક્ષ્મી ગમે તેટલી મળે તો પણ ફુલાઓ નહિ.

૨૨ તમારી જેવા અને તમારાથી અધિક અનેક લક્ષ્મીવંતને જુઓ. તેના સામી દૃષ્ટિ કરો, નિર્ધન તરફ જોશો નહિં.

૨૩ નિર્ધન તરફ દયા કરો, તેને સહાય આપો, તેને ઊંચા લાવો, તમારી જેવા થાય એમ ઇચ્છો.

૨૪ વધારે ભણ્યા હો તો તેનું અભિમાન ન કરો.

૨૫ જગતમાં અભિમાનીની કિંમત બહુ અલ્પ થાય છે.

૨૬ અભિમાન એ વિદ્યાનું અજીર્ણ છે.

૨૭ તમારો યશવાદ બોલાતો હોય તો તેથી પણ ફુલાઈ ન જશો.

૨૮ આજ જશ બોલનારા કાલે જ પાછા અપજશ બોલશે.

૨૯ જશને જાળવી રાખવાનો પ્રયત્ન કરો.

૩૦ મળેલો જશ ચાલ્યો જતાં વાર લાગતી નથી, તેને માટે સદા સાવધાન રહો.

૩૧ તમારી કરતાં વધારે ઉત્તમ કાર્ય કરનારા અને જેઓ મૃત્યુ પામી ગયા છતાં પણ અદ્યાપિ જેનો યશ બોલાતો હોય તેના તરફ દૃષ્ટિ કરો.

૩૨ નીચી નજર તો કરશો જ નહિ.

૩૩ નીચી નજર તો નીચે જવું હોય-નીચા થવું હોય તો રાખો.

૩૪ સરલ હૃદયના રહો, કપટ ન કરો.

૩૫ માયાવીને જગત્ ઓળખી કાઢે છે.

૩૬ જગત્ પાસે કાંઈ છાનું રહી શકતું નથી.

૩૭ સરલતા જેવું સુખ નથી.

૩૮ સરલ મનુષ્યનો જગત બધું વિશ્વાસ કરે છે.

૩૯ માયાવીથી ઠગાવાનો સર્વને ભય રહે છે–લાગે છે.

૪૦ અતિલોભી ન થાઓ.

૪૧ લોભ પાપનું મૂળ છે.

૪૨ પાપનો બાપ લોભ છે.

૪૩ સર્વ પ્રકારના પાપ લોભમાંથી ઉદ્ભવે છે.

૪૪ લોભી ન કરે એવું એક પણ પાપ નથી.

૪૫ કામાંધ, ક્રોધાંધની જેમ લોભી પણ લોભાંધ કહેવાય છે, તેની આંખો મીંચાઈ જાય છે.

૪૬ પહેલાં જે રકમ બહુ મોટી લાગતી હોય છે તે પોતાને મળ્યા પછી નાની લાગે છે.

૪૭ અનેક પ્રકારના પાપસ્થાનકો સેવાય ત્યારે જ લક્ષ્મી મળે છે, એટલું જ નહિ પણ મળેલી લક્ષ્મી અનેક પ્રકારના પાપ કરવાને પ્રેરે છે.

૪૮ લક્ષ્મી સ્થિર રહી શકતી નથી.

૪૯ લક્ષ્મીને સ્થિર રાખવાનો ઉપાય એક માત્ર ધર્મ છે, છતાં લોભી મનુષ્ય તેનો પાપકર્મમાં ઉપયોગ કરીને–પાપવ્યાપાર કરીને–મોટા આરંભસમારંભના કામો આદરીને તેને સ્થિર કરવાનો–વધારવાનો પ્રયાસ કરે છે.

૫૦ લોભી મનુષ્ય લક્ષ્મી વધારવા તરફ જ દૃષ્ટિ કરે છે, પણ પોતાનું પુણ્ય ખવાતું જાય છે તે તરફ દૃષ્ટિ કરતો નથી.

૫૧ કુપથ્ય કરીને આરોગ્ય મેળવવા જેવો લોભીનો

પ્રયત્ન છે, પરંતુ કુપથ્ય કરવાથી અનારોગ્ય વધે છે તે તરફ તેની દૃષ્ટિ જતી નથી.

૫૨ લક્ષ્મી વધવાથી વિષયબુદ્ધિ વૃદ્ધિ પામે છે.

૫૩ લક્ષ્મી વધવાથી પાપના કાર્ય વધવા માંડે છે.

૫૪ લક્ષ્મી વધવાથી નવી સ્ત્રી પરણવા ઇચ્છા થાય છે.

૫૫ લક્ષ્મી વધવાથી નવા કારખાનાં કાઢવામાં પ્રવર્તે છે.

૫૬ લક્ષ્મી વધવાથી વિષયના સાધનો વધારે જોડે છે.

૫૭ લક્ષ્મી વધવાથી વધારે વધારે વિષયો સેવે છે અને તેને પરિણામે વધારે કર્મબંધ કરે છે.

૫૮ લક્ષ્મી વધવાથી પ્રથમાવસ્થામાં લીધેલા નિયમોને ભૂલી જાય છે, નિયમોનો લોપ પણ કરે છે. ભવભીરુનું આ લક્ષણ નથી.

૫૯ ભવભીરુ જીવો તો જેમ બને તેમ પાપથી ન્યારા થવા–ભવભ્રમણ ઘટે તેમ કરવા પ્રયાસ કરે છે.

૬૦ ઉત્તમ જીવો ઉપરના વાકયો વાંચી બની શકે તેટલાનો સ્વીકાર કરશે, એમ ઇચ્છી હાલ તો વિરમું છું.　　ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ ૧૭ ]

---

## આપણી સમાજમાં અરસપરસ સહાનુભૂતિ દાખવવાની અનિવાર્ય જરૂર.

આનંદનો વિષય છે કે જૈન સમાજમાં પરાપૂર્વથી **સાધર્મીવાત્સલ્ય**—સાધર્મીજનો પ્રત્યે વાત્સલ્ય–ભક્તિ કરવાની રીતિ ચાલી આવે છે. કાળક્રમથી જો કે તેની અસલ

રીતિ-નીતિમાં મોટો તફાવત પડેલો જણાય છે, તો પણ અદ્યાપિ તે પ્રથા ચાલુ રહેલી છે. સમય-સ્થિતિ જોઇ વિચારી ચાલનાર સુજ્ઞ ભાઇબહેનો તેનો યથાયોગ્ય લાભ લઇ શકે એમ છે. આપણામાં અત્યારે મોટામાં મોટી ભૂલ એ જોવામાં આવે છે કે આપણે કાંઇ સારું જાણ્યું-સાંભળ્યું તો તે ગુણ પ્રમાણમાં સારામાં સારો કરવાની કાળજી રાખવાને બદલે સંખ્યા-પ્રમાણમાં વધારેમાં વધારે કરવા ઇચ્છા રાખીએ છીએ, અને એના પરિણામે આપણે આપણા કાર્ય-કર્તવ્યનો મૂળ આશય લગભગ વિસરી જઇએ છીએ, અથવા એ તરફ દુર્લક્ષ કરીએ છીએ. સંખ્યા પ્રમાણમાં નાની છતાં ગુણમાં મોટું ( સાચા હીરા-રત્ન-મોતી જેવું ) અણમોલું કામ કરવાને બદલે કેવળ સંખ્યા-પ્રમાણમાં મોટું કામ કરવા જતાં તે પ્રાયે અસાર-સારસત્ત્વ રહિત-નિરસ બની જાય છે, તેમ થવા ન પામે એટલા માટે દરેક કર્તવ્ય કર્મ કરતાં યથાયોગ્ય વિવેક આદરવાની ખાસ જરૂર છે. ગુણમાં વધારે સારો વધારો કરવાની ઇચ્છા--સ્પર્ધા પસંદ કરવા જેવી છે, પણ સંખ્યા-પ્રમાણમાં જ વધારે આડંબરભર્યો ડોળ કરવા જતાં તો નિર્દિષ્ટ ( કરવા ધારેલા ) કર્તવ્ય કર્મની ખરી મજા-લહેજત-ખૂબીનો લગભગ લોપ થઈ જાય છે. બહુધા અત્યારે જે યાત્રા, પૂજા, પ્રતિક્રમણ, સામાયિક, પૌષધાદિક સામાન્ય ક્રિયાઓ પ્રવર્તે છે, તેમાં એવું જ દષ્ટિગત થાય છે. યથાર્થ વિધિના જાણ અને અંતર-લક્ષ ( ઉપયોગ ) સહિત યથાવિધિ યથાયોગ્ય કર્તવ્યને જાતે કરનાર તેમજ અન્ય યોગ્ય જનોને તે શાસ્ત્રોક્ત આચારને ઉપદેશનારા બહુ જ વિરલા જણાય છે. બહુ મોટો ભાગ ગતાનુગતિપણે ચાલનારો અને તેની પુષ્ટિ કરનારો લાગે છે.

એટલે વર્તમાન શાસનવર્તી સંઘ–સમાજની સ્થિતિ સંતોષકારક નથી, તેને સુધારવા થોડા પણ સમર્થ શાસનરસિકો ખરા જીગરથી એકતા સાધી પ્રયત્ન કરે તો તે કદાચ કંઈક કંઈક સુધરવા આશા રહે, પરંતુ તેવો શ્રેષ્ઠ સ્વપર એકાન્ત હિતકારક પ્રયત્ન કરવાનું અત્યારે બાજુએ રાખી, કેવળ અણછાજતી રીતે એક બીજા ઉપર અંગત આક્ષેપાદિક કરી, વ્યર્થ સ્વવીર્યાદિકનો ક્ષય કરવામાં આવે છે, જેથી અનેક ભવ્ય જનોનાં મન દુભાય છે, કંઈકને મતિભ્રમ થાય છે, મુગ્ધજનોમાં તેમજ પંડિતજનોમાં હાંસીપાત્ર તથા ટીકાપાત્ર થવાય છે, સંઘશક્તિનો હ્રાસ થતો જાય છે અને આ બુદ્ધિવાદના જમાનામાં તત્ત્વજિજ્ઞાસુઓને યથાર્થ રીતે સર્વજ્ઞ વીતરાગપ્રણીત તત્ત્વ સમજાવી શુદ્ધ તત્ત્વરસિક અને શાસનરસિક બનાવવાની અમૂલ્ય તક ગુમાવાય છે. આ દુઃખદાયક ભયંકર સ્થિતિ કોઈ રીતે પસંદ કરવા જેવી છે. નથી જ, તો પછી તેને સંકોચ રહિત કેમ ચાલવા દેવામાં આવે છે? અથવા તે તરફ કેમ ઉપેક્ષા કરવામાં આવે છે? જેમને જૈનસમાજની તેમજ શાસનની કંઇ પણ સેવા કરવા ઇચ્છા જ હોય તેવા આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો તથા પંન્યાસાદિક સાધુઓ તેમ જ સાધ્વીઓ માટે વિશાળ કર્તવ્ય ક્ષેત્ર રહેલું છે. પૂર્વે થયેલા પરમ પ્રભાવશાળી નિર્મળ ચારિત્રસંપન્ન સદ્‌ગુણાનુરાગી અને પવિત્ર શાસનરસિક ભાવાચાર્યાદિકોએ કેવી અને કેટલી ખંતભરી લાગણીઓથી ધીરજ અને એકતા સાધીને શાસનસેવા અને સંઘ–સમાજસેવા કરી હતી, તેનું બારિકાઇથી અવલોકન કરી, હંસની પેઠે સાર–તત્ત્વ આદરવાના અર્થી સાધુઓએ આ સમાજની ચાલુ દુઃખજનક સ્થિતિ સુધારવા અને તેને ઉન્નત

બનાવી પવિત્ર શાસનસેવાનો લાભ લેવા કેવો માર્ગ લેવો જોઇએ તે વગર વિલંબે વિચારવું જોઇએ, અને તુચ્છ અંગત સ્વાર્થ તજી, એકતા સાધી, ખંત અને ધીરજ ધરી નિર્ણીત માર્ગે સવેળા પ્રયાણ કરવું જોઇએ. કષાયની ત્રણ ચોકડીઓ જીતવાથી જેમને ચારિત્ર પ્રાપ્ત થયું હોય છે એવા સાધુઓમાં ભારે મોટો દરજ્જો ધરાવનારા આચાર્યાદિકોએ કાર્ય-વિઘાતક માનને તજી, જ્યાં મતભેદ હોય ત્યાં શાન્તિથી ધર્મચર્ચાવડે સમાધાન કરી લઈ, આપસઆપસમાં એકતા સાધી સ્વપર ઉન્નતિસાધક પવિત્ર શાસનની સેવા નિઃસ્વાર્થપણે કરીને સ્વ સ્વ ઉચ્ચ પદવીને સાર્થક કરી લેવી જોઇએ. અન્ય અનેક સમાજો કરતાં આપણી જૈનસમાજ અત્યારે વિદ્યા-કેળવણી વિગેરે ઉન્નતિસાધક વિષયોમાં બહુ જ પાછળ પડી ગયેલી છે, તેનો વાસ્તવિક ઉદ્ધાર કરવા કેડ કસવી જોઇએ. તેમાં બીજા સહૃદય સેવારસિક સાધુ-સાધ્વીઓ તથા શ્રાવક-શ્રાવિકાઓએ અનુમોદનપૂર્વક બનતી પુષ્ટિ આપવી જોઈએ. શાન્ત મગજ રાખી, પ્રસંગ મેળવી, સાથે મળી, એક બીજાઓએ વિચારની આપલે કરી, એક બીજાના આશયની ઉદારતા જાણી-બૂઝી, પ્રથમ તામસ વૃત્તિથી બાંધેલા સાંકડા વિચારો વિસારી મૂકી, શુદ્ધ નિષ્ઠાથી સ્વોચિત કાર્ય કરવા લાગી જવું જોઈએ એમ નહિ કરવાથી દિનપ્રતિદિન ઉચ્છૃંખલતા વધવાનો અને સમાજની સ્થિતિ વધારે કફોડી થવાનો ભય રહે છે, કેમકે સમાજનો મોટો ભાગ અભણ-અણકેળવાયેલ છે. તેને જો એકસંપીથી ( એકમતે ) સાચો ઉન્નતિનો માર્ગ ઉપદેશક સાધુઓ તરફથી બતાવવામાં આવે તો જ તે તેવા સાચા માર્ગે સહેજે વળી શકે, અન્યથા મતભેદથી જુદા જુદા ઉપદેશક સાધુઓ તરફથી

જુદો જુદો મનઃકલ્પિત માર્ગ સૂચવાતાં તેમને મતિભ્રમ થાય અથવા તો તેઓ મનગમતો જ માર્ગ આદરી બેસે. વળી સમાજની આંતરિક સ્થિતિ સુધારવા અનેક હાનિકારક રિવાજો નાબૂદ કરવા માટે સહુ ઉપદેશક સાધુમંડળીએ એક મતે જોશભરી ભાષામાં સમાજના નેતાઓના દિલ ઉપર સચોટ વાત ઠસાવાની જરૂર છે.

અત્યારે સમાજની આંતરસ્થિતિ સુધારવા ઉપદેશક સાધુ-સાધ્વીઓ તથા શ્રાવક-શ્રાવિકાઓએ ખૂબ જાગ્રત થવાની જરૂર છે. એમ કરવાથી કેટલોએક અંતરનો બીગાડો દૂર થઇ જવા સંભવ છે. જ્યાંસુધી સમાજમાંનો સડો દૂર ન થાય, તે દૂર કરવા તનતોડ પ્રયત્ન ન થાય ત્યાંસુધી ગમે તેવી સારી બુદ્ધિથી ધર્મની પ્રભાવના નિમિત્તે કાંઇક ઉપદેશકોની પ્રેરણાથી કે શ્રાવકોની પોતાની તેવી ઇચ્છાથી થતાં ઓચ્છવ મહોચ્છવ કે સંઘજમણાદિકથી ધારેલો લાભ મળવો મુશ્કેલ છે અંતરનું શલ્ય કાઢ્યા વગરનો ઉપચાર શા કામનો ? તેથી જ દીર્ઘદૃષ્ટિવાળા સુબુદ્ધિવંતો અંતરના શલ્યનો જેમ બને તેમ જલ્દી ઉદ્ધાર કરવાનું પસંદ કરે છે, ઉપદેશ પણ તેનો જ કરે છે અને તેની સિદ્ધિ માટે પોતાનાથી બનતું બધું કરે છે. જો સઘળા ઉપદેશકો એકસંપીથી ( એકમત કરીને ) સમાજની અંદરનો સડો દૂર કરવા દૃઢ નિશ્ચય કરીને સર્વ સ્થળે તન-તોડ પ્રયત્ન કરે, સદુપદેશ એક સરખો આપે, ને નેતાઓના દિલ ઉપર બરાબર ઠસાવે અને તેનો યથાર્થ અમલ કરવા ખૂબ જોરશોરથી કહેતા રહે તો સંભવ છે કે સમાજની અંદરનો સડો ઘણે ભાગે દૂર થવા પામે, જેથી સમાજ સારી સ્થિતિમાં આવી શકે. આમ બનવું અશકય નથી, ફક્ત તથાપ્રકારની તીવ્ર લાગણીની જરૂર છે. સદુપદેશક સાધુઓની પેઠે સદુપદેશ

આપી શ્રોતા ઉપર સારી છાપ પાડી શકે એવી ઉત્તમ સાધ્વીઓ જો આ વાત બરાબર લક્ષ ઉપર લઇ, કમર કસી આ દિશામાં બનતો પ્રયત્ન કરે, સામાયિક, પ્રતિક્રમણાદિક પ્રસંગે એકઠી થતી અનેક શ્રાવિકાઓને તેમના ખરા કર્તવ્યનું ભાન કરાવે અને તેમનાથી થતી અનેક પ્રકારની ભૂલો સુધારી લેવાની વારંવાર શિખામણ આપી તે પ્રમાણે વર્તવાથી થતા અનેક ફાયદાઓ શાન્તિથી સમજાવે, નકામી વાતો કે કુથલીઓ કરવાનું કે તેમાં ભળવાનું તજી, કેવળ હિતની જ વાતો કરી તેમનું વર્તન સુધારવા જોઇએ તેટલો પ્રયાસ નિઃસ્વાર્થપણે આદરે તો તેની અસર ઘણી જલદી થાય અને ધારેલું ફળ ધાર્યા કરતાં વહેલું અને સારું મળી શકે.

ઘણે ભાગે અત્યારે પ્રવર્તતી સાધ્વીઓમાં આવી શાસન-સેવા કે સમાજહિત ( સંઘસેવા ) કરવાની લાગણી બહુ ઓછી લાગે છે. અરે ! ઉપદેશક સાધુવર્ગમાં પણ આવી લાગણી ભાગ્યેજ જણાય છે, તો પછી સાધ્વીઓનું તો કહેવું જ શું ? પરંતુ એ સ્થિતિ કહો કે આવી ઉપેક્ષાબુદ્ધિ ઉપદેશક સાધુ-સાધ્વીઓએ અવશ્ય સુધારવાની જરૂર છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો ઠીક વિચાર કરી યથાયોગ્ય ઉપદેશ દેવાની પોતાની ફરજ જરૂર સમજવી જોઇએ. તે વગર દીધેલો ઉપદેશ શા કામનો ? ઉત્તમ ધન્વંતરી વૈદ્યની પેઠે સમાજનો રોગ બરાબર કળી, કેવળ નિઃસ્વાર્થપણે તેનો યોગ્ય ઉપચાર કરવા તનમનથી પ્રયત્ન કરવામાં આવે તો તેથી ઇષ્ટ લાભ થયા વગર કેમ જ રહે ? એથી જ સમાજનું એકાન્ત હિત કરવા ઇચ્છનારા સમર્થ સદુપદેશકોને ઉપરોક્ત દિશામાં સદુપદેશનો પ્રવાહ વહેવડાવવા નમ્ર વિનંતિ કરવામાં આવે છે, જે તેઓ સાર્થક કરશે એમ ઇચ્છશું.

સાથે સાથે ખરા દિલસોજ શ્રોતાજનોને પણ જણાવશું કે તેમણે પણ સદુપદેશક સાધુજનોનો હિતોપદેશ હૈયે ધરી તેની સફળતા કરવા પાછી પાની કરવી નહીં. પોતાની ભૂલ વગરવિલંબે સુધારી પોતાના સ્વધર્મી ભાઇબહેનોને પણ ભાર દઈને તેવી જ ભલામણ કરવી, જેથી ધારેલું કાર્ય સરલતાથી ( નિર્વિઘ્ને ) થઇ શકે. તરતમાં કેવા કેવા પ્રકારના સુધારા સમાજમાં દાખલ કરવાની જરૂર છે તેનું વિગતવાર લીસ્ટ અનુભવી મહાશયો સમાજનું હિત હૈયે ધરી જણાવશે એમ ઈચ્છશું; પરંતુ હાલ તો એક દિશા માત્ર જે જે વાતની સ્ફુરણા થઇ છે તે અત્રે નિવેદન કરું છું.

**સંઘ-સમાજનું હિત હૈયે ધરનાર, જૈન શાસનમાં રુચિવાળા દરેક સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાએ તન, મન, વચનથી કાળમુખા કુસંપને કાપવા અને સુસંપ સ્થાપવા, વ્યવહારિક, નૈતિક, આર્થિક અને ધાર્મિક કેળવણીનો જેમ બને તેમ અધિક પ્રચાર કરવા, તેને વ્યવહાર ઉપયોગી બનાવવી.** સ્ત્રીકેળવણી તરફ અધિક લક્ષ્ય આપવાં, એટલે એક માતા અને સતી સાધ્વી સુધીની પોતાની ફરજ બરાબર સમજી તેનો યથાવસર યથાયોગ્ય અમલ કરે એવી કેળવણી ક્રમસર આપવી. દરેક વિદ્યાર્થીનું ચારિત્ર ( વર્તન ) ઊંચા પ્રકારનું ઘડાય એવી ઉદાર દૃષ્ટિથી ગોઠવણ કરવી. દરેકમાં મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થ્ય ભાવના ખીલી નીકળે, દરેક સ્વકર્તવ્ય યથાર્થ સમજી પૂર્ણ શ્રદ્ધાથી સ્વકર્તવ્ય કરે તેવું વીર્ય પ્રત્યેક ભાઈ-બહેનમાં પ્રેરવા, મુગ્ધ-અજ્ઞાન ભાઇબહેનોમાં જે જે શંકા,

કંખા, વહેમ, મિથ્યાત્વ, કષાયાદિક દોષ હોય તે પોતાના શુદ્ધ ચારિત્ર-વર્તનની છાપ પાડી સમજાવી દૂર કરવા, બાળલગ્ન-કન્યાવિક્રય-વરવિક્રય-વૃદ્ધવિવાહ તથા કજોડાદિક કુરૂઢિથી પોતાનાં સંતાનોની પાયમાલી કરતા સ્વાર્થલુબ્ધ માબાપોને સમજાવી ઠેકાણે લાવવા, મર્યાદા રહિત મરણ પ્રસંગે રડવા-કૂટવાના અને વિવાહ પ્રસંગે નાગા-ફટાણા ગાવાનો દુષ્ટ રિવાજ તજી યોગ્ય મર્યાદા સાચવવા, તેમજ ખોટી ફેશનની ફીશીયારીમાં તણાઇ મુગ્ધ ભાઇબહેનો જે બીનજરૂરી ખર્ચો કરી, અંતે પોતાની પ્રજાને પણ તેનો ચેપ લગાડી દુઃખી-પરાધીન સ્થિતિમાં લાવી મૂકે છે તેમાંથી તેમને બચાવવા, અને પોતાની વહાલી પ્રજાની અણમૂલી કેળવણી પાછળ બનતું લક્ષ આપી તેને સાચા હીરા જેવો બનાવવા, ચિંતામણિ રત્ન સમાન અહિંસા ( દયા ), સત્ય, પ્રમાણિકતા, બ્રહ્મચર્ય અને ખરી સંતોષવૃત્તિનું મહાત્મ્ય તેમને સમજાવવા સચોટ પ્રયત્ન કરવાની બહુ જરૂર છે. " **શાણી માતા સો શિક્ષકની ગરજ સારે** " એ વાતનો પ્રત્યક્ષ અનુભવ આપણને ત્યારે જ થશે કે જ્યારે સર્વદેશીય કેળવણી ખીલવી શકાશે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૨૦૭ ]

---

## શાણા ભાઇબહેનોને લક્ષમાં રાખવા યોગ્ય એક અગત્યની સૂચના.

### " વિનય ગુણની મહત્ત્વતા. "

આપણી જૈનસમાજ વિદ્યા-કેળવણીમાં ઘણી જ પછાત છે. તેમાં પણ પુરુષવર્ગ કરતાં સ્ત્રીવર્ગમાં તેની વધારે ખામી

છે. ખરા જૈન તરીકે પોતાનું શું શું કર્તવ્ય છે તે દરેકે દરેક શ્રીમંત કે ગરીબ, વિદ્વાન કે અભણુ, સ્ત્રી કે પુરુષે અવશ્ય જાણવું જોઇએ. તે મુખ્યપણે ત્યાગી-વૈરાગી અને જ્ઞાની ગુરુઓ (સાધુ-સાધ્વીઓ)ની પાસેથી જાણી શકાય એમ છે. વિનય-વડે જ મેળવેલું જ્ઞાન સફળ થાય છે; તેથી જ્ઞાન-વિદ્યાના અર્થી ભાઇ-બહેનોએ ગુરુજનોનો વિનય અવશ્ય કરવો જોઇએ. વિનય એ એક અજબ જાતિનું વશીકરણ છે, એથી ગમે એવા નિઃસ્પૃહી જ્ઞાનીજનોનું પણ દિલ હરી લેવાય છે; પરંતુ એ વિનય જો સહજ શુદ્ધ ભાવથી કરાય તો જ તે વડે મેળવેલી વિદ્યાનું યથાર્થ પરિણમન થાય છે; અન્યથા તો તેનું વિપરીત પરિણમન પણ થવા પામે છે, અથવા તો તે વિદ્યા અફળ થાય છે. પ્રાપ્ત થયેલી વિદ્યાથી જ્યારે સત્યાસત્ય, હિતાહિત, કૃત્યાકૃત્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય, ત્યાજ્યાત્યાજ્ય અને ગુણદોષનો ઠીક વિવેક જાગે અને અસત્ય, અહિત, અકૃત્યાદિકનો ત્યાગ કરી, સત્ય, હિત, કૃત્યાદિકનો સ્વીકાર કરાય ત્યારે જ સાર્થકતા-સફળતા કહેવાય. જેમ ઉત્તમ ધાન્ય-બીજ ઉત્તમ ક્ષેત્રમાં યથાવિધિ વાવવામાં આવે તો તેનું અનર્ગળ ફળ મેળવે છે, તેમ ઉત્તમ વિદ્યા પણ ઉત્તમ પાત્રમાં યથાવિધિ આપ-વામાં આવે તો તેનું ફળ પણ ઉત્તમ પ્રકારે જ આવી શકે. સમ્ય-ગ્જ્ઞાનથી સમ્યગ્શ્રદ્ધા-સમ્યક્ત્વ અને તે વડે સમ્યગ્ આચ-રણરૂપ ચારિત્ર અને તે ચારિત્રવડે સકળ કર્મક્ષયરૂપ મોક્ષપ્રાપ્તિ થઈ શકે છે; પરંતુ એ સઘળા ગુણોનું મૂળ વિનય જાણવું.

પૂજ્ય ગુણીજનો પ્રત્યે ભક્તિભાવ, બહુમાન, સદ્ગુણસ્તુતિ, દોષઆચ્છાદન અને અનાશાતના એ સઘળા વિનયના જ પ્રકાર

છે. એથી વિપરીત આચરણ તે અવિનય છે. વિનય તજી અવિનય કરનાર ઉચ્છૃંખલ ઉદ્ધતજનો ઉપરોક્ત ઉત્તમ ફળથી વંચિત રહી, પરિણામે બહુ દુઃખી થાય છે. જાણી જોઇને દુઃખી થવા ( અનંત ગર્ભાવાસાદિકનાં અસહ્ય દુઃખ સહવા ) કોણ ઇચ્છે ? કોઈ જ નહિં; તેમ છતાં કાર્યકારણના નિયમ મુજબ ઉત્તમ જ્ઞાનાદિક યુક્ત ગુણીજનોનો અવિનય–અનાદર ( નિંદા–જુગુપ્સાદિક ) કરનાર ભવોભવ દુઃખી થયા વગર રહેતો નથી; તેથી તથાપ્રકારના ગર્ભાવાસાદિક સંબંધી અનંતા દુઃખથી મુક્ત થવા ઇચ્છનારા ભાઈબહેનોએ સદા સર્વદા સાવધાનપણે ગુણીજનોનો વિનય અવશ્ય કરવો જોઇએ અને જે મુગ્ધજનો તેથી ઊલટા ચાલતા હોય તેમને શાન્તિથી ખરો માર્ગ સમજાવવા બનતો પ્રયત્ન કરવો જોઇએ.

જૈન શાસનનું મૂળ જ વિનય છે, તે વાતનું રહસ્ય ઉપર જણાવેલી હકીકત જાણવાથી સ્પષ્ટ થઈ શકે છે, તેમ છતાં કઈક મુગ્ધજનો નિંદા–ખિંસાદિક કરી પોતાના આત્માને અધિક દુઃખના ભાગી કરે છે. જો કે તેઓ મુખથી તો એવું પણ બોલતા સંભળાય છે કે **“ જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ. ”** પણ ખરી કસોટીના વખતે પોતાનું જ બોલવું પાળી લેખે કરી શકતા નથી એ ખરેખર ખેદજનક છે.

પરિણામે–કુદરતી નિયમ પ્રમાણે તેઓ દુઃખી જ થાય તેમાં આશ્ચર્ય જેવું શું છે ? આવા મુગ્ધજનોને સત્ય માર્ગ એકાન્ત હિતબુદ્ધિથી બતાવવો એ ખરી દયા–અનુકંપા અથવા પરોપકૃતિ છે. મુગ્ધજનોના ઉન્મત્તપ્રાય આચરણથી કંટાળી કઇક ભાઇબહેનો કાયરપણાથી કહી દે છે કે ભાઇ ! આપણે

શું કરીએ ? " **એ તો ભેંશના શીંગડાં ભેંશને ભારે.** " ખરો જૈન એટલું બોલીને બેસી ન રહે, પણ કેવળ હિતબુદ્ધિથી તેવા મુગ્ધજનોને તેમની ભૂલ શાન્તિપૂર્વક સમજાવી, તેમને ખરી દિશા-માર્ગનું ભાન કરાવી, ખરે માર્ગે વાળે. આવું છતું ડહાપણ જો તે વાપરી ન જાણે-ન શકે તો તો પછી " **સવિ જીવ કરું શાસનરસી.** " ઇત્યાદિક સૂક્ત વચનો પ્રલાપમાત્ર જ લેખાય. એ ઉત્તમ વચનોને સાર્થક કરનારા ઉત્તમજનો જેમ પૂર્વે થયા છે તેમ અત્યારે પણ એ વચનનું રહસ્ય સારી રીતે સમજી, તેમાં પૂર્ણ શ્રદ્ધા રાખી, શુદ્ધ નિખાલસ ભાવથી તેનો આદર-અમલ કરનારા મહાનુભાવો હોઇ શકે.

**સર્વજ્ઞ-વીતરાગભાષિત વિનયમૂળ શાસનને જેઓ સાક્ષાત્ સેવે-આદરે છે, અન્ય ભવ્યાત્માઓ તેને અધિક આદરે એવો સદુપદેશ આપે છે અને જેઓ તેની અનુમોદના-પ્રશંસા કરે છે તેઓ ખરેખર ધન્ય-કૃતપુન્ય છે. અરે ! તેમની નિંદાથી જેઓ દૂર રહે છે તેઓ પણ ધન્ય છે.** ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર પુ. ૩૬, પૃ. ૨૧૧ ]

---

## ઇર્ષા-અદેખાઇને તજવા અને સ્પર્ધા ગુણને આદરવા યત્ન કરો.

કોઇ સુખી સદ્‌ગુણી ગૃહસ્થ કે સાધુની સુખસાહેબી કે માન-પ્રતિષ્ઠા દેખી, તેની ઇર્ષ્યા કે અદેખાઇ કરવી એ ભારે હલકું-નબળું કામ છે. એ બહુ નઠારો અવગુણ છે. બીજાનું

સારું જોઈ આપણે રાજી-ખુશી થવું જોઇએ-મનમાં પ્રમોદ લાવવો જોઇએ. તેને બદલે ઊલટું મનમાં ખેદાવું, તેનું અનિષ્ટ ચિન્તવવું, તેવું જ બડબડવું અને તેવું જ તેનું અનિષ્ટ કરવા ઘાટ ઘડવો, એ શાણા, ચતુર, દીર્ઘદર્શી, નીતિમાન કે પુરુષાર્થવંતનું કામ નથી; પણ મુગ્ધ, ટૂંકી બુદ્ધિવાળા, સ્વાર્થાંધ, પુરુષાર્થહીનનું જ કામ છે. સહુનું હિત ચિન્તવન કરવું એ જ ઉત્તમ સદ્‌ગુણીનું લક્ષણ છે, તેને બદલે બીજાનું ભલું જોઇ-જાણી મનમાં બળતરા કરવી એ તો નીચ-નાદાનનું કામ છે. વળી એથી કશો લાભ-ફાયદો થતો જ નથી અને નુકશાન-અવગુણ પારાવાર થાય છે. ઈર્ષ્યા કે અદેખાઈ કરવાથી આપણે દુઃખી થઈએ છીએ. આપણામાં એથી ઝેર-વેર વ્યાપી જાય છે, અને આપણું સ્વાધીન સુખ પણ આપણે ગુમાવી બેસીએ છીએ. આવો અવળો (નીચ) વ્યાપાર કરતાં આપણું જ અધિક અહિત થાય છે, તેથી આપણે એ દુષ્ટ કામથી અવશ્ય વિરમવું જોઈએ વળી જેથી આપણું પણ હિત જ થાય અને સામા સુખી કે સદ્‌ગુણીના માર્ગમાં પણ કશી હરકત ઊભી ન થાય તેવું વર્તન કરવું જોઇએ અને કદાચ કોઇ મુગ્ધજન તરફથી તેવી કોઈ હરકત ઊભી કરવામાં આવી હોય તો તેને દૂર કરી દેવા બનતો પ્રયત્ન કરવામાં જ આપણું લક્ષ પરોવવું જોઇએ. આપણે સુખી કે સદ્‌ગુણી થવું જ હોય તો આપણી દશા સુધારવા સદ્‌ગુણસંપન્ન સત્પુરુષોને જોઈ રાજી થવું અને તેવા સુખી અને સદ્‌ગુણી બનવા પ્રયત્ન કરવો જ એ જ ઉચિત છે.

આ રીતે સુખી અને સદ્‌ગુણી બનવાનો સરલ રસ્તો લેવો આપણને તો હિતકર છે જ; પણ જે કોઇ સુજ્ઞ ભાઈબહેનો આપણો દાખલો લઈ એ સરલ રસ્તો આદરે તેમને પણ એ

હિતકર જ છે; કેમકે તે રસ્તો આદરનાર ગમે તે ભાઈબહેનો સુખી ને સદ્ગુણી થઈ શકે છે. બીજાને સુખી કે સદ્ગુણી દેખી કે જાણી આપણા દિલમાં રાજી-ખુશી થઇ તેવા થવા પ્રયત્ન કરવો એટલે જે સન્માર્ગે ચાલવાથી અને જેવી કાળજી રાખવાથી બીજા સુખી કે સદ્ગુણી થયા હોય તે માર્ગે બરાબર ખંત રાખી પ્રમાદ રહિત ચાલવા ચૂકવું નહિ તેનું નામ **સ્પર્ધા** કહેવાય. એ આપણે સહુએ આદરવા યોગ્ય બહુ સારો ગુણ છે. એ સદ્ગુણથી બીજા અનેક સદ્ગુણો સાંપડે છે. આપણામાંથી આળસાદિક પ્રમાદ દૂર થાય છે. ચંચળતા-સ્ફૂર્ત્તિ-જાગૃતિ વિશેષ આવતી જાય છે. કામ વખતસર અને સારું કરવા અધિક લક્ષ રહે છે, એથી કામ સારું, નિયમિત અને સંતોષ ઉપજે એટલા પ્રમાણમાં બને છે. વળી આપણાં મન, વચન અને કાયા સારા ઉદ્યોગમાં નિયમિત સારી રીતે જોડાયા રહેવાથી નબળા વિચાર, વાણી કે આચારને અવકાશ જ મળતો નથી. વળી આપણો રુડો દાખલો જોઈ તેનું અનુકરણ કરી કઇક બાળજીવો સુધરી જાય છે, સારા માર્ગે લાગી જાય છે, સુખી સદ્ગુણી બની જાય છે એ કંઇ જેવો તેવો લાભ નથી; તેથી ખરેખર સુખના અર્થીજનોએ સ્વપરને હિતરૂપ થાય એવા **સ્પર્ધા** ગુણનો આદર કરવો ઉચિત છે અને જે સ્વપરને હાનિકારક થઇ, દુઃખ અને દુર્ગતિકારક બની, પોતાની પાયમાલી જ કરે છે-તેવો ઇર્ષ્યા-અદેખાઈરૂપ મોટો અવગુણ અવશ્ય તજવા યોગ્ય છે.                                                    ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૨૩૮. ]

# જીવદયા નિમિત્તે સ્ત્રીવર્ગને હિતશિક્ષા.

૧ પ્રભાતમાં ઊઠીને પ્રથમ પુંજણીવડે ચૂલો, પાણીયારું, ઘંટી, ખારણીયો, પાણીના ઠામોની ઉતરેડ વિગેરે પુંજવું, પછી બીજું કામ કરવું.

૨ સાવરણી કોમળ રાખવી અને તેનાવડે પણ ઝાપટ દેતાં બહુ જ વિચાર રાખવો. પ્રથમ નજરે જોયા પછી ઝાપટ દેવી.

૩ પાણી ગળવામાં પૂરી ચતુરાઇ વાપરવી, ઉતાવળ કરવી નહિં., સંખારો ટુંપાવા દેવો નહિં, સંખારાવાળું વસ્ત્ર બરાબર સાફ કરી તે પાણી જળાશયમાં નંખાવવું, સંખારો સુકવવો નહિં.

૪ વાસણ, લાકડાં, છાણાં તમામ નજરે જોઇ પુંજીને વાપરવા.

૫ ઘી, તેલ, દૂધ, છાશ વગેરે પ્રવાહી પદાર્થ બધાં ગળીને વાપરવા. દરેક ચીજની ગળણી જુદી જુદી રાખવી. આટો ચાળીને જ વાપરવો. પ્રથમ ચાળેલો હોય છતાં વાપરતી વખતે અવશ્ય ચાળવો.

૬ ધાન્ય જીવાકુળ આવ્યું હોય તો તરતજ દુરસ્ત કરવું, તેમાંથી નીકળેલા જીવોની યતના કરવી, ધાન્ય સળેલ આવ્યું હોય તો તે પાછું જ મોકલવું, વાપરવું નહિં.

૭ ખાટલા, ગોદડાં, ગાદલામાં માંકડ વિગેરે જોઇ દૂર કરીને પછી તડકે નાંખવાં, એમ ને એમ નાંખવાં નહિં.

૮ ખાટલા તડકામાં ધોકો લઇને ખંખેરવા નહિં, શીળે છાયાએ ખંખેરવા.

૯ સંમૂર્છિમ મનુષ્ય પંચેંદ્રિય જીવો ૧૪ સ્થાનકે ઉપજે છે, તે સ્થાનકો સારી રીતે સમજીને ધારી રાખવા; જેથી તે જીવોની ઉત્પત્તિ ને વિરાધના અટકાવી શકાય.

૧૦ પેશાબની ખાળો વિગેરેની સ્થિતિ સંમૂર્છિમ જીવો ન ઉપજે તેવી રાખવી. એઠવાડ રાખી મૂકવો નહિં. જનાવરને પાઇ દેવો. જ્યાં ત્યાં થુંક, બળખો નાકનું લીંટ વિગેરે ન નાંખતાં રક્ષા–રાખ કે ધૂળમાં નાંખવું, અથવા તેના વડે તરત જ ઢાંકી દેવું કે જેથી તેમાં પડીને કે ચોંટીને બીજા જીવોનો વિનાશ ન થાય. ઉલટી થઈ હોય તો તે તરત રક્ષાવડે ઢાંકી દેવી.

૧૧ ઘરમાં સર્વત્ર જેમ બને તેમ સ્વચ્છતા વધારે રાખવી. જ્યાં સ્વચ્છતા હોય છે ત્યાં સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ થતી નથી.

૧૨ વાસી અન્ન ખાવાની કે રાખી મૂકવાની અને બાળકોને ખવરાવવાની ટેવ પાડવી–પડાવવી નહિં.

૧૩ બોળ અથાણું ખાવું નહિ અને કરવું પણ નહિં.

૧૪ ઊના કર્યા સિવાયના દૂધ, દહીં કે છાશની સાથે દ્વિદળ–કઠોળ પદાર્થ ખાવો નહિ અને ઘરમાં તેવું સાધન જ જોડવું નહિં.

૧૫ કંદમૂળનું શાક પોતે ખાવું નહિં તેમ રાંધવું પણ નહિં. ભણીગણીને પ્રવીણ થયેલ સ્ત્રીઓએ તેમજ શ્રીમંત-વર્ગની સ્ત્રીઓએ આ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી. ઘરમાં કામકાજ કરનારા નોકરો હોય તો પણ જીવદયાને લગતા ઉપરના કામ ઉપર તો પોતે જ ખાસ ધ્યાન આપવું.

જે સ્ત્રી ડાહી ગણાતી હોય છતાં ઉપર જણાવેલા કામો તરફ ઉપેક્ષા રાખે છે તે અન્ય જીવોનો વિનાશ કરે છે; એટલું જ નહિ પણ પોતાના કુટુંબીવર્ગનું પણ અહિત કરે છે; તેથી સ્ત્રીજાતિનું ખરું ડહાપણ જીવયતના જાળવવામાં અને ઘર સ્વચ્છ રાખવામાં છે એમ સમજવું. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૫૩. ]

---

## જેવી કરણી તેવી પાર ઉતરણી.

૧ નિર્ધન સ્થિતિ છતાં ઉદાર દિલથી દાન આપે.

૨ મોટો અધિકારી છતાં ક્ષમા–નમ્રતાદિક રાખે.

૩ યુવાવસ્થા છતાં દેહદમન–ઇન્દ્રિયદમન કરે.

૪ જ્ઞાની–વિદ્વાન છતાં મૌન–નિરભિમાનતા રાખે.

૫ સહુ વાતે સુખી છતાં મનોવૃત્તિ કબજે રાખે.

૬ સહુને નિજ આત્મા સમાન લેખે.

ઉપર પ્રમાણેની સુકૃત કરણી જીવને સદ્ગતિ-દેવગતિ પમાડે છે.

૧ અઢળક ધન છતાં કૃપણતાથી ખર્ચ કરી ન જાણે.

૨ પ્રભુતા પામી મદ–અહંકારથી અનર્થ કર્યા કરે.

૩ તરુણવયમાં સાંઢની જેમ સ્વચ્છંદતાથી ચાલે.

૪ શાસ્ત્ર ભણી, મદથી ફુલાઇ જઈ તેનો ગેરઉપયોગ કરે.

૫ સુખી સ્થિતિ પામી ઇન્દ્રિયવશ થઈ ન કરવાનું કરે.

૬ તુચ્છ સ્વાર્થની ખાતર અનેક જીવોને ત્રાસ આપે. તેમની નીચ-અધોગતિ થતાં કોણ અટકાવી શકે? અર્થાત્ "**જેવી કરણી તેવી પાર ઉતરણી**" જાણી સહુએ દુષ્ટાચરણથી દૂર રહેવું. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૨૬૮. ]

---

## સ્વઉન્નતિ ઇચ્છકે ઉન્માર્ગ ત્યજી સન્માર્ગને વગર વિલંબે સેવવાની ભારે જરૂર છે.

૧ આપણામાં અજ્ઞાનતાના જોરથી સ્વેચ્છાચાર ઘણો વધી ગયો છે. તેના સ્થાને શાસ્ત્રાચાર આદરવા અને શાસ્ત્રરહસ્ય વિનય-બહુમાનપૂર્વક ગીતાર્થ જ્ઞાની ગુરુ સમીપે જાણવાની-ખપ કરવાની ભારે જરૂર છે.

૨ ગમે તે સુકૃત્ય-સદાચરણ પણ સમજપૂર્વક સાવધાનતાથી કરવું જોઇએ.

૩ અર્થ પરમાર્થના લક્ષ્ય વગર ઘણું કરવા કરતાં અર્થના ઉપયોગ સહિત ગુરુઆજ્ઞાથી યોગ્યતાનુસાર થોડું પણ કરવું સારું છે.

૪ તીર્થયાત્રા, દેવપૂજા, ગુરુભક્તિ, સંઘ-સાધર્મીસેવા, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ તથા શાસ્ત્ર-શ્રવણ-મનન-અભ્યાસાદિક દરેક પ્રસંગે તેનો હેતુ-પરમાર્થ સમજી તેની સફળતા થાય એવી કાળજી રાખવાની જરૂર છે.

૫ શત્રુંજય, ગિરનારજી જેવા પવિત્ર તીર્થની યાત્રા કરવાના

પ્રસંગે જયણા રહિત ધસમસીને ઉપયોગશૂન્યતાથી ઘણી એક યાત્રા કરવા કરતાં જયણા સહિત સ્થિરતા રાખી ઉપયોગપૂર્વક પ્રસન્નતાથી થોડી પણ યાત્રાઓ કરીને સંતોષ પકડવો લાભદાયક જણાય છે.

૬ શરીરનાં અત્યંત ક્ષીણતા તથા રોગાદિક કારણ વગર યાત્રાપ્રસંગે સુખશીલપણાથી જાનવરોને ત્રાસ ઉપજાવીને કે ડોળીવાળાઓની ખાંધ ઉપર ચઢીને જવાનું શ્રીમંતને પણ વિવેક તજી દેખાદેખી ચલાવવા દેવાનું સલાહભર્યું નથી, એ જ રીતે કંતાનના બૂટ–મોજાં પહેરી ડુંગર ઉપર જવાઆવવાના વધતી જતી રૂઢી પણ નુકશાનકારી જ છે.

૭ શરીર–ઇન્દ્રિયોનું દમન કરવા, ક્રોધ માનાદિક કષાયોને જીતવા, હિંસા અસત્યાદિક પાપસ્થાનકનો પરિહાર કરવા, તથા મન, વચન, કાયાનો યથાયોગ્ય નિગ્રહ કરી, તેમને પવિત્ર કરવા નિમિત્તે, ઘરબાર ત્યજીને, યાત્રાર્થે નીકળીનેં, માર્ગમાં અનેક કષ્ટ ઊઠાવીને યાત્રા કરવાનું કહ્યું છે.

૮ દરેક શ્રદ્ધાળુ ગૃહસ્થે માર્ગાનુસારી થવાને માટે ન્યાય-નીતિ–પ્રમાણિકતાથી જ કમાણી કરીને, સ્વકુટુંબપાલન કરવા ઉપરાંત શુભ ક્ષેત્રમાં તેનો સદુપયોગ વિવેકથી કરીને લ્હાવો લેવા સદા ય લક્ષ્ય રાખવું જોઇએ.

૯ સકમાણીનું જેટલું દ્રવ્ય ખરા ઉત્સાહથી સારા માર્ગે (પરમાર્થ દાવે) સ્વહસ્તે તુચ્છ યશ–કીર્તિની વાંચ્છા રાખ્યા વગર, આત્મકલ્યાણાર્થે ખર્ચી શકાય તેટલું જ લેખે છે; બાકી સ્વેચ્છાએ તો ઘણાએ રળે છે અને ખર્ચે છે તેમાં નવાઇ શી ?

૧૦ કામ કરવાની તાકાત છતાં નિર્ધનોને ગરીબ જાણીને તેમને કંઇક સદુદ્યમ કર્યા વગર બેઠા બેઠા નકામા પોષવાથી તેઓ વધારે દુઃખી થવા પામે છે, તેથી તેમને કે તેમનાં બાળકોને યોગ્ય ઉદ્યોગમાં જોડી પરિણામે તેઓ જાતે જ પોતાનો સુખે નિર્વાહ ચલાવી શકે તેવા કરવા માટે સ્વદ્રવ્ય પ્રમુખનો વિવેકથી વ્યય કરવો ડહાપણભર્યો છે. અનેક વાર મિષ્ટાન્ન જમાડવા કરતાં તે રુડું છે.

૧૧ નાતજમણ પ્રમુખમાં અઢળક દ્રવ્ય કેવળ યશ–કીર્તિ માટે જ ખર્ચી નાખવા કરતાં નાતજાતમાં રહેલા કલેશ, કુસુંપ અને કુરિવાજો ( કુધારા ) દૂર થાય તથા સુલેહ, શાન્તિ અને સુધારા મજબૂતીથી દાખલ થાય તેવા ઉચ્ચ ઉદાર આશયથી ખરા દિલસોજ સદ્‌ગૃહસ્થોની સંમતિ મેળવી તે સિદ્ધ થાય તેવા સફળ પ્રયત્ન કરવા પાછળ બને તેટલું દ્રવ્ય વિવેકથી ખર્ચવામાં જ તેની ખરી શોભા ને સફળતા છે.

૧૨ વ્યવહારિક, નૈતિક અને ધાર્મિક કેળવણી દેશ, કાળ અનુસાર આપણી પ્રજામાં ઉદારતાથી દાખલ કરી તેને ખીલવવા પાછળ અઢળક દ્રવ્ય ખર્ચાય તો અવનતિનાં અનેક કારણો આપોઆપ દૂર થાય અને સહુ સમુદાયમાં ઉદાત્ત ભાવના પ્રગટ થતાં આપણી ઉન્નતિ ઘણી ઉતાવળે થાય, તેમજ લક્ષ્મીની પણ સાર્થકતા થાય.

૧૩ પ્રજાની ઊંચી કેળવણી પાછળ પુષ્કળ દ્રવ્ય ખર્ચવાની જરૂર છે, તેથી બીજી અનેક દિશાઓમાં સ્વેચ્છા મુજબ ખર્ચ કરતાં પહેલાં આપણી પ્રજાને જ્ઞાનદાન વધારે અનુકૂળતાથી મળે તેવી સુંદર સગવડ કરવા પાછળ ઉદાર શ્રીમંતોએ જરૂર

લક્ષ આપવું જોઇએ. દેશકાળને બરાબર ઓળખીને ચાલ-વાથી જ આપણી ઉન્નતિ થઈ શકશે.

૧૪ અવિનાશી સુખ મેળવવા આપણે સહુએ દૃઢ પ્રયત્ન કરવો જોઈએ. નિર્મળ આત્મશ્રદ્ધા, જ્ઞાન અને સંયમવડે જ તે મેળવી શકાશે. અશ્રદ્ધા, અજ્ઞાન, અસંયમને આદરવાવડે જ આપણે ખરા સુખથી બેનસીબ રહીએ છીએ. તે દરિયા જેવડી ગંભીર ભૂલ સુધારી ખરો માર્ગ આદર્યા વગર આપણો છૂટકો જ નથી, એમ સમજી સ્વચ્છંદતા તજી, વગરવિલંબે આપણે ખરે રસ્તે વળવું જોઇએ. એ જ આપણી ઉન્નતિનો ખરો માર્ગ છે, એને જ વગરવિલંબે આદરવાની ખરેખરી જરૂર છે, તેથી તેમાં પ્રમાદ ન કરવા સહુને સદ્‌બુદ્ધિ સૂઝો. ઇતિશમ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૨૬૮. ]

---

## સ્વજીવનની સાર્થકતા કરવાનો ટૂંકો ઉપાય.

૧ માતાપિતા, શેઠ, સ્વામી અને ગુરુજન પ્રત્યે સાચો—અકૃત્રિમ વિનય કરવો, કૃતજ્ઞપણે તેમના ગુણનું બહુમાન કરી આપણે પણ એવા સદ્‌ગુણી થવા પ્રયત્ન કરવો. તેમની અનુમતિથી સ્વયોગ્યતાનુસાર આરાધન કરવું અને તેમાં પ્રતિદિન વધારો કરવા લક્ષ રાખવું.

૨ ધર્મપ્રાપ્તિ માટે કુંચી જેવી મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થતારૂપ સદ્‌ભાવનાવડે અંતઃકરણને સદા ય સુવાસિત રાખવું.

૩ સહુને સ્વઆત્મા સમાન સમજી તેમને સદા ય સુખ—

શાન્તિ ઉપજે તેમ અનુકૂળપણે ચાલવું. પ્રતિકૂળપણે ચાલી અન્યને પીડા ઉપજાવવી નહિં.

૪ સહુને હિતરૂપ થાય તેવું પ્રિય અને સત્ય વચન ડહાપણથી કહેવું.

૫ અગ્યારમા પ્રાણ જેવા પ્રિય પરાયા દ્રવ્યને અનીતિથી લેવું નહિ.

૬ મન, વચન, કાયાથી પવિત્રપણે સદા ય સ્વશીલ-બ્રહ્મચર્યની રક્ષા કરવી.

૭ અતિ લોભ-મમતાવશ થઇ જરૂરવગરની ઘણી વસ્તુઓનો સંગ્રહ કરી અનેક જીવોને અંતરાયરૂપ થવું નહિ. સંતોષવૃત્તિ રાખવી.

૮ મહાપુરુષોએ બતાવેલા સરલ માર્ગે પ્રમાદ રહિત પ્રયાણ કરવા સતત લક્ષ રાખવું.　　　　ઇતિશમ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૨૭૧. ]

---

## થોડાએક બોધદાયક પ્રશ્નોત્તરો.

પ્ર૦-તીર્થ એટલે શું ?

ઉ૦-જે આપણને તારે અથવા જે વડે તરી પાર પામી શકાય તે.

પ્ર૦-તે તીર્થના ભેદ કહો.

ઉ૦-દ્રવ્ય અને ભાવ, લૌકિક અને લોકોત્તર, સ્થાવર અને જંગમ.

પ્ર૦-તે તે તીર્થના ભેદનો સામાન્ય અર્થ કહો.

ઉ૦-ઉપયોગ રહિત તે **દ્રવ્ય**, અને ઉપયોગ સહિત તે **ભાવ**

સામાન્ય લોકસંમત તે **લૌકિક**, સર્વજ્ઞ-સર્વદર્શીસંમત તે **લોકોત્તર**. એક જ મુકામે ( હાલ્યાચાલ્યા વગરના ) સ્થિર રહેનાર શત્રુંજય, ગિરનાર પ્રમુખ **સ્થાવર**, અને સર્વજ્ઞ પ્રભુની આજ્ઞાનુસાર સ્વસ્વઉચિત મર્યાદા મુજબ ચાલનારા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ અથવા ગૌતમાદિ ગણધર પ્રમુખ **જંગમ** તીર્થરૂપ જાણવા.

પ્ર૦-લોકોત્તર એવા સ્થાવર, જંગમ તીર્થની સેવા-ભક્તિ શા માટે કરવી ?

ઉ૦-જન્મ, મરણના દુઃખરૂપ જળથી ભરેલા ભવસાગરનો પાર પામવા, અનાદિ જડતા-અજ્ઞાન-મિથ્યાત્વ-કષાયાદિક દોષોને દૂર કરવા, સદ્‌ભાવનાયોગે વીર્યોલ્લાસવડે નિર્મળ જ્ઞાન, દર્શન અને ચારિત્ર, અથવા આત્મજ્ઞાન, શ્રદ્ધા અને સ્થિરતાદિક સદ્‌ગુણો પ્રાપ્ત કરવા, ટૂંકાણમાં પશુ જેવી ક્ષુદ્ર વૃત્તિને તજી, મનુષ્યત્વ આદરી, સદ્‌ભાવનામય દિવ્ય જીવનનો અનુભવ કરવા માટે.

પ્ર૦-પશુ જેવી ક્ષુદ્ર સ્વાર્થાંધ વૃત્તિ કોને કહેવી ?

ઉ૦-જેથી જીવનની અપક્રાન્તિ-અવનતિ થાય એવા હિંસા, અસત્ય, અદત્ત ( ચોરી ), મૈથુન અને દ્રવ્ય-મૂર્ચ્છાદિક પાપસ્થાનકોવડે આત્માને મલિન કરવો તે.

પ્ર૦-ખરું મનુષ્યત્વ કોને કહેવું ?

ઉ૦-નિર્મળ જ્ઞાનપ્રકાશયોગે, પશુવૃત્તિ તજી, અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અસંગતા( નિઃસ્પૃહતા )દિક

ઉત્તમ વ્રતોનું યથાર્થ પાલન કરવાવડે અનાદિથી અવરાયેલી સ્વશ્રદ્ધા જ્ઞાનાદિક સમૃદ્ધિ પ્રાપ્ત કરી લેવા ધૈર્ય અને ખંતથી અડગ પ્રયત્ન કરવા તદનુકૂળ વૃત્તિનું સેવન કરવું તે.

પ્ર૦–સદ્ભાવના કઇ કઇ છે ?

ઉ૦–મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થતાદિક.

પ્ર૦–નિર્દોષ દિવ્ય જીવન કોને કહેવું ?

ઉ૦–સદ્ભાવના યોગે સ્વહૃદયની વિશુદ્ધિથી સ્વયોગ્યતાનુસાર સર્વજ્ઞકથિત માર્ગના યથાર્થ પાલનવડે સ્વજીવનની સાર્થકતા કરવી તે.

પ્ર૦–શત્રુંજય, ગિરનાર પ્રમુખ પવિત્ર તીર્થસ્થળની યાત્રા કરવા જવાનું પ્રયોજન શું ?

ઉ૦–આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ અનેકવિધ સાંસારિક તાપ સમાવવા એટલે ખરી શાન્તિ મેળવવા માટે.

પ્ર૦–નિર્મળ જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રસંપન્ન સંતમહંતોની સેવા–ભક્તિ કે સમાગમ કરવાનું પ્રયોજન શું ?

ઉ૦–જન્મ, જરા, મરણ સંબંધી અનંત દુઃખથી સંતપ્ત આત્માને તેમાંથી મુક્ત થવાનો ખરો માર્ગ એવા નિરાગી–નિઃસ્પૃહી–ત્યાગી જ્ઞાની પુરુષોના સંસર્ગથી જ મળવાનો સંભવ હોવાથી અક્ષય સુખના અર્થી જનો તેવા મહાપુરુષોની સેવા–ભક્તિ ને સમાગમ એકનિષ્ઠાથી કરવા ચાહે છે–કરે છે.

પ્ર૦–સર્વથા રાગદ્વેષ રહિત વીતરાગ દેવની સેવા–ભક્તિ શા માટે કરવી ?

ઉ૦–અનંત જન્મમરણને આપનારા, આપણામાં જડ ઘાલીને રહેલા રાગદ્વેષમોહાદિક દોષોને નિર્મૂળ કરવા માટે.

પ્ર૦–રાગદ્વેષ રહિત વીતરાગવડે અનુગ્રહ કે નિગ્રહ શી રીતે થઈ શકે ?

ઉ૦–જો કે વીતરાગ દેવ સાક્ષાત્ અનુગ્રહ કે નિગ્રહ કરતા નથી, પરંતુ જેમ ચિંતામણિ રત્ન, કામકુંભ, કલ્પવૃક્ષ અને કામધેનુ પ્રમુખની સેવા સફળ થાય છે તેમ વીતરાગ પરમાત્માની સેવા–ભક્તિ પણ ભવ્યાત્માઓને ફાયદાકારક થાય છે અને તેનો અનાદર ( આશાતનાદિક ) કરનાર દુરાત્માઓને હાનિકારક–નુકશાનકારક પણ થાય છે. ચિંતામણિ રત્ન પ્રમુખ જડ–અચેતન છતાં જેમ યથાવિધિ સેવનારને ચિન્તિત ફળ આપે છે અને અગ્નિ પ્રમુખ અવિધિસેવનથી બાળે છે તેમ પ્રભુની ભક્તિ અભક્તિ કરનારને પણ આડકતરી રીતે અનુક્રમે અનુગ્રહ–નિગ્રહરૂપ થાય જ છે.

પ્ર૦–શત્રુંજયાદિક તીર્થસેવાની સાર્થકતા શી રીતે સમજવી ?

ઉ૦–એ પવિત્ર તીર્થનું આલંબન લહી, વિશુદ્ધ લેશ્યા–પરિણામથી અનશનાદિકવડે પૂર્વે સિદ્ધપદને પામેલા તીર્થંકરાદિકના અનંત જ્ઞાનાદિક ગુણોનું ચિન્તવન કરીને, તેમજ અત્યારે વિદ્યમાન સંત–મહંતાદિક સાધક મહાશયોની સેવા—ભક્તિ બહુમાનાદિ કરીને આત્મસ્થિરતા–રમણતા–પ્રાપ્ત કરવી. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ ૩૬, પૃ. ૨૭૧. ]

# લેખન ભાષણ પ્રસંગે હિતકર શૈલીનો જ આદર કરવો ઘટે છે.

અન્ય ભવ્યાત્માઓને સમજાવતાં–બોધ આપતાં "**પ્રતિપાદક શૈલી**" **જેટલી કારગત** ( ઉપયોગી ) થાય છે, તેટલી "**નિષેધક શૈલી**" કારગત થઇ શકતી નથી. "**આક્ષેપક શૈલી**" તો કઇક વખત અનર્થકારી પણ થાય છે.

આત્માભિમુખ–સાધ્યદૃષ્ટિ રાખી, ઠંડા મગજથી ચિત્તની સ્વસ્થતા–પ્રસન્નતા જળવાય તેમ લક્ષ રાખી, બંધબેસતી ન્યાય, યુક્તિ ને દલીલો સહિત વિધિમુખથી શાન્તિથી સામાને ઠસે એમ વસ્તુનું પ્રતિપાદન કરવું, તેવી શૈલી **પ્રતિપાદન શૈલી** લેખી શકાય. દાખલા તરીકે:—

૧ સર્વ જીવોને આપણા આત્મા સમાન લેખવા, કેમ કે સર્વે જીવો જીવિત ઇચ્છે છે, મરણ ઇચ્છતા નથી. તેથી જ નિર્ગ્રંથ સાધુઓ ઘોર પ્રાણીવધ મનથી, વચનથી કે કાયાથી કરતા, કરાવતા કે અનુમોદતા નથી; પરંતુ પોતે ગમે તેટલું કષ્ટ સહન કરી અન્ય જીવોની રક્ષા કરે છે–કરવા પ્રયત્ન કરે છે.

૨ સહુએ પ્રિય, પથ્ય અને તથ્ય જ બોલવું, કેમ કે તથ્ય સત્ય છતાં પણ અપ્રિય–કટુક વચન કોઇને ગમતું નથી અને પ્રિય–મધુર છતાં પરિણામે પથ્ય–હિતરૂપ ન હોય એવું વચન પણ ચાટુ અને અનર્થરૂપ હોવાથી તે સત્ય લેખી શકાય નહિ તેથી જ હિત, મિત અને પ્રિય લાગે એવું સત્ય જ વદવું.

૩ એ જ રીતે ન્યાય–નીતિ પ્રમાણિકતાનું યથાર્થ પાલન કરવું. નિર્મળ મન–વચન–કાયાથી શીલ ( બ્રહ્મચર્ય ) પાળવું. ક્ષમા

સમતા, મૃદુતા, નમ્રતા, સભ્યતા, ઋજુતા–સરળતા અને ઉત્તમ સંતોષાદિક સદ્‌ગુણોનું સદા ય સેવન કરવું; કેમ કે એ જ રીતિ–નીતિ આત્માને આ લોકમાં તેમજ પરલોકમાં પ્રયાણ કરતાં હિતરૂપ થાય છે. તેથી પોતાનો વ્યવહાર સરલ ચાલ્યા કરે છે, ચિત્તવૃત્તિ સદા ય સુપ્રસન્ન રહે છે, ચારિત્ર ઉજ્જવલ અને અનેક ઉત્તમ જીવોને અનુકરણ કરવા યોગ્ય બને છે, જેથી સ્વપરહિતની અભિવૃદ્ધિ થાય છે આવી **પ્રતિપાદક શૈલીથી** અન્ય યોગ્ય જીવને સમજાવવું સહેલું પડે છે.

બીજી **નિષેધક શૈલી** પણ અધિકારી પરત્વે ઉપયોગી થાય છે. દાખલા તરીકે કોઈ પણ જીવની હિંસા કરવી નહિ, કેમકે મરવું કોઇને ગમતું નથી, તે જ રીતે જૂઠ–અસત્ય બોલવું નહિ, ચોરી કરવી નહિ, અબ્રહ્મ–મૈથુન સેવવું નહિ, પરિગ્રહની મમતા કરવી નહિ, ક્રોધ–માન–માયા–લોભ–રાગ–દ્વેષ–કલહ–ચાડી–આળ–(મિથ્યારોપ)–રતિ–અરતિ–પરનિંદા–માયામૃષાવાદ અને મિથ્યાત્વનું સેવન કરવું નહિ, કેમ કે તે બધાં પાપસ્થાનકો અઘોર દુઃખને આપનારાં છે અને જીવને નીચી ગતિમાં ફેંકી દેનારાં છે. બાળજીવો બહુધા અનુકરણ કરવાની ટેવવાળા હોય છે. દોષવાળું વર્તન તેમના જોવામાં–જાણવામાં ન આવે એમાં જ અધિક હિત હોઈ તેમની પાસે દોષનું નિરૂપણ નહિ કરતાં ગુણનું જ નિરૂપણ કરવું અને ગુણવાળું વર્તન જ આગળ ધરવું અધિક હિતકર છે આ વાત સઘળા માતપિતાઓ, શિક્ષકો તેમજ બધા વડીલોએ જરૂર લક્ષમાં રાખવા અને આદરવા યોગ્ય છે.

જેમાં ક્રોધાદિક આવેશને વશ થઇ સામાની લાગણી દુભાય, મન ઉશ્કેરાય અને વખતે પ્રાણત્યાગ જેવા પ્રસંગ થાય એવી

આક્રોશ, નિંદા કે "**આક્ષેપક શૈલી**"ને તો બહુધા અનર્થકારી જ જાણી સુજ્ઞ ભાઇબહેનોએ મૂળથી જ અવશ્ય તજવી. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૩૦૩. ]

---

## ધર્માર્થી શાણા ભાઇબહેનોને હિતરૂપ ખરા હાર્દિક ઉદ્‌ગારો.

૧ વિદ્વત્તા કે પંડિતાઇથી લોકો કદાચ ચકિત થઇ પ્રશંસા કરશે, પણ **સદ્‌વૃત્તિથી** જ સહુ નમશે, પૂજશે અને વશ થશે.

૨ સત્ય નિષ્ઠા, ઉદારતા, ન્યાય અને પ્રેમ ( નિઃસ્વાર્થતા ) યોગે **સદ્‌વૃત્તિ** પેદા થાય છે. **સદ્‌વૃત્તિ**ના સતત રક્ષણ અને પોષણવડે અતિ ઉચ્ચ પદની પ્રાપ્તિ થઇ શકે છે. અલૌકિક સુખ શાન્તિ ખરેખર એથી જ સાંપડે છે.

૩ સત્સંગથી આવી ઉમદા વૃત્તિ સહેજે પેદા થાય છે; તેથી જ સત્સંગનો પ્રભાવ ભારે છે. જેનાથી આપણા અપલક્ષણો દૂર થાય અને સદ્‌ગુણ પ્રાપ્ત થાય તે જ **સત્સંગ.**

૪ **ઉચ્ચ સંયમ**–ચારિત્રવાળા મહાપુરુષના સમાગમથી આપણા ઉપર સચોટ છાપ પડે છે, વૈરાગ્ય પ્રગટે છે, મન અને ઇન્દ્રિયોને કબજે રાખવાની કળા આવે છે, પ્રાપ્તસ્થિતિમાં પ્રસન્નતા જળવાઇ રહે એવો સંતોષ મળે છે અને પૂર્વે નહિ અનુભવેલું અપૂર્વ સ્વાભાવિક સુખ મળે છે.

૫ એ સદ્‌ગુણને ખીલવવાથી ( નિરંતર પોષણ આપવાથી ) સહુમાં ભેદભાવ વગરનો **સમભાવ–સ્વાત્મભાવ** પ્રગટે છે;

એટલે અજ્ઞાનયોગે થયેલી ( વળગેલી ) મિથ્યા ( ખોટી ) અહંતા–મમતા મટી જાય છે–દૂર થાય છે.

૬ **નિષ્કામ** જીવિત તેનું લેખે છે કે જે ઉત્તમ–અમર કામ કરી જાય છે અથવા સર્વોત્તમ કામ નિષ્કામપણે કરેલું અમર થઇ જાય છે.

૭ તથાપ્રકારની સત્પ્રવૃત્તિ વગરનું જીવવું ફળ વગરનું–નકામું છે તેથી અસત્ પ્રવૃત્તિ તજી **સત્પ્રવૃત્તિ** જ સેવવી જોઇએ.

૮ **દયા–સ્વાર્થત્યાગ–પરોપકાર–સંતસેવા** એ પુન્યનો માર્ગ છે, અને પ્રાણીહિંસા–સ્વાર્થાંધતા–છેતરપિંડી–વિશ્વાસ-ઘાત તથા વિષયલોલુપતા–માયામૃષા–નિંદા–ચાડી–મિથ્યા આરોપ-રાગ–દ્વેષ–મિથ્યાત્વ અને કષાય વિગેરેનું સેવન એ પાપનો માર્ગ છે. ટૂંકાણમાં કંઇ પણ સહન કરીને કે ત્યાગ કરીને અન્યને સુખ–શાન્તિ આપવી તે **પુન્ય** અને નાહક પીડા ઉપજાવવી તે **પાપ.**

૯ ધર્મ- નીતિનો ટૂંક સાર એ છે કે પ્રાણીવર્ગને આપણા આત્મા સમાન અંતઃકરણથી લેખી કોઇને દુઃખ કે અશાન્તિ ઉપજે એવું–**પ્રતિકૂળ આચરણ કરવું, કરાવવું કે કરનારને સારું લેખવવું નહિ.** સહુને આપણા કુટુંબી સમાન લેખવા.

૧૦ ડહાપણ વાપરી **સંપ ( સુલેહ–શાન્તિ )** સાચવી રાખવાથી સ્વપરની અનેક પ્રકારની ઉન્નતિ થઇ શકે છે, કુસં-પથી અવનતિ જ થાય છે.

૧૧ સદ્વૃત્તિના પ્રભાવથી સંપ સ્થપાય છે અને તે લાંબો વખત ટકીને દૃઢ થતો જાય છે. **સુખકર સંપને ઇચ્છો.**

**નારાઓએ સદ્‌વૃત્તિ અવશ્ય સેવવી** અને તેનો સર્વત્ર અધિકાધિક પ્રચાર થાય તેવો શુભ પ્રયત્ન કરવો.

૧૨ સ્વાભાવિક **ક્ષમા-સમતાને** કસોટી થતાં ટકાવી રાખવાથી સહેજે સદ્‌વૃત્તિને પોષણ ( ઉત્તેજન ) મળતું જાય છે; ક્ષમાવડે ક્રોધ-કષાયનો પરાજય કરનારને અંતરમાં અનહદ આનંદ પ્રગટે છે, શાંતિ ફેલાય છે.

૧૩ ક્ષમાના ભંડાર એવા ખરા જ્ઞાની ગુરુની તેમજ પરમ ક્ષમાવંત સર્વજ્ઞ પરમાત્માની સાચા દિલથી બહુમાન અને શ્રદ્ધા સહિત સેવા-ભક્તિ કરવી. તેમના ઉત્તમ ગુણોને યાદ કરી, તેમણે બતાવેલા હિતમાર્ગે ચાલવું. આપણા ઉપકારી માતા-પિતા, તથા વિદ્યાદાતા, સ્વામી પ્રમુખ **વડીલ જનોનો સત્કાર કરવો** અને તેમની આજ્ઞા માનવી.

૧૪ **ખોટા ડોળ-દેખાવ ( ઢોંગ ) વાળી બગભક્તિ ધિક્કારવા લાયક જ છે.** જે આપણા અંતરમાં ન હોય તેનો કૃત્રિમ દેખાવ કરવો તે દંભ કહેવાય દંભને અને ધર્મને બનતું જ નથી. જ્યાં દંભ હોય ત્યાંથી સત્ય ધર્મ દૂર જ રહે છે અને જ્યાં સત્ય ધર્મ હોય ત્યાં દંભ હોઇ ( ટકી ) શકતો નથી. તેમાં પણ ધર્મના બ્હાને તો ખાસ તજવા યોગ્ય જ કહ્યો છે.

**૧૫ શુદ્ધ દેવ, ગુરુ પ્રમુખ ગુણીજનો પ્રત્યે શુદ્ધ અંતઃકરણની ભક્તિ પ્રગટે તો કલ્પવેલીની જેવાં અથવા એથી અધિક મીઠાં અમૃત ફળ અચૂક મળે.** ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૩૩૩. ]

# સાર શિક્ષાવચનો.

૧ ઇર્ષ્યા–અદેખાઇ તજો અને શુભ સ્પર્ધા ગુણને આદરો.

૨ સદા આનંદી–પ્રસન્ન રહો. સંતોષાદિક ગુણને સેવો.

૩ સરલતા અને નમ્રતા રાખો, પણ કોઇની ખોટી ખુશામત ન કરો.

૪ સ્વાશ્રયી બનો–કેવળ અન્ય ઉપર આધાર રાખી બેસી ન રહો.

૫ આત્મબળ અજમાવવાથી જ ઊંચી પાયરીએ ચઢાય છે.

૬ સ્વશક્તિ–બળ ફોરવ્યા વગર ઊંચું પદ પામી શકાતું નથી.

૭ બાળ–અજ્ઞાનવયમાં વરકન્યાના લગ્ન કરવાં કેવળ અયોગ્ય છે.

૮ સમજભરી પ્રૌઢવયના થાય ત્યારે જ તેમનાં લગ્ન કરવા તે યોગ્ય લેખાય.

૯ ઋતુ પ્રાપ્ત થયા પહેલાં સ્ત્રીનો પતિ સાથે યોગ ધર્મ્ય લેખાય નહિ.

૧૦ સદ્‌ગુણી સતી સ્ત્રી, પ્રેમાળ સદ્‌ગુણી માતા સર્વત્ર પૂજાય છે, મનાય છે, સદ્‌ગુણનો પ્રચાર કરે છે અને સુખ–શાન્તિ વર્ષાવે છે. શાણી, સુશીલ, સંતોષી અને પ્રમાણિક બહેનોનું કલ્યાણ સહજ છે.

૧૧ ઉત્તમ બહેનોનું અલૌકિક વર્તન અદ્‌ભુત અસર તથા આકર્ષણ કરે જ છે.

૧૨ જેમાં અંગત સ્વાર્થનો ત્યાગ હોય તેવો નિઃસ્વાર્થ પ્રેમ જ અદ્‌ભુત વશીકરણ રૂપ છે. આવો પ્રેમ પ્રગટે તો શું બાકી રહે ?

૧૩ વિશુદ્ધ પ્રેમમાં ભેદભાવ ટળી જઇ સમભાવ પ્રગટે છે.

૧૪ "હું" અને "મારું" વિસારી દેવાથી ચિત્તવિશુદ્ધિ થવા પામે છે.

૧૫ પૂર્વ જન્મની સારી નરસી વાસના (કર્મ સંસ્કાર)વડે રાગ-દ્વેષ-મમતાદિ પ્રગટે છે અને તેથી પુનર્જન્મ કરવો પડે છે. સર્વથા વાસનાના ક્ષયથી મોક્ષ થાય છે. અક્ષય સુખરૂપ મોક્ષ પ્રાપ્ત કરવો એ જ આપણું પરમ કર્તવ્ય છે. **યથાર્થ આત્મજ્ઞાન, આત્મદર્શન (શ્રદ્ધા-પ્રતીતિ) અને આત્મરક્ષણવડે જ અંતે અનંત અવ્યાબાધ સુખરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે.**

૧૬ ઉક્ત ત્રણ અત્યંત ઉપયોગી હોવાથી શાસ્ત્રકાર તેને ઉત્તમ રત્નરૂપ લેખે છે. દૃઢ અભ્યાસ ખંતપૂર્વક કરવાથી બાધક કર્મ ખસીને સર્વથા દૂર થઈ જતાં અનંત વીર્ય-શક્તિ પ્રગટ થાય છે. ત્યારપછી સકળ કર્મના ક્ષયરૂપ અથવા અક્ષય, અનંત, અવ્યાબાધ સુખરૂપ મોક્ષ પ્રાપ્ત થવો આત્માને સર્વથા સુલભ છે.

૧૭ જન્મ, જરા, મરણનો સર્વથા અંત અને અજરામર પદની પ્રાપ્તિ થવી તેમજ નિર્મળ સ્ફટિક રત્નસમાન સ્વસ્વરૂપ-નો સંપૂર્ણ સાક્ષાત્કાર થવો તેનું જ નામ સાચો-પારમાર્થિક-મોક્ષ.

૧૮ અક્ષય સુખરૂપ મોક્ષનો ઉપરોક્ત ખરો માર્ગ તજી,

સ્વેચ્છાચાર-સ્વચ્છંદ આચરણવડે જ જીવ અનાદિ વાસનાને પોષી, અનંત જન્મમરણનાં દુઃખ જાતે જ પેદા કરે છે, કહો કે માગી લે છે. પ્રબળ પુરુષાર્થવડે સ્વેચ્છાચાર તજી, પવિત્ર રત્નત્રયીનો સાદર સ્વીકાર કરી, તેનું યથાવિધિ આરાધન (સેવન) કરી, સકળ વાસનાનો ક્ષય કર્યા વગર ઉક્ત અનંત દુઃખરાશિમાંથી શી રીતે મુક્ત થઇ શકાય ?

૧૯ દુઃખ-દુર્ગતિના ઊંડા ગર્ત-ખાડામાં પડતાં જે હસ્તાવલંબન-ટેકો આપી આપણું રક્ષણ કરી શકે અને સુખ-સદ્દગતિ સાથે જોડી આપે એ જ વાસ્તવિક રીતે ધર્મ (અહિંસા-દયા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ-અસંગતારૂપ) છે તે સુખના અર્થીજનોએ ઉલટથી આદરવા યોગ્ય છે.

૨૦ અહિંસા, સંયમ અને તપલક્ષણ ધર્મમાં જેમનું ચિત્ત સદા ય રમ્યા કરે છે તેમને ઇન્દ્રાદિક દેવો પણ વંદન-નમસ્કાર કરે છે.

૨૧ સ્વકર્તવ્યનું ભાન ભૂલાય એવા પ્રકારના માદક પદાર્થનું સેવન કરવું-ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થઈ જવું, ક્રોધાદિ કષાયોને વશ થવું, નિદ્રા-આળસ વધારવાં, નકામી વાતો-કુથલીમાં કાળ ગુમાવવો અને મિથ્યાત્વ-વિપરીત શ્રદ્ધા અથવા આચરણ તથા અજ્ઞાન કે અજ્ઞાનીની સંગતિવશાત્ યથેચ્છ વિચાર, વાણી અને ક્રિયાવડે સ્વપરના દ્રવ્ય ભાવ પ્રાણનો વિનાશ કરવારૂપ હિંસા મુગ્ધજનો વારંવાર કર્યા કરે છે, તેનાથી બચવું તેનું નામ ખરી અહિંસા છે.

૨૨ જાતને તથા ઇન્દ્રિયોને કબજે રાખી, તપ સંયમનું સારી રીતે સેવન કરી શકાય તો જ અહિંસાદિક મહાવ્રતોનું યથાર્થ પાલન થઈ શકે છે.

૨૩ **મન જીત્યું તેણે સઘળું જીત્યું.** નિર્મળ ધ્યાનના અભ્યાસથી જ તે જીતાય છે.

૨૪ સંયમ-આત્મનિગ્રહ કરનાર અને સ્વાર્થત્યાગ કરનાર દુઃખ માત્રનો અંત કરી શકે છે, અને પરમ શાન્તિ મેળવી શકે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૬, પૃ. ૩૩૩. ]

---

## શાણી બહેનોને શિખામણના બે બોલ.

"વ્હાલી બહેનો ! તમે આળસ, વિકથાદિક પ્રમાદ તજી જ્ઞાનરુચિ વધારશો તો તેથી તમારી જાતને લાભ થવા ઉપરાંત તમે તમારા આખા કુટુંબને પણ અમૂલ્ય લાભ સહેજે આપી શકશો. તમારી સંતતિને સુધારી લેવાનો એ જ ખરો ઉપાય છે. તેને માટે નીચે પ્રમાણેના શિખામણના બે બોલ ધ્યાનમાં લેશો.

૧ ડાહ્યા અનુભવી પુરુષો કહે છે કે "**શાણી માતા સો શિક્ષકોની ગરજ સારે છે**" એ વાતને તમારે જાતે સિદ્ધ કરી બતાવવી જોઇએ. જો તમે ખરી કેળવણી પામશો તો તેના મીઠાં-મધુરાં ફળ સહેજે મેળવી શકશો; પણ જો તમે પોતે જ ખરી કેળવણી પામવા પ્રયત્ન નહિં કરશો તો તમારી સંતતિ પણ તમારા જેવી અજ્ઞાન રહેશે.

૨ ગર્ભાધાનથી માંડી બાળક અમુક વયનું થાય ત્યાંસુધી તેના ઉપર સારા, ઉદાર વિચાર, મીઠી અમૃત સમાન વાણી અને નિષ્પાપ આચરણવડે શુભ સંસ્કારો પાડવાનું સૌભાગ્ય શાણી વિવેકી સુશીલા માતાને સહેજે પ્રાપ્ત થાય છે. એ જ એનો કર્તવ્ય ધર્મ લેખાય છે.

૩ આપણી પૂર્વકાળની જાહોજલાલી તમે વાંચી કે સાંભળી જ હોય અને એવી જ ઉત્તમ સ્થિતિ ફરી પ્રાપ્ત કરવા તમને વાંછા થતી જ હોય તો વ્હાલી બહેનો ! આ મનુષ્ય જીવનની અમૂલ્ય ક્ષણો નકામી વિકથાદિકમાં વેડફી નહિ દેતાં, તમે પોતે જ્ઞાનરસિક બનો. બુદ્ધિ પામ્યાનું એ જ ફળ છે. પોપટીયું કે ઉપરચોટીયું નહિં, પણ ખરું તત્ત્વજ્ઞાન–તાત્ત્વિક જ્ઞાન મેળવવા પ્રયત્ન કરો. વિનય બહુમાનપૂર્વક ખરા તત્ત્વજ્ઞાનીની નિઃસ્વાર્થ સેવા–ભક્તિ કરવાથી, તેમની હિતશિક્ષા હૈયે ધરવાથી તમને તત્ત્વજ્ઞાન–તાત્ત્વિક જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકશે, શ્રદ્ધા સુધરી શકશે અને તમારું આચરણ પણ રૂડું ઘડાશે.

૪ બહેનો ! આજકાલની ચાલુ કઢંગી સ્થિતિ જોતાં ખેદ ઉપજે છે. જો કે તમે સામાયિક, પ્રતિક્રમણ, દેવદર્શન, ગુરુ વંદનાદિક ધર્મકરણી કરવા ટેવાયેલાં છો, પરંતુ તે તે ધર્મકરણી વિધિસર કરવાથી તેનો લાભ મળી શકે તેવો લાભ તમે ભાગ્યે જ મેળવી શકો છો આનું કારણ વિચારશો તો જણાશે કે જ્યાં ત્યાં ધર્મકરણી કરવા જતાં તમને વિકથા કરવાની ભારે ટેવ પડેલી હોય છે, તે સુધારી લેવાની ભારે જરૂર છે. ગમે તે ધર્મકરણી સાવધાનપણે જ કરવી જોઇએ.

૫ તમે અઢાર પાપસ્થાનકો આળોવતી વખતે તેનાં નામ ઉચ્ચારી જાઓ છો, પણ ખરું જોતાં તેને પાપની ઓછાશ કરવા પૂરતી કાળજી રહેવી જોઇએ. બ્હેનો! હવેથી તમે એવું લક્ષ્ય રાખતાં રહેશો તો તમારું ઘણું જ હિત થશે અને ઘણા પાપોથી તમે સહેજે બચી શકશો.

૬ તમારામાંની કઇક બ્હેનો વ્યાખ્યાન સાંભળવા જાય છે, ધર્મપુસ્તકો વાંચે છે-શીખે છે, તીર્થયાત્રા કરે છે અને વ્રત પચ્ચખ્ખાણ પણ આદરે છે. તે બધું સમજપૂર્વક, યથાશક્તિ આજ્ઞા સહિત થતું હોય તો કેટલો બધો ફાયદો થાય? તેથી જેમ દેવગુરુધર્મની આરાધના થાય-વિરાધના ન થાય, તેમ ડહાપણથી બધું કરતા રહેવું જોઇએ.

૭ રુડી કરણી વગર લૂખી કથનીમાત્રથી તો કશું વળવાનું નથી જ.

૮ તમારામાં જે જે દોષ કે ખામી હોય તે સમજી, સુધારી લેવા લગારે વિલંબ કે સંકોચ કરવો ન જોઇએ. આપણામાં જડ ઘાલી રહેલ દોષ કે ખામી દૂર કરવાનું કોઇ હિતૈષી સજ્જન બતાવે તો આપણું અહોભાગ્ય સમજી આપણી ભૂલ જેમ બને તેમ જલદી સુધારી લેવી જોઇએ.

૯ બ્હેનો! **"પહેલું સુખ તે જાતે નર્યા"** કહેવાય છે, તેવું સુખ તો જ્યારે તમે શરીર નીરોગી રાખવા પૂરતી કાળજી રાખો ત્યારે જ મળી શકે અને એથી તમારું ઘણું દુઃખ ઓછું થઇ જાય.

૧૦ પ્રકૃતિને ઠીક માફક આવે તેવો તદ્દન સાદો, સાત્ત્વિક અને નિર્દોષ ખોરાક વખતસર નિયમિત રીતે લેવામાં આવે

તો પોતાની તંદુરસ્તી મજાની રહે, વ્યાવહારિક કાર્યો કરવા ઉપરાંત ધાર્મિક કાર્ય કરવામાં સ્ફુર્તિ બની રહે, ચિત્ત પ્રફુલ્લિત રહે, ભાવના સારી થાય અને તેનો લાભ પોતાની સંતતિને તેમજ અન્ય કુટુંબી જનોને પણ મળતો રહે, એ કંઈ જેવી તેવી લાભની વાત નથી.

૧૧ નાનાં બાળકોનો બધો આધાર માતાના સ્તનપાન ઉપર રહે છે. જો માતા શાણી હોય તો બાળકનું હિત ચાહીને દૂધ ખરાબ (વિકારી) ન થાય તેવી અવશ્ય ચીવટ રાખે જ, એ માતાનો કર્તવ્ય ધર્મ છે.

૧૨ સુખે પચે એવું નિર્દોષ અને નિયમિત ખાનપાન કરવા ઉપરાંત ઘરમાં સહુનાં શરીરનું આરોગ્ય સચવાય માટે બીજી ઘણી સંભાળ રાખવાની જરૂર છે. આવી સમજ ફેલાવવાનું રુડું કામ સમાજનું હિત હૈયે ધરી તેની નિઃસ્વાર્થ સેવા કરવા ઈચ્છનારી સમયસૂચક અને કાર્યકુશળ વિદુષી બહેનો ભારે સફળતાથી કરી શકે છે. સેવાધર્મનું રહસ્ય સમજનારી શાણી બહેનોને એ ઉચિત જ છે; એથી અનેક સધવા, વિધવા અને કુમારિકા બહેનો એમ કરતાં શીખે છે, અને સ્વજીવિતવ્યને રસવાળું કરી અન્ય બહેનોને અનુકરણ કરવા યોગ્ય બને છે. આવા અનેક દાખલા સેવાપ્રેમીને આજે અજાણ્યા નથી.

૧૩ ધર્મીપણાનો ખોટો ડોળ નહિ ઘાલતાં ધર્મને લાયક બનવાની જરૂર છે. હૃદયની વિશાળતા, ગંભીરતાદિક ગુણોના સંસેવનવડે આપણામાં ધર્મની યોગ્યતા આવી શકે છે. પ્રથમ એની જ ખરી જરૂર હોવાથી એવી અગત્યની બાબતની ઉપેક્ષા નહિ કરતાં ખંતથી આદરવી જોઈએ.

૧૪ જેથી આપણામાં ધર્મયોગ્યતા આવે તેવા સદ્ગુણોની સંક્ષેપથી સમજ અહીં આપવી ઉપયોગી થશે સ્વદોષને તજવાથી જ સદ્ગુણ આવશે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૩૫. ]

---

## ધર્મયોગ્ય એકવીશ સદ્ગુણોનું સંક્ષેપથી વિવરણ.

૧ **ગંભીરતા**—હૃદયની વિશાળતા, તુચ્છતા-ક્ષુદ્રતા દોષને તજવાથી જ આવશે. જ્યાંસુધી પરાયા છિદ્ર જોવાની ક્ષુદ્ર ટેવ ન તજી શકાય ત્યાંસુધી અન્ય જનોમાં રહેલા અમૂલ્ય રત્ન જેવા ઉત્તમ ગુણો આપણે શી રીતે જોઇ, પારખી, તેને આપણામાં હૃદયમાં ઊતારી શકીએ ?

૨ **શરીરની સુઘડતા**—સુંદરતા-નિરોગતા મેળવી ટકાવી રાખવા માટે યથેચ્છ ખાનપાનમાં થતી હદબહારની સ્વચ્છંદતા તજી, મન અને ઇન્દ્રિયો ઉપર કાબૂ જાળવી રાખી, વિકારી વસ્તુથી તદ્દન દૂર રહેવું જોઇએ. ઇન્દ્રિયોને વશ નહિ થતાં તેમને વશ કરનાર મનુષ્ય સુખી થાય છે.

૩ **સૌમ્યતા**—પ્રકૃતિમાં શીતળતા મેળવવા માટે વિરોધી વર્તન તજવું જ જોઇએ, એમ કરવાથી અન્ય જનો ઉપર પણ બહુ ઉપકાર થઇ શકે છે.

૪ **લોકપ્રિયતા**—લોકવિરુદ્ધ કામ તજી લોકોપકારક કાર્ય પ્રેમથી કરનાર સહુને વ્હાલા લાગે છે અને અનેક જીવોને સન્માર્ગે દોરવા શક્તિવાન થાય છે. લોકવિરુદ્ધ કામ

કરનાર સહુ કોઇને અળખામણા થઇ પડે છે. તેનું હિતવચન પણ કોઇને ગમતું નથી, તેથી તે પરોપકાર પણ કરી શકતો નથી.

૫ **પ્રસન્નતા**—ક્રૂરતા અથવા મનની ક્લિષ્ટતા તજવાથી એ ગુણ સહેજે પ્રગટે છે અને સ્વપર અનેકને સુખદાયક બને છે.

૬ **પાપનો ડર**—જેનું અંતઃકરણ કોમળ હોય તેવા ભદ્રિક જીવ પાપથી દૂર રહે છે. વડીલનું પણ મન દુભાય એવું કરતાં સંકોચાય છે.

૭ **અશઠતા**—છળ-કપટ-દગાબાજીવાળો વાંકો માર્ગ તજવાથી સહેજે સરલતા આવે છે. તેવા મનુષ્યની જ રહેણીકરણી શુદ્ધ હોઇ શકે છે

૮ **દાક્ષિણ્યતા**—ઉચિત-વ્યાજબી પ્રાર્થનાનો ભંગ નહિ કરવાની ટેવથી સમયોચિત વર્તી, સામાનું દિલ પ્રસન્ન કરી, તેને કાયમને માટે પોતાનો બનાવી, સન્માર્ગે દોરી શકાય છે.

૯ **લજ્જાળુતા**—દેવ, ગુરુ, ધર્મ યા વડીલની આમન્યા સાચવનાર અનેક અકાર્યોથી સહેજે બચી શકે છે અને સત્કાર્ય કરી શકે છે.

૧૦ **દયાળુતા**—સ્વાર્થત્યાગ કરવાથી, સહનશીલતા યા ક્ષમાવાળા સ્વભાવથી મનુષ્ય અનેક અપરાધી જીવોને પણ અભય આપી શકે છે, તો પછી નિરપરાધી જીવોના પ્રાણ લેવાની વાત તો તેને ગમે જ કેમ ?

૧૧ **મધ્યસ્થતા**—નકામો રાગદ્વેષ યા પક્ષપાત તજવાથી, ખરી હિતકારી વાતની પરીક્ષા કરી, સહેજે તેનો જ આદર કરી શકાય છે.

૧૨ **ગુણરાગ**—દોષદૃષ્ટિ અથવા ખોટો પક્ષપાત તજવાથી, કોઇ પણ સદ્‌ગુણીનો સંગ થતાં તેમાંથી સહેજે ગુણ ગ્રહણ કરી શકાય છે.

૧૩ **સત્‌કથન**—વિકથા અથવા નકામો બકવાદ કરવાની ટેવ તજવાથી સજ્જનોનાં કથન-હિતવચનો કે ચરિત્રો સહેજે ગમે છે અને તે તરફના બહુમાનથી અનેક જીવોનું હિત સહેજે સધાય છે

૧૪ **સુપક્ષ**—સત્કથન કરવાની કાયમી ટેવથી, આખું કુટુંબ સત્યપ્રિય અને સત્યાગ્રહી બને છે અને તેવું એક પણ કુટુંબ બીજાં અનેક કુટુંબોને તેવાં જ સત્યપ્રિય અને સત્યાગ્રહી બનાવી, ભારે ઉપકારક નીવડે છે, એ રીતે સકળ જ્ઞાતિ, દેશ કે સમાજ સહેજે સ્વોન્નતિ સાધી શકે છે.

૧૫ **દીર્ઘદૃષ્ટિ**—માધ્યસ્થતાથી ગુણદોષને ઠીક સમજી શકનાર ભવિષ્યમાં થનાર લાભ-હાનિનો પૂરતો ખ્યાલ બાંધી, અશકય અને અહિત કામથી બચી, શકય અને હિતકાર્યમાં સહેજે પ્રવૃત્તિ કરી શકે છે. સદ્વિવેકથી જીવ ભારે સુખી અને અવિવેકથી ભારે દુઃખી થાય છે.

૧૬ **વિશેષજ્ઞતા**—મૂઢ જનોની સોબત તજી, જ્ઞાનીજનો સાથે ગોષ્ઠી કરવાથી ગુણદોષ, હિતાહિત, કાર્યાકાર્ય, ભક્ષ્યાભક્ષ્ય, અને ઉચિત અનુચિત સંબંધી વિવેક સહેજે પામી શકાય છે, તેથી જ ખરો માર્ગ યથાર્થ સમજીને સુખે આદરી શકાય છે.

૧૭ **વૃદ્ધ સેવા**—કાચી બુદ્ધિના ઉચ્છૃંખલ જનોની સંગતિ નહિ કરતાં, પરિપકવ બુદ્ધિના અનુભવી સુશીલ જનોની સેવા-

ભક્તિ કરવા સાથે તેમનાં હિતવચનોને અનુસરીને ચાલવાથી આપણામાં સહેજે અનેક ઉત્તમ ગુણ આવે છે.

૧૮ **વિનય**—સદ્ગુણી જનો પ્રત્યે નમ્રતા, બહુમાન દાખવવાથી સહેજે આપણામાં ઘર ઘાલી રહેલી અક્કડતા (માનવૃત્તિ) ઓછી થઇ જાય છે. વળી વિનય એક અજબ વશીકરણ હોઇ મોટા જ્ઞાની પુરુષને પણ વશ કરી શકે છે અને આપણામાં યોગ્યતા–લાયકાતની ખાત્રી થતાં આપણને યોગ્ય હિતમાર્ગ બતાવવા લલચાવે છે. વિનયવડે ખરી વિદ્યા, વિવેક અને શ્રદ્ધાયોગે આપણે સુશીલ, દયાળુ, સત્યવાદી, પ્રમાણિક અને સંતોષશાળી બની અનુક્રમે મોક્ષના અધિકારી થઇએ છીએ.

૧૯ **કૃતજ્ઞતા**—કોઇએ આપણું હિત કર્યું હોય તો તે કદાપિ ભૂલી નહિ જતાં તેને સદા યાદ રાખી, તેનો ક્યારે બદલો વાળી શકાય એવું રટન બની રહેવાથી, સ્વધર્મથી ચૂકયા વગર સ્વપરહિત સહેજે સાધી શકાય છે.

૨૦ **પરોપકાર**—સ્વાર્થનો ત્યાગ કરવાથી અને આપણું દિલ ઉદાર બનાવવાથી આપણે સહેજે સ્વપરહિત વધારે વધારે સાધી શકીએ છીએ.

૨૧ **કાર્યદક્ષતા**—કાર્ય કરવાની કુશળતા અભ્યાસવડે આવે છે, તેથી જડતા દૂર થતાં ચંચળતા વધે છે અને ધર્મયોગ્યતા પામી સુખી થવાય છે. આપણા સહુમાં આવા ઉત્તમ ગુણો પેદા કરી ધર્મયોગ્યતા પામવા સદ્બુદ્ધિ જાગો ! ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ ૩૭, પૃ. ૩૭. ]

# બ્રહ્મચર્ય અથવા સુશીલતાને સેવવાની ભારે જરૂર.

શુદ્ધ-પવિત્ર-નિષ્પાપ થવું કોને ગમતું નહિ હોય ? સહુ કોઇને તે ગમે જ. વિશુદ્ધ વિચાર, વાણી અને આચારના સંસેવનથી જ નિષ્પાપ થઈ શકાય છે. નિર્દોષ ક્ષમા, મૃદુતા, સરલતા, સંયમ, તપ અને સંતોષાદિક ધર્મજનિત આત્માના સ્વાભાવિક સુખમાં રમણતારૂપ શુદ્ધ નૈષ્ઠિક બ્રહ્મચર્યની સિદ્ધિ માટે ઉત્તમ ભાઈબહેનોએ નિજ બળ-વીર્યનું જેમ બને તેમ ચીવટથી સંરક્ષણ કરતા રહેવાની ભારે જરૂર છે. ચપળ મન અને ઇન્દ્રિયોને વશ થઇ નહિ જતાં, તેના પ્રલોભનોમાં ફસાઇ નહિ જતાં, સ્વપરનાં હિત-શ્રેયાર્થે તેમને અંકુશમાં રાખનારાં બ્રહ્મચર્યને સાધી શકે છે.

શુદ્ધ બ્રહ્મચર્યનો મહિમા ન વર્ણવી શકાય એવો અગમ-અપાર છે. બ્રહ્મચર્યના સંસેવનવડે સ્વ જીવનતત્ત્વ-Vitality ટકી રહે છે, નિર્મળ જ્ઞાન અને શ્રદ્ધાની વૃદ્ધિ થાય છે, સ્વ-ચારિત્ર્યની રક્ષા, શુદ્ધિ અને વૃદ્ધિ થાય છે, જગતમાં પુષ્કળ યશોવાદ થાય છે, ઇન્દ્રાદિક દેવો પણ પ્રેમભર પ્રણમે છે, અને અંતે અક્ષય અનંત સુખ-સમૃદ્ધિને પામે છે. આવું પ્રભા-વશાળી બ્રહ્મચર્ય સુખના અર્થી સહુ કોઇએ અવશ્ય પાળવું જોઇએ. તેના વડે દીર્ઘ આયુષ્ય, સુંદર આકૃતિ, મજબૂત અને સહનશીલ શરીર, પ્રબળ પુન્ય પ્રકૃતિ અને ઉત્તમ ઓજસ પ્રમુખ ઉદ્ભવે છે. વળી એના પ્રભાવથી પેદા થનારી પ્રજા પણ સર્વ વાતે સુખી સદ્ગુણી અને પ્રભાવશાળી બની, આ લોકનું તેમજ પરલોકનું હિત સ્હેજે સાધી શકે છે. શુદ્ધ શીલનું યથાર્થ પાલન કરવાથી પૂર્વે અનેક સાત્ત્વિક સ્ત્રી-પુરુષો

એવી ઉચ્ચ કોટીને પામેલાં છે કે તેમના આલંબનથી કઇક ભવ્યાત્માઓ સુખી સદ્ગુણી બની અન્ય અનેક જીવોને ઉન્નતિના માર્ગમાં સહાયરૂપ થયા છે એક જ બ્રહ્મચર્યવ્રત અન્ય અનેક સદ્ગુણોને મેળવી આપે છે, તેથી ખરા સુખના અર્થી દરેક ભાઇબહેને તેનો અત્યંત આદર કરવો ઉચિત છે.

સ્વાભાવિક સુખને મેળવવા ઇચ્છનારાઓએ તુચ્છ વિષય-સુખવાળી પશુવૃત્તિ ( વિષયલોલુપતા ) નિવારીને, સંતોષવૃત્તિનો દૃઢતાથી સ્વીકાર કરી, મન, વચન, કાયા તથા ઇન્દ્રિયોનો યથાર્થ નિગ્રહ કરી, આત્મામાં છુપું રહેલું અનંત અતુલ સ્વાભાવિક બળ-વીર્ય પ્રગટ કરવા ખૂબ પ્રયત્ન કરવો જોઈએ. એ રીતે પ્રગટ થતા બળ-પરાક્રમવડે અનેક અચિન્ત્ય, ઉત્તમ, ઉપયોગી કાર્યો અનાયાસે સિદ્ધ કરી શકાશે બ્રહ્મચર્ય એ જ સર્વ સુખની ચાવી-કુંચી છે.

પરસ્ત્રીગમન તથા વેશ્યાગમનાદિકથી થતી અનેક પ્રકારની ખુવારી જાણી-બૂઝીને ડહાપણથી તે તે દુષ્ટ બદીઓનો તરત ત્યાગ કરવો ઘટે છે, ઇન્દ્રિયનિગ્રહ સમું કોઇ સુખ નથી અને ઇન્દ્રિયપરવશતા સમું કોઇ દુઃખ નથી. એક એક ઇન્દ્રિયની પરવશતાથી પતંગ, ભૃંગ-ભમરો, મીન-માછલી, હરણ અને હાથી પ્રમુખ મરણાન્ત દુઃખ પામે છે, તો પાંચે ઇન્દ્રિયોને પરવશ પડેલા જીવોના કેવા હાલ થાય ? જે પરાશાના પાશમાં પડેલા છે તે જગત્માત્રના ઓશીયાળા થઇ રહે છે, પણ જે પરાશાથી મુક્ત થઇ નિઃસ્પૃહ બને છે તેનું દાસત્વ આખી દુનિયા કરે છે. સુખ સહુને ગમે છે, પણ સુશીલતાવડે તે પ્રાપ્ત થઇ શકે છે. દુઃખથી સહુ ડરે છે, પરંતુ કુશીલ-દુઃશીલ

જનો દુરાચારને તજી શકતા નથી. રાવણ જેવા રાજવીના પણ કુશીલતાથી કેવા માઠા હાલ થયા ? સુખના અર્થીજનોએ સતી સીતા અને રામચન્દ્ર જેવા સુશીલ થવું જોઇએ.

શીલ–સદાચાર સમાન બીજું કોઈ શ્રેષ્ઠ ભૂષણ નથી. શીલના પ્રભાવથી જંગલ મંગળરૂપ થાય છે, અગ્નિ જળરૂપ થાય છે, સર્પ ફૂલની માળારૂપ થાય છે, વિષ અમૃતરૂપ થાય છે અને શત્રુ મિત્રરૂપ થાય છે. દેવો પણ સુશીલ મનુષ્યનું દાસત્વ કરે છે, શીલના પ્રભાવથી મંત્ર સિદ્ધ થાય છે, ચોતરફ યશ–કીર્ત્તિ વિસ્તરે છે, તથા અષ્ટ સિદ્ધિ અને નવ નિધિ પ્રાપ્ત થાય છે.

અબ્રહ્મસેવન( વિષયાંધતા )થી નિબિડ કર્મબંધ થાય છે. સકળ સુકૃત્ય( પુન્ય )નો ક્ષય થાય છે અને સર્વ પ્રકારનું વિપરીત થવા પામે છે. તેવી દુષ્ટ કુશીલતાથી દૂર જ રહેવું જોઈએ. સંત–મહંતો તો આત્માનંદી હોઇ ઉક્ત મહાવ્રતને ધારવા વિષયસુખનો સર્વથા ત્યાગ કરે છે. વિવિધ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શમાં મૂંઝાયા વગર સર્વદા સમભાવે રહે છે. સુશીલ ગૃહસ્થ સજ્જનો સ્વદારા ( સ્વપત્ની ) સંતોષી જ હોય છે. એટલે પરસ્ત્રી પ્રમુખને તેઓ માતા, પુત્રી કે સહોદરા સમાન લેખે છે. ફક્ત ઓછી સમજના–કમઅક્કલ-વાળા મુગ્ધજનો જ ઉચિત મર્યાદાનો લોપ કરીને સ્વચ્છંદ-પણે વિહરતા કામાંધ બની એવાં અનાચરણ કરે છે કે જેથી અહીં ઇજ્જતના કાંકરા કરી ચિન્તાગ્રસ્ત થઈને બહુ દુઃખી થાય છે, અને પરભવમાં દુષ્કૃત્ય યોગે દુર્ગતિમાં પડી ભારે વિડંબણા પામે છે. યતઃ—

"કાયાનું સુકૃત્ય જાય, ગાંઠનું ગરથ જાય;
સ્વનારીનો સ્નેહ જાય, રૂપ જાય રંગથી.
ઉત્તમ સહુ કર્મ જાય, કુળના સહુ ધર્મ જાય;
ગુરુજનની પ્રીતિ જાય, કામના પ્રસંગથી.
ગુણાનુરાગ દૂર જાય, ધર્મ પ્રીતિ નાશ થાય;
રાજાની પ્રતીત જાય, આત્મબુદ્ધિ ભંગથી.
જપ જાય તપ જાય, સંતાનોની આશ જાય;
શિવપુરનો વાસ જાય, વેશ્યાના પ્રસંગથી."

કુલટા સ્ત્રીનો સંગ-પ્રસંગ જેમ સુજ્ઞ સુશીલ જનોએ તજવાનો છે તેમ લંપટ દુશીલ જનોનો સંગ-પ્રસંગ પણ સુશીલ બહેનોએ સાવચેતીથી અવશ્ય તજવાનો છે સુશીલતાથી જ સર્વ યોગક્ષેમ સંપજે છે અને કુશીલતાથી તેનો ક્ષય થાય છે, એમ સમજી સુશીલતા આદરવા ઉજમાળ બનો.

ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૬૮. ]

---

## મદાંધતાથી થતું પારાવાર નુકશાન સમજી તેનો કરવો જોઇતો ત્યાગ.

જાતિ,૧ રૂપ,૨ કુળ,૩ બળ,૪ લાભ,૫ બુદ્ધિ,૬ તપ૭ અને ૮શ્રુતસંપદાના મદથી અંધ બનેલા પામર જનો આલોક અને પરલોક સંબંધી સ્વહિતથી ચૂકી ભ્રષ્ટ થઇ જાય છે, તે બાપડા ખરી વાતને સમજતા નથી.

૧ આ સંસારમાં પરિભ્રમણ કરતાં લાખો કરોડોગમે જાતિઓમાં રહેલી હીનતા, મધ્યમતા અને ઉત્તમતાને જાણી કોણ

સુજ્ઞજન જાતિમદ કરે? કર્મવશપણાથી એકેન્દ્રિય, બેઇન્દ્રિય પ્રમુખ જુદી જુદી જાતિઓમાં જીવોને જન્મ લેવો પડે છે; તો પછી વિચારવું ઘટે છે કે આમાં કોની કઇ જાતિ કાયમ રહેનારી છે? કરણી પ્રમાણે જાતિનું નિર્માણ થાય છે, તો પછી તેનો મદ કરવો કેમ ઘટે? ન જ ઘટે.

૨ વિશાળ–ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા કઇક જનોને રૂપ, બળ, જ્ઞાન, બુદ્ધિ અને શીલ સંપદાથી તદ્દન શૂન્ય રહેલા જોઇને સુજ્ઞ જનોએ ખરેખર કુળમદ કરવાનું પ્રયોજન શું? તેમજ સ્વગુણથી અલંકૃત (શોભિત) એવા શીલ સદાચાર-સંપન્ન સજ્જનને પણ કુળમદ શા માટે કરવો જોઇએ?

૩ પિતાના વીર્યથી અને માતાના રુધિરથી ઉત્પન્ન થનારા અને સદા ય હાનિ વૃદ્ધિને પામનારા તથા રોગ અને જરાના ભયવાળા જીવને પ્રાપ્ત રૂપનો મદ કરવાનો અવકાશ જ કયાં છે? વળી સદા ય ઘસારો પામતા, ત્વચા અને માંસથી ઢંકાયેલા, અશુચિથી ભરેલા અને નક્કી વિનાશ પામનારા રૂપમાં મદ કરવો ન જ ઘટે.

૪ બળિષ્ઠ માણસ કોઇ આધિ, વ્યાધિથી ક્ષણવારમાં નિર્બળ બની જાય છે અને બળહીન હોય તે સંસ્કારજોગે ફરી બળિષ્ઠ બને છે; માટે બળ કાયમ રહેવાનું નથી અને મૃત્યુ પાસે કશું જોર ચાલવાનું નથી, એમ સ્વબુદ્ધિથી સારી રીતે સમજી લઇ, સમજુ માણસોએ છતા બળનો પણ મદ કરવો ઘટતો નથી.

૫ લાભાંતરાયનો ઉદય અને ક્ષયોપશમના કારણે થતા લાભાલાભને અનિત્ય માની, અલાભ વખતે વિકળતા અને લાભ

મળતાં સુજ્ઞ જનોએ વિસ્મય કરવો ન ઘટે. વળી મુનિવરોને ગમે તેટલો વિશાળ ( લબ્ધિ પ્રમુખનો ) લાભ થયો હોય તો પણ તેઓ તેનો મદ ન જ કરે.

૬ પૂર્વ મહાપુરુષોનું સમુદ્ર જેવું અથાગ–અનંતું વિજ્ઞાન-બળ સાંભળી જાણીને આધુનિક પુરુષો શું જોઇને સ્વબુદ્ધિનો મદ કરે? સમુદ્રની પાસે ગાગરડી શું ગર્વ કરી શકે?

૭ ભિખારીની જેમ ઉપગાર નિમિત્તે અન્ય જનોની ખુશામત કરીને જે પ્રસાદ મેળવવામાં આવે તેના વડે મદ કરવો કેમ ઘટે? કેમ કે તેવા પ્રસાદાત્મક લાભનો અભાવ થતાં ભારે શોક થાય છે, અથવા તપનો મદ કરવાથી કૂરગડુ મુનિની પેઠે ભવાન્તરમાં તપનો અંતરાય થાય છે.

૮ અતિ વિસ્મયકારી **માષતુષ** મુનિનું વૃતાન્ત તથા સ્થૂળભદ્ર મુનિને થયેલી વિક્રિયા સાંભળીને, જ્ઞાની ગીતાર્થની ખંતભરી સેવાવડે મેળવી શકાય એવું સર્વ મદહર અને ચરણકરણસાધક શ્રુતજ્ઞાન પામી તેનાવડે મદ કેમ કરવો ઘટે?

ઉપર જણાવેલા મદસ્થાનકો સેવવામાં કેવળ સ્વહૃદયનો ઉન્માદ અને સંસારવૃદ્ધિ વગર બીજો કોઇ વાસ્તવિક લાભ થતો નથી જ. જાતિ પ્રમુખના મદથી મત્ત થયેલ પ્રાણી આ ભવમાં જ ભૂતાવિષ્ટની પેઠે દુઃખી થાય છે અને પરભવમાં જાતિ પ્રમુખ સંબંધી હીનતા બેશક પામે છે. જે જે વસ્તુનો ગર્વ કરવામાં આવે છે તે તે વસ્તુ મેળવવામાં મોટી મુશ્કેલી નડે છે, સહેજે તે વસ્તુ મળી શકતી નથી અને મળે છે તો તે બહુ જ નિકૃષ્ટ અધમ કોટિની જ મળી શકે છે, એમ સમજી

સર્વ મદસ્થાનોને સમૂળગા ટાળવાના અર્થી સાધુજનોએ સ્વ-ગુણગર્વ અને પરનિંદા સદા સાવધાનપણે સર્વથા તજવાં ઘટે છે; કેમકે પરની અવગણના, પરનિંદા અને આત્મઉત્કર્ષ ( ગર્વ ) કરવાવડે અનેક કોટી ભવમાં ન છૂટે એવું નીચગોત્રકર્મ બંધાય છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૧૦૦. ]

---

## આપણું કર્તવ્ય સમજી સાવધાન થવાની જરૂર.

ઊંઘમાંથી જગાડી કોઇ આપણું નામ પૂછે તો તે આપણે તરત વગરસંકોચે કહી દઇએ, તેમ આપણે સહુએ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તરીકે આપણું કર્તવ્ય બહુ સારી રીતે જાણી, આદરી, દૃઢ પરિચિત કરી લેવું જોઇએ, કે તે વિસાર્યું પણ વિસરે નહિં. અનેક ભાઇબહેનોને તો સ્વકર્તવ્યનું ભાન પણ હોતું નથી, કઇક ભાઇબહેનોને તેનું કંઇક ભાન હોય છે તો તેમાં મંદ આદર હોય છે, એટલે મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથાદિક પ્રમાદવશ બની જઇ સ્વકર્તવ્ય કરતા નથી, અથવા બેદરકાર બની તેની ઉપેક્ષા કરે છે; ત્યારે થોડાએક એવા સદ્‌ભાગી વિરલ નરરત્નો પણ હોય છે કે જેઓ સ્વકર્તવ્ય ધર્મને સારી રીતે સમજી પ્રમાદરહિતપણે તેનું પાલન કરે છે, અન્ય પ્રમાદી જનોને હિતોપદેશ આપી ધર્મમાર્ગમાં જોડે છે અને સ્વકર્તવ્યપરાયણ જનોને જાણી જોઇ તેનું અનુમોદન કરે છે.

કોઇ પણ સુકૃત્ય કર્યું, કરાવ્યું કે અનુમોદ્યું હોય તો અતુલ ફળ આપે છે એવી આપણી શ્રદ્ધા–માન્યતા સાચી જ

હોય તો આપણે કંઇ પણ દુષ્કૃત્ય કરવા, કરાવવા કે અનુમોદવાથી દૂર રહેવા માટે સુકૃત્ય અને દુષ્કૃત્યનું ખરું ભાન આપણા અંતઃકરણમાં સદોદિત રાખવા ભારે કાળજી રાખવી જોઇએ.

અઢારે પાપસ્થાનકોનાં નામ આપણે કંઠે કર્યા તેટલા માત્રથી શું વળે ? તેથી કાંઇ પાપસ્થાનકથી આપણો આત્મા લેપાતો–મલિન થતો ન અટકે, માટે સદાચરણમાં ઉત્સાહ સહિત નિઃસ્વાર્થપણે પ્રવૃત્તિ કરતાં શીખી, આપણો આત્મા ઉજ્જવળ–નિર્મળ બનતો જાય તેની પૂરી કાળજી આપણે રાખતાં રહેવું, એ બહુ ઇચ્છવાજોગ છે.

પૂરેપૂરી સમજ યા વિવેકની ખામીને અંગે ખરું કર્તવ્ય ભૂલી જઇ અથવા બાજુએ રાખી આપણે બહુધા દેખાદેખી કરવા લાગીએ છીએ. એ ગંભીર ખામી સુધારી લેવાની ભારે અગત્ય આપણને પૂરેપૂરી સમજાય તો આપણું ભવિષ્ય સુધરતાં વાર ઓછી જ લાગે; કેમકે આપણા ખરા કર્તવ્યનું યથાર્થ ભાન સદ્ભાગ્યે થયા પછી તેનું પાલન કરવા આપણે ઠીક લાગણી સાથે પ્રયત્ન કરી શકીએ.

અનાદિ અજ્ઞાન અને કુવાસનાયોગે આપણામાં અગણિત દોષો જડ ઘાલીને રહેલા છે, તે બધા દૂર કર્યા વગર આપણો છૂટકો નથી; પરંતુ આત્મબળ ફોરવી ખરે માર્ગે લાગ્યા વગર તે દોષો બોલવા માત્રથી દૂર થઇ શકે એમ નથી. આખી સમાજનો મોટો ભાગ જ્યારે ખરા કર્તવ્યનું ભાન ભૂલી આંડેઅવળે રસ્તે ચઢી ગયો હોય ત્યારે ખરા શાસનપ્રેમી

નેતાજનો( સુસાધુઓ તેમજ સુશ્રાવકો )ની એ ખાસ જવાબદારીવાળી ફરજ છે કે મુગ્ધ–અજ્ઞાન જીવોને તેમના ખરા કર્તવ્યનું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અનુસારે યથાર્થ ભાન કરાવી સન્માર્ગે વાળવા. આના જેવું પવિત્ર પરોપકારક કાર્ય બીજું શું છે ? જો કે આ વાત તેવા સદ્‌ભાગી વિદ્વાન સાધુ કે ગૃહસ્થ જનોને બહુધા જ્ઞાત જ હોય છે; પરંતુ જોઇએ એવી નૈતિક હિંમતના અભાવે અથવા સમાજના દુર્ભાગ્યે તેઓ પૂરતી ધીરજ અને ખંતથી પ્રસ્તુત કાર્ય કરતા જણાતા નથી શાસનપ્રેમી સહૃદય સુસાધુ અને ગૃહસ્થ નેતાઓને તેમ કરવું છાજે નહિં. આપણુ સહુને સ્વકર્તવ્ય યથાર્થ જાણવા અને આદરવા સદ્‌બુદ્ધિ જાગો.　　　　　　　　ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૧૦૧. ]

---

## આપણાં દુઃખ શી રીતે ટળે ?

" આપણી છતી ભૂલો નહિ સુધારવાથી જ આપણે દુઃખી થઇએ છીએ, એમ સમજી આપણી ભૂલો સુધારવા આપણે તાત્કાલિક પ્રયત્ન કરવો જોઇએ."

૧ **" જૈનધર્મ વિનયમૂળ કહ્યો છે. "** તેમ છતાં તેના અનુયાયી વર્ગ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓમાં ખરો વિનય બહુ ઓછો જણાય છે. નાના મોટાની મર્યાદા તૂટતી જાય છે અને સ્વેચ્છાચાર વધતો જાય છે. જુદા જુદા વાડા અને તડો પડતા જાય છે, **તેથી ગમે તેવા હીનાચારીઓ ફાવી જાય છે.** આચારશુદ્ધિ બહુ ઓછી દેખાય છે અને આચારભ્રષ્ટતાનું જોર વધતું જાય છે.

૨ મદ, કષાય, વિષય, નિદ્રા, વિકથા, અજ્ઞાન અને મિથ્યાત્વ પ્રમુખ **પ્રમાદસ્થાનોને સાવધાનતાથી તજવાનું સર્વજ્ઞનું સ્પષ્ટ ફરમાન છે**, છતાં તેને જ કેમ પોષવામાં આવે છે? સ્વચ્છંદતા વધવાથી જ આપણી અધોગતિ થતી જાય છે. જો તેમાંથી બચવું જ હોય તો વિનય-બહુમાનપૂર્વક ખરા હિતસ્વી જ્ઞાનીનાં એકાન્ત હિતકારી વચનોને જ અનુસરો.

૩ જિનેશ્વરકથિત ધર્મને અનુસરનારા સ્વધર્મીઓનું પ્રથમ કેટલું બધું બહુમાન કરવામાં આવતું હતું? તેમાંનું અત્યારે કયાં છે? જે કાંઈ અત્યારે દેખાય છે તેમાં પણ વાસ્તવિકતા કરતાં આડંબર ઘણો ભળેલો હોય છે. ખરી જરૂરીઆત તરફ લક્ષ્ય જ કયાં અપાય છે? તેથી હજારો બલ્કે લાખોનો ખર્ચ કરવા છતાં સમાજની સ્થિતિ લેશ માત્ર સુધરતી જણાતી નથી. આ માટે જવાબદાર કોણ? કોઈ કહે છે કે 'ઉપદેશક સાધુઓ જ. તેઓ સમયને ઓળખી બરાબર બંધબેસતો ઉપદેશ આપતા નથી અને કઈક વખતે સ્વાર્થવશ બીનજરૂરી કે અલ્પ જરૂરી ઉપદેશ આપ્યા કરે છે-આપે છે. તેથી કઈક મુગ્ધ શ્રીમંતો તેવે માર્ગે દ્રવ્યવ્યય કરવા દોરવાઈ જાય છે.' કોઇ કહે છે કે 'એ બધી શ્રીમંતોની ઊંધાઇ-ખંધાઇ છે. તેમને ફાવે-ગમે તે માર્ગે જ તેઓ દ્રવ્યવ્યય કરતા રહે છે. બીજાઓનું કહેવું ઓછું જ કાને ધરે છે. બહુધા તેઓ નાકની ખાતર જ દ્રવ્ય ખર્ચે છે. અજબ વશીકરણરૂપ પ્રેમ જેવી વસ્તુ તો તેઓ ઘણે ભાગે ભૂલી ગયા જ હોય છે, નહીં તો નાનકડી સમાજનો ઉદ્ધાર થતાં શી વાર લાગે વારુ?' આ બન્ને વાતમાં સર્વથા સત્ય-વજૂદ નથી, એમ કહી શકાય નહીં; કેમકે ઉપદેશકમાં તદ્દન નિઃસ્વાર્થતા-નિઃસ્પૃહતા સાથે

સમયજ્ઞતા અને ભવભીરુતાની જેટલી ખામી તેટલી ઉપદેશમાં વિષમતા આવવાનો પૂરો સંભવ રહે છે અને દાતાઓમાં ખરા ખોટા પાત્રને પારખવારૂપ વિવેકની જેટલી ખામી તેટલી દાનફળમાં પણ વિષમતા આવવાનો સંભવ રહે છે. નિદાન એટલી વાત તો ચોક્કસ છે કે—**ઉપદેશકની જવાબદારી ઘણી મોટી છે,** તેથી તેમણે ઘણી જ સાવધાનતા રાખવાની જરૂર છે. તેમનામાં તુચ્છ સ્વાર્થની તો ગંધ પણ ન જોઇએ.શાસ્ત્રરહસ્યનો સર્વોત્તમ બોધ હોવા ઉપરાંત તેમને પાપનો પૂરો ડર હોવો જોઇએ. એવા ઉપદેશકો જ પોતાનું વર્તન બહુ સારું રાખી, બીજા ભવ્યજનોને પોતાનું વર્તન સુધારવા સચોટ ઉપદેશ આપી શકે. તથાપ્રકારની લાયકાત વગર નથી થતું સ્વહિત અને નથી થતું પરહિત. સ્વહિત કરવા ઉપરાંત પરહિત કરવા ઇચ્છનારે પોતે સદ્‌બોધ, સત્-શ્રદ્ધા અને સદાચારનું એટલું બધું સરસ પરિશીલન કરતા રહેવું જોઇએ કે તેના દર્શન અને સમાગમ માત્રથી અનેક ભવ્યજનો ઉન્માર્ગ તજી સન્માર્ગે સંચરી શકે. એથી ઊલટું આચરણ ઉપદેશકમાં જોવા-જાણવામાં આવે તો તેની ઘણી જ માઠી અસર જનસમાજ અને શ્રોતૃવર્ગ ઉપર થવા પામે છે.

આ બુદ્ધિવાદના જમાનામાં અંધશ્રદ્ધા લાંબો વખત નભી ન શકે એમ હોઇ જે કોઇ તત્ત્વજિજ્ઞાસુ જનો અટપટા પ્રશ્ન પૂછે તેમના ઉપર નાહક ચીડવાઇ નહિં જતાં શાન્તિથી તેમનું સમાધાન કરવા પ્રયત્ન કરવો ઘટે, જેથી પૂછનારની શ્રદ્ધા વધારે મજબૂત થવા પામે. વિદ્વાન લેખાતા ઉપદેશક સાધુઓ જો એમ આચરવા પોતાની ફરજ સમજે તો દિનપ્રતિદિન યુવક જનોમાં અમુક વર્ગ પ્રત્યે જે અણગમો થતો જતો

જોવા-જાણવામાં આવે છે, તે બહુધા દૂર થવા પામે; એટલું જ નહિં પણ તેઓ સદ્બોધ પામી, શ્રદ્ધાળુ બની, પોતાનું વર્તન સુધારી સમાજને પણ આશીર્વાદરૂપ થવા પામે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૧૩૨. ]

---

## બાળકેળવણી પરત્વે આપણી ફરજ.

" દયાળુ માતપિતાદિક વડીલો ધારે તો તે બાળકોના એક ઉમદા શિક્ષકની ગરજ સારી શકે. "

**કેળવણી એ એક અજબ ચીજ છે.** તેનાથી અનેક ફાયદા થઇ શકે છે. ઘઉંની કણકને જુદી જુદી રીતે કેળવવાથી તેમાંથી તરેહ તરેહની રસવતી-રસોઈ બને છે, અને તે ભારે મીઠાશ આપે છે. ફળ-ફૂલના ઝાડને પણ સારી રીતે કેળવીને ઉગાડવાથી તે જાતજાતના જથ્થાબંધ મીઠા-મધુર-સ્વાદિષ્ટ અને ખુશબોદાર ફળફૂલ આપી આનંદ-સંતોષ ઉપજાવે છે. જ્યારે જડ વસ્તુઓ પણ તથાપ્રકારની કેળવણીવાળા સંસ્કાર પામી આનંદદાયક બને છે તો પછી ચૈતન્યવાળો આત્મા યોગ્ય કેળવણી પામીને સંસ્કારિત બને તો તે સ્વપરને કેટલો બધો આનંદદાયક થાય ? શરીરનો, મનનો, બુદ્ધિનો અને હૃદયનો વિકાસ કરવા માટે કેળવણીની ઓછી જરૂર નથી, બલ્કે ઘણી જ જરૂર છે. ઉક્ત દરેક પ્રકારની કેળવણી જરૂરની છે, ઉપેક્ષા કરવા યોગ્ય નથી. વળી તે ગુણમાં એક એકથી ચઢીયાતા પણ છે, છતાં અફસોસની વાત તો એ છે કે-બહુધા તેની ઉપેક્ષા જ કરવામાં આવે છે.

જુઓ! આપણા દેશમાં જન્મેલ બાળકો બધા ઉછરતા નથી અને ઉછરેલાં બધાં તંદુરસ્ત રહેતા નથી જન્મેલાં બાળકોમાંથી એક વર્ષની અંદર ૧/૩ એક તૃતીયાંશ, અને પાંચ વર્ષની અંદર ૧/૩ એક તૃતીયાંશ ભાગ તો મરી જાય છે. બાકીના ૧/૩ એક તૃતીયાંશ ભાગમાંથી પણ થોડા ઘણા જ બચી શારીરિક સુખસંપત્તિ પામી શકતા હશે. આ સ્થિતિ ખરેખર ખેદજનક જ છે. ગર્ભને પોષવા અને બાળકોને ઉછેરવા તરફ માબાપોની અત્યંત બેદરકારીનું આ અનિષ્ટ પરિણામ જણાય છે. બચ્ચાંઓને કુશળતાથી ઉછેરવામાં આવે તો તે શરીરે પુષ્ટ, કદાવર અને નિરોગી થવા પામે છે. તેને બદલે બેદરકારીથી તેમને ભય, ત્રાસ અને ખેદ ઉપજાવ્યા કરવાથી તે બાપડાં દુબળાં, સત્વહીન અને રોગીલાં તથા દુખીયારાં બને છે. બાળ-કોમળ વયમાં બચ્ચાંઓને બચપણથી જ યોગ્ય રીતે કેળવવાની માબાપની જે પવિત્ર ફરજ છે તે અત્યારે બહુધા વિસારી દેવાય છે, એનું જ આ અતિ દુઃખકારક માઠું પરિણામ લેખવવા યોગ્ય છે.

પ્રથમ તો બાળક આઠેક વર્ષનું થાય ત્યાં સુધી નિર્દોષ રમતગમતમાં દિવસ નિર્ગમી તેને વિદ્યા તરફ રુચિ કરાવવાની જરૂર રહે છે. ગમત સાથે જ્ઞાન મળે અને તે નબળી સોબતથી બચે તેવી કાળજી પ્રથમથી જ રાખવી જોઇએ. ધીમે ધીમે તેનામાં સારા સદ્ગુણો ખીલી નીકળે એવા બીજા સંસ્કારો તેમના ઉપર પડવા દેવા જોઇએ. તે તરફ જેટલી કાળજી વધારે રહે તેટલું હિત અધિક થઇ શકે, પરંતુ અદ્યાપિ માબાપનું તેમજ શિક્ષકોનું આ આવશ્યક વાત તરફ દુર્લક્ષ જેવું જ જણાય છે. જે શુભ સંસ્કાર બચપણથી બાળકો ઉપર પડે છે

તે બહુ જ સ્થાયી–ન ભૂંસાઇ શકે તેવા ટકાઉ બને છે. શિક્ષકો ધારે તો બાળવિદ્યાર્થીઓને સુસંસ્કારિત બનાવવા ઘણું કરી શકે, અને એમ કરવાની તેમની ફરજ પણ છે. તે તેમણે નિઃસ્વાર્થપણે બજાવવા લક્ષ્ય રાખવું જોઇએ

જડ જેવા બાળકોને હીરા જેવા કરવાનું સદ્‌ભાગ્ય સુશિક્ષિત માબાપો ઉપરાંત દિલસોજ શિક્ષકોનું છે, તેથી જ તેમનો દરજ્જો ઊંચો લેખાય છે. જો માબાપ તથા શિક્ષકો ન્યાયી તથા સદાચરણી હોય તો તેમનાં રુડાં આચરણની સચોટ અસર બાળકો ઉપર ઘણી સારી થવા પામે છે. જો બાળકોનું જીવન સુધારવું જ હોય તો તેમની જેમને શુભ ચિન્તા રાખવાની હોય તેવાં માબાપ તથા શિક્ષકોએ પણ પોતાનું વર્તન જરૂર સુધારવું જોઇએ.

આપણા બાળકોમાંના ઘણાંએક તો કુસંગથી જ બગડે છે, અને તે વળી બીજાં બાળકોને બગાડે છે. બચપણમાં જ જે બૂરી આદતો પડે છે તે કુસંગતિનું જ પરિણામ લેખાય. તે દોષથી પોતાનાં વહાલાં બાળકો બચી શકે તેવું ઉચિત લક્ષ્ય માબાપોએ તેમજ શિક્ષકોએ અવશ્ય રાખવું જોઇએ. ઊંચા પ્રકારના નૈતિક શિક્ષણવડે તથા ધાર્મિક શિક્ષણવડે જ બીજી શારીરિકાદિક કેળવણીની સાર્થકતા છે તે ભૂલવું જોઇતું નથી. તેથી એવા શુભ લક્ષ્યપૂર્વક બાળવયથી બાળકોને યોગ્ય કેળવણી અપાવી જોઇએ.

આવી ઉત્તમ કેળવણી ક્રમસર પામેલા માનવરત્નોની કિંમત કોણ કરી શકે વારુ ? સહુ માતપિતા અને શિક્ષકાદિકને

પોતપોતાની જવાબદારી સમજીને સદાચરણપરાયણ થઇ રહેવા સદા ય સદ્બુદ્ધિ સ્ફુરો !                                    ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૧૩૪. ]

---

## આપણી ખરી જરૂરિયાતો પાર પાડવા અને તેના ખરા ઉપાયો યોજવા સહુ ત્યાગી મુમુક્ષુઓએ ખરૂં દિલ દેવાની જરૂર.

કુશળ ખેતીકાર જેમ વખતસર ક્ષેત્ર–ભૂમિને સારી રીતે ખેડી, તેને સરસ બીજ વાવવા યોગ્ય બનાવી, તેમાં યથાવિધિ વાવણી કરી, જરૂર પૂરતા જળસિંચનાદિક યોગે તેમાંથી સારો પાક મેળવી શકે છે, પણ જો તે આળસુ બની વખતસર ખેડ જ કરે નહિં, અથવા કદાચ ખેડેલા ક્ષેત્રમાં જોઇએ એવી કેળવણીથી સરસ બીજ જ વાવે નહિં, અથવા સરસ બીજ વાવેલા ક્ષેત્રને જરૂર પૂરતું જળસિંચનાદિક મળે એવી યોજના તૈયાર કરી રાખે નહિં અને તેવું જળસિંચનાદિક મળ્યા છતાં એ ક્ષેત્રમાં જે જાળાં–ઝાંખરાં સહેજે ઊગી નીકળ્યાં હોય તેમને નિંદી ન કાઢતાં વધવા જ દે તો તેનું કેવું અનિષ્ટ પરિણામ આવે ? પોતાના દુષ્ટ પ્રમાદને લીધે તેને કેટલું શોસવું પડે ? તેમ જ સીદાવું ( દુઃખ સહન કરવું ) પડે ? તેનો પૂરો ખ્યાલ તેને જ અથવા કોઈ સહૃદય જનોને જ આવે છે. તેમ આપણી આંતરસ્થિતિનો યથાર્થ ખ્યાલ કોને આવી શકે ?

સમાજની આંતરસ્થિતિ બગડતી સુધારવા કુશળ ત્યાગી સાધુજનોની ભારે ફરજ લેખાય. તેમનાથી જ ઠીક સમયોચિત

સમર્થ અને સફળ પ્રયત્નયોગે સ્વસમાજ-સુધારણાની સારી આશા રાખી શકાય. સમાજના કોઇ પણ જરૂરી અંગમાં થતા કે થયેલા બગાડા ભણી તેઓ ઉપેક્ષા યા આંખમીંચામણું કરે તે અસહ્ય જ લેખાય અને તેનું ભારે અનિષ્ટ પરિણામ જ આવે, જે તેમને પોતાને તેમજ આખી સમાજને બહુ દુઃખ સાથે ઘણો લાંબો વખત સહન કરવું પડે. ઉપેક્ષા કરેલો રોગ જ્યારે ગંભીર રૂપ પકડે ત્યારે કુશળ વૈદ્ય જ તેનું ખરું નિદાન શોધી કાઢી યોગ્ય ચિકિત્સા( ઉપાય )વડે તે વ્યાધિને નિર્મૂળ કરવા ફતેહમંદ નીવડી શકે, તેથી તેવા કુશળ વૈદ્યનો જ સમાશ્રય જેમ કરવો ઘટે, તેમ સમાજમાં વ્યાપી રહેલો ઘણા વખતનો ભાવ-રોગ પરખી, નિર્મૂળ કરવા કુશળ, સ્વાર્થત્યાગી સાધુજનોનો જ આશ્રય લઇ, તેની આંતરસુધારણા સારી રીતે કરવી ઘટે.

શ્રી સંઘની નિઃસ્વાર્થ સેવા કરવાનું ભારે મોટું ફળ શાસ્ત્રકારે કહ્યું છે, તો "સમાજની સમયોચિત સેવા નિઃસ્વાર્થ ભાવે કર્યાથી તેમાં સમાસ પામતા શ્રી સંઘની સેવાનો લાભ પણ સહેજે મળી શકે, તે વિશાળ સમાજની ખરી અણીના વખતે નિઃસ્વાર્થ સેવાનો લાભ ઉઠાવવાની ઉમદા તક જતી કેમ જ કરાય ? જો સમાજ ભાવ-રોગના સડાવડે કેવળ નિઃસત્ત્વ બની જાય તો તેમાંથી ઉમદા નરરત્નો કે સ્રીરત્નો પાકવા આશા ક્યાંથી જ રખાય ? અને તેવાં પુરુષ કે સ્રીરત્નો પાકયા વગર રત્નાકર સમાન શ્રીસંઘની સુવ્યવસ્થા શી રીતે જળવાય ? જો આ વાત વ્યાજબી લાગતી જ હોય તો ગુણરત્નાકર શ્રીસંઘની સુવ્યવસ્થા જાળવી રાખવા માટે અને સંઘસમાજમાં વધતો જતો સડો અટકાવવા માટે સહૃદય સ્વાર્થત્યાગી સુસાધુજનોએ જેમ

બને તેમ તાકીદથી તેવી કાળજી રાખી, બહુધા એકમતિથી સુનિશ્ચયપૂર્વક **સંયુક્ત બળ અજમાવવું જોઇએ. "સો શાણે એક મત"** એ ન્યાયે પવિત્ર શાસન પ્રત્યે પૂરી દિલસોજી ધરાવનારા સુસાધુજનો એક મતથી ઉક્ત નિઃસ્વાર્થ સેવા બજાવવા પાછી પાની કરે જ નહીં અને તેવા સહુ સદ્‌ભાગી સાધુજનોને એવા પવિત્ર કામમાં સામેલ થવા આમંત્રણ કરવું તે "આંબે તોરણ બાંધવા જેવું જ લેખાય." તો પણ જેમ કોઇ તેવા ગંભીર રોગાદિક પ્રસંગે તેનું ખરું નિદાન શોધી કાઢી ઉક્ત રોગને નિર્મૂળ કરે એવી ખાત્રીભરી પ્રતિક્રિયા નક્કી કરવા નિમિત્તે સારા સારા અનુભવી–નિપુણ વૈદ્યોનું સંમેલન સારી લાગવગથી કરીને, બહુધા તેમની એકમતિથી યોગ્ય ચિકિત્સાવડે રોગને નિર્મૂળ કરવા સફળ પ્રયત્ન સેવવામાં આવે છે, તેમ સંઘ–સમાજમાં પેઠેલા ભાવસડાને બરાબર પરખી કાઢી, તેની યોગ્ય ચિકિત્સા કરી, ઉક્ત સડો દૂર કરવા સશક્ત સુનિપુણ નિઃસ્વાર્થી સાધુજનો ઉક્ત સડો સત્વર દૂર થાય તેવી પવિત્ર બુદ્ધિથી પ્રેરાઇ, અમુક વખતે અને અમુક અનુકૂળ સ્થળે એકઠા થઇ, શાન્તિથી વિચારપૂર્વક શ્રી સંઘની ખરી સેવા બજાવવા યથાશક્તિ કામ કરવા ઉજમાળ થાય એ અત્યંત ઇચ્છવાજોગ છે. સહુ સ્વાભિપ્રાય સ્પષ્ટ જણાવી નિઃસ્વાર્થપણે આમાં સહાનુભૂતિ દાખવશે, એમ ઇચ્છી વિરમવામાં આવે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૧૬૩. ]

# રડવા કૂટવાનો દુષ્ટ-અનિષ્ટ રિવાજ દૂર કરી દેવાની હરેક જ્ઞાતિહિતસ્વી જનોની અનિવાર્ય ફરજ.



" પ્રસ્તાવના રૂપે બે બોલ "

કોઈ વહાલાનો વિયોગ થતાં અતિશોક-ખેદથી છાતી ભરાઇ આવે તેને ખાલી કરવાના હેતુથી આ રડવાનો રિવાજ પ્રથમ પ્રચલિત થયેલો હોવો જોઇએ. તે હેતુ ભૂલાઇ જઇ અત્યારે તેમાં ઘણી જ કૃત્રિમતા અને ઢોંગ ચાલે છે; પરંતુ આવી કૃત્રિમતા અને ઢોંગ વધી પડવાથી પ્રગટપણે કેટલાં બધાં નુકસાન થવા પામે છે તેનો વિચાર કરવા અને તે સત્ય જ હોય તો તે રિવાજ દૂર કરવાનો પ્રયત્ન કરવાની હરેકે હરેક જ્ઞાતિ-હિતસ્વી જનની તથા સુસાધુજનોની ખાસ ફરજ છે.

એક અદ્ભુત-આશ્ચર્ય સાથે ખેદ.

અતિ આશ્ચર્યની વાત છે કે—રાગ, દ્વેષ અને મોહાદિક મહાદોષ જેમણે સર્વથા જીતી લીધા છે, એવા જિનેશ્વરો જેમના પરમદેવ છે અને તે જ મહાદોષોને જીતવા સદા ય પ્રયત્ન કરનારા અને તેવો જ પવિત્ર ઉપદેશ આપનારા જેમના પરમગુરુ છે એવી જૈન જ્ઞાતિ-સમાજોમાં આવો દુષ્ટ કુરિવાજ શી રીતે ઘુસી ગયો અને તેમનામાં આટલો બધો કેમ ટકી રહ્યો ? પરમદેવ-પરમાત્માના પવિત્ર ઉપદેશનું રહસ્ય એ છે કે પ્રત્યેક આત્મા સત્તાએ ( શક્તિરૂપે ) સ્ફટિક રત્ન જેવો ઉજળો ( કષાયના વિકારભૂત રાગદ્વેષ વગરનો ) છે, તેમ છતાં વિવિધ ફૂલના સંબંધે જેમ સ્ફટિક રત્ન વિવિધ વર્ણવાળું દીસે છે તેમ શુભાશુભ કર્મયોગે જીવ પણ

રાગદ્વેષાદિક પરિણામને પામે છે. જો સાથે લાગેલા ફૂલને યુક્તિથી દૂર કરી લેવામાં આવે તો સ્ફટિક રત્ન જેવું ને તેવું જ ઉજ્જવળ જણાઈ આવે છે, તેમ રાગદ્વેષના પરિણામને ઉત્પન્ન કરનારાં બાધક ધર્મને જો દૂર કરી લેવામાં આવે તો આપણો આત્મા પણ સ્ફટિક રત્ન જેવી નિર્મળતા–નિષ્કષાયતાને ધારણ કરે છે, તેથી આપણે આપણી ઉન્નતિમાં બાધકરૂપ રાગદ્વેષને ઉત્પન્ન કરી વધારનારાં કર્મ કરતાં વિરમવું જોઇએ.

વ્હાલાનો વિયોગ થતાં અનિત્યાદિક ભાવના ભાવવાને બદલે સ્વાર્થાંધપણે જે ખેદ, અરતિ કે શોકવશ થઇ જઈ અશુભ કર્મ બાંધવામાં આવે છે તે બીજરૂપ કર્મથી અનેક જન્મમરણરૂપ અનંત દુઃખની પરંપરા આપણને આવીને ભેટે છે; તેથી તેવે પ્રસંગે જ્ઞાનનજરથી નિહાળી વર્તવામાં આવે તો એ બધાં વૃદ્ધિ પામતાં દુઃખથી આપણે બચી શકીએ.

સુખ–દુઃખમાં અજ્ઞાની જીવની પેઠે શ્વાનવૃત્તિ નહિ ધરતાં સિંહવૃતિ જ ધારવી યોગ્ય છે. સ્વહૃદયમાં વિવેકકળાને જગાવી તે વડે હિતાહિત, ગુણદોષ, કર્તવ્યાકર્તવ્યની વહેંચણી કરી લેવી જોઇએ. ગુણવિભાગને ગ્રહણ કરીને દોષવિભાગની ઉપેક્ષા કરવી જોઇએ, હિતમાર્ગનો અનાદર કરી અહિત માર્ગનો આદર કરવાથી તો કેવળ હાનિ જ થવાની. વ્હાલાનું અવસાન ( ભવિષ્ય ) સુધરે એવી કાળજી ખરી આણીને વખતે રાખવી એ જ ખરું જોતાં આપણું કર્તવ્ય હોવું જોઇએ. વળી આપણો વહાલો દઢધર્મી થઇ, ધર્મને આરાધી સદ્‌ગતિ પામે તો તેથી આપણે સહુએ રાજી ખુશી થવું જોઈએ અને આપણે પણ તેની પેઠે દઢધર્મી અને પ્રિયધર્મી થવા પ્રયત્ન

કરવો જોઈએ. તેને બદલે આપણે કેવળ રોકકળ કરી, નકામો ખેદ-શોક કરીએ છીએ તેથી કોઇને કશો ફાયદો તો થવાનો જ નથી, પણ પ્રબળ મોહ-વિકળતાથી નુકશાન તો અવશ્ય થવાનું છે.

ધારો કે લૌકિક સ્વાર્થને લઇ કોઇ અજ્ઞાની જીવને મોહ-વશ ખેદ-શોક થાય તો તેવે વખતે તેનો ખેદ-શોક ઓછો થાય તેવું ડહાપણભર્યું વર્તન બીજા સહુએ રાખવું જોઈએ, તેમાં ઊલટો વધારો થાય એવું તો નહિ જ રાખવું જોઇએ.

આજકાલ ઘણે ભાગે એથી ઊલટી રીતિ જ નજરે પડે છે. બહારનો દેખાવ, ઢોંગ-દમ્ભ ઘણો જ વધી ગયો છે. જે કોઇ સુજ્ઞ ભાઈબહેનો એવો ઢોંગ કરવાથી દૂર રહેતા હોય તેમની પ્રશંસા કરવાને બદલે ઊલટી નિંદા-બદબોઇ કરવામાં આવે છે. જો કે ખરા-દૃઢ મનના ભાઇબહેનો તેવી નિંદા કે ટીકાની ઓછી જ દરકાર કરે છે, પરંતુ તેવી ખોટી ટીકા-નિંદા કરનારા તો મહાપાપનો જ બંધ કરે છે અને તેના કટુક ફળ તેમને ભવોભવ ભોગવવા પડે છે. કદાચ કોઇ વહાલો કમનસીબે માઠી લેશ્યામાં મરીને દુર્ગતિમાં જાય તો તેથી પણ આપણે અધિક જાગ્રત રહી, માઠી કરણી તજી સારી કરણીમાં જ આપણું મન પરોવવું જોઇએ કે જેથી છેવટે આપણે દુર્ગતિમાં જવું પડે નહિ અને સદ્ગતિમાં જ આપણે જઇ શકીએ. આ શરીરરૂપી કોટડીમાં ડહાપણથી વસી, સુકૃત ઉપાર્જન કરી લઈ, તેનું ફળ ભોગવવા જ્યારે આ શરીરનો માલીક બીજું દિવ્ય શરીર દેવગતિમાં ધારણ કરી તેમાં વાસ કરે ત્યારે તેવા માંગળિક પ્રસંગે તેના સગા-સંબંધીઓએ હર્ષ-પ્રમોદ ધરવો ઉચિત લેખાય કે મોહ-અજ્ઞાન-

વશ બની નકામી રોકકળ કરી મૂકી ખેદ–શોક કરવો ઉચિત લેખાય ? વહાલાની સુકૃત્યયોગે સદ્ગતિ જ થઈ હોય કે દુષ્કૃત્યયોગે દુર્ગતિ જ થઇ હોય તો પણ તેની પાછળ નકામી રોકકળ કરવાથી કોઇને કશો લાભ તો થતો જ નથી પણ સ્વપરને નુકશાન તો પારાવાર થાય છે જ. વળી એ દુષ્ટ–અનિષ્ટ રિવાજ વંશપરંપરાગત ચાલતો રહી, દૃઢ–રૂઢ બની દ્રવ્ય ભાવથી અનેક પ્રકારની હાનિ જ ઉપજાવે છે, તેથી શાણા ભાઇ–બહેનોએ એ દુષ્ટ રિવાજને સમજ વાપરી મૂળથી જ ઊખેડી નાંખવો જોઇએ.

રડવાના દુષ્ટ રિવાજનું પોષણ કરવાથી ધર્મ–નીતિનો તો લોપ થાય જ છે, પણ પ્રગટપણે સ્વશરીરમાં પણ એથી કેટલી બધી વ્યથા–પીડા ઉપજે છે ? તેનો કંઇક ખ્યાલ છાતીઓ કૂટવાનો જે દુષ્ટ રિવાજ બૈરાઓમાં પ્રચલિત છે તે ઉપરથી સહેજે આવી શકશે.

મુસલમાન વિગેરે કોમોમાં આવો દુષ્ટ રિવાજ મુદ્દલ નથી અને બીજી અનેક હલકી ગણાતી જ્ઞાતિઓમાં એ રિવાજ બહુ જ ઓછો છે તેમ ઓછો થતો જાય છે, આમ છતાં જૈન જેવી ઊંચી કોમમાં એ દુષ્ટ રિવાજ કેટલો બધો પ્રબળ છે ? એ સત્ય હકીકત લક્ષ્યમાં લઇ જૈન કોમના દરેક હિતસ્વી ભાઇબહેનોએ એ દુષ્ટ રિવાજને દૂર કરી દેવા કટિબદ્ધ થવું જોઈએ. તેના ભણી સંપૂર્ણ તિરસ્કાર બતાવવા બીજા પણ પ્રેરાય એવી દલીલભરી સમજ સહુને આપતા રહેવી જોઈએ.

સહુ કરતાં બાળવિધવાઓની સ્થિતિ વધારે કફોડી થતી જાય છે તે જરૂર સુધારવી જોઇએ. તેમનાં દુઃખનો અંત આવે

નહિ તો તેમાં ઘટાડો તો થાય જ, એવી સુધારણા અવશ્ય કરવી જોઇએ. તેમની બાકીની જિંદગી તેમને પોતાને તેમજ સમાજને ઉપયોગી થાય તેવી રૂડી ડહાપણભરી કેળવણી આપવા–અપાવવા જલદી પ્રબંધ કરવો જોઇએ. દ્રવ્યભાવથી શાન્તિ ઉપજે એવી સદ્‌બુદ્ધિ સહુને સ્ફુરો !!! ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ ૩૭, પૃ. ૧૬૫. ]

---

## બે બહેનો સુમતિ અને સુશીલાનો બોધદાયક સંવાદ.

( ૧ )

" ભારતવાસી જનોનો અભ્યુદય ઇચ્છનારી શાણી બહેનોને માર્ગદર્શક"

**સુમતિ**—બ્હેન સુશીલા ! વિદ્વાન અનુભવી જનો કહે છે કે "**શાણી માતા સો શિક્ષકોની ગરજ સારે**" એ શા આધારે કહેતા હશે ?

**સુશીલા**—બ્હેન ! શાણી–સમયને ઓળખનારી–સમજુ વિચક્ષણ માતા બચપણથી પોતાના વહાલાં બચ્ચાઓમાં સારા બીજ–સંસ્કારો પાડી, અમાપ ઉપકાર કરી, તેમને સુખી અને સદ્‌ગુણી બનાવવા પૂરતી કાળજી સાથે દિનરાત્રિ ભારે પરિશ્રમ ઉઠાવ્યા કરે છે, લગારે ખેદ–કંટાળો લાવ્યા વગર પૂર્ણ પ્રેમથી શાણી માતા સ્વકર્તવ્ય–કર્મ કર્યા કરે છે, તેવું અને તેટલું ઉપયોગી કામ ગમે તેટલા અન્ય શિક્ષકો કયાંથી કરી શકે ? ખરી ઉપયોગી બીજ કેળવણી શાણી માતા જ આપી શકે છે, તેવી ભાવના અને તેવો ઉમળકો બીજાને આવે જ કયાંથી ?

**સુમતિ**—અમુક માતાને **શાણી** શા આધારે કહી શકાય ?

**સુશીલા**—ત્રિશલા માતાની જેવું તેનું હૃદય હેતાળ, પ્રેમાળ અને કેળવાયેલ હોય, જેથી તે ગર્ભાધાનથી માંડી દરેક રીતિએ તેની ( ગર્ભની ) રક્ષા ને પુષ્ટિ માટે કાળજી રાખતી શિષ્ટાચારને અનુસરી ચાલે. ખાન, પાન, આસન, શયન કે બોલવા ચાલવાના તે વખતના નિયમોને બરાબર લક્ષ્યથી સાચવે. સમયને અનુકૂળ, ગર્ભને હિતકારી વસ્તુનું જ સેવન કરે, તેમાં ગફલત ન કરે. ગર્ભના પ્રભાવથી માતાને જે મનોરથ થાય તે નમ્રતાથી નિજપતિને નિવેદન કરે અને તે પૂરા થતાં ચિત્તની પ્રસન્નતા ધારણ કરે. આવી સુગુણ ને ચકોર માતાને **શાણી** કહેવી ઘટે.

**સુમતિ**—શાણી માતાની અધિક સાર્થકતા શી રીતે થઈ શકે છે ?

**સુશીલા**—બાળકના જન્મ પહેલાં અને ગર્ભાધાન પહેલાં પણ શાણી માતા તેમ જ પિતા સુંદર સાત્ત્વિક વિચાર, વાણી અને આચરણવડે એક સુંદર સાત્ત્વિક મનોમય આદર્શ બાળકનું દૃશ્ય ખડું કરે છે અને ગર્ભાધાન થયા પછી પણ પુનઃ પુનઃ તેવા જ સુંદર સાત્ત્વિક વિચાર, વાણી અને આચરણનું પરિશીલન કરતા રહી, તે વડે સ્વઇષ્ટ ગર્ભગત બાળકની રક્ષા અને પુષ્ટિ કરી અનુક્રમે ઇચ્છિત ગુણવાળા બાળકને જન્મ આપે છે.

**સુમતિ**—અને પછી શાણી માતા શું કામ કરે છે ?

**સુશીલા**—એ બાળરત્નની રક્ષા અને પુષ્ટિ કરવા પૂર્ણ કાળજીથી દરેક પ્રયત્ન સેવતી પોતે આનંદિત રહે છે. તેનો શારીરિક તેમ જ આંતરિક વિકાસ સધાય તેવો ડહાપણભર્યો

પ્રયાસ કરવા પોતે કશી કચાશ–ખામી રાખતી નથી. તેનું મુખકમળ જોઇજોઇ પ્રેમાળ માતા તેના સુકોમળ ગાલે ચુંબન કરતી અને રમાડતી બાળકને વિનોદ ઉપજાવે છે જ્યાંસુધી એ પુત્રરત્ન સ્તનપાનયોગે જ પોષણ મેળવતો રહે છે ત્યાંસુધી શાણી માતા રાજસી અને તામસી જેવા વિકારી ખાનપાનથી પરહેજી રાખે છે, અને અમૃત સમાન સ્તનપાનથી તેને જરૂરી પોષણ મળતું રહે એવા અવિકારી સાત્ત્વિક ખોરાકનું જ નિયમિત સેવન કરે છે. જેમ અમૃત સમાન સ્તનપાનથી પોતાના પ્રાણ જેવા બાળકને શાણી માતા શારીરિક પોષણ આપે છે, તેમ શુદ્ધ સાત્ત્વિક ભાવનામય વિચાર, વાણી અને આચાર–પાલનવડે તેને આધ્યાત્મિક પોષણ પણ આપ્યા કરે છે. શાણી માતા તેને લગારે ઓછું આવવા દેતી નથી, તેથી બાળક સદા હસતું, રમતું, પ્રસન્નચિત્ત રહી, માતાને ભારે આનંદ ઉપજાવ્યા કરે છે. એ રીતે વર્તતાં ચન્દ્રની કળા તથા ચંપક લતાની પેઠે બાળક દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું આસપાસના સહુને હર્ષ–સંતોષ ઉપજાવે છે. ખરેખર શાણી માતા જ આવું સુંદર પરિણામ લાવી શકે છે.

**સુમતિ**—આજકાલ એવી શાણી માતાના હાથે પુત્રરત્નો ઉછરતાં ભાગ્યે જ દેખાય છે. પુત્રરત્નોને કેળવવાની કળા કોઇ વિરલ માતાને જ પ્રાપ્ત થયેલી હોય છે. એવી ઉત્તમ કળા અનેક માતાઓ આદરી પોતાના વ્હાલા બાળકોને કેળવે તો કેવું સુંદર પરિણામ આવે વારુ?

**સુશીલા**—બહેન સુમતિ! તારું કહેવું સત્ય છે, તથા

તારી ભાવના પણ સુંદર છે. એમ છતાં જ્યાંસુધી ભવિષ્યમાં માતા થનારી એવી કન્યાઓને એમને લાયક સારી કેળવણી આપવા ઉત્તમ પ્રબંધ કરી આપવા માટે સંકોચ રહે છે ત્યાંસુધી એવી સુંદર કળા પામનારી શાણી માતાઓની સંખ્યા થોડી જ રહેવાની; તેમાં યોગ્ય સુધારો થતાં જ સંખ્યાબંધ શાણી માતાઓ પોતાનાં પુત્રરત્નોને સારી રીતે કેળવી, નિઃસંશય ભારત-ભૂમિનો અભ્યુદય કરવાની જ.                                    ઇતિશમ્.

**સાર**—શાણી બે બહેનોનો આ બોધદાયક સંવાદ વાંચીને કે સાંભળીને અન્ય સુગુણ બહેનોએ બધા વ્હેમો અને કુટેવો દૂર કરી, ઉત્તમ સદ્ગુણો આદરી, બીજી બહેનોને સારા દાખલારૂપ બની સુધારવા પ્રયત્ન કરવો, જેથી આપણી ભવિષ્યની પ્રજા અધિક સુખી થઇ શકે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૧૯૫. ]

---

## બે બહેનો–સુમતિ અને સુશીલાનો ધર્મસંવાદ.

( ૨ )

**સુમતિ**—બહેન સુશીલા ! મયણાસુંદરી જેવી વ્યવહા-રિક, નૈતિક અને ધાર્મિક કેળવણી આપણી બધી બહેનો બચ-પણથી જ મેળવી, તેમાં પ્રતિદિન વધારો કરતાં રહી, વિવેકપૂર્વક સ્વકર્તવ્યપરાયણ બની, સ્વપરહિતમાં અભિવૃદ્ધિ કરવા તે ભાગ્યશાળી થાય એવો સુંદર સમય ફરી પ્રાપ્ત થાય તો કેવું સારું ? સમયાનુકૂળ. સુંદર અને સુખદાયક કેળવણી મેળવી લેવા તેમનામાં એવો ભારે ઉત્સાહ પ્રગટે અને તેનાં મીઠાં-મધુરાં ફળ પોતે પામી તેનો લાભ પોતાની વ્હાલી પ્રજાને પણ આપે તે માટે કોઇ સારો ઉપાય બતાવશો ?

**સુશીલા**—હા બહેન, પ્રથમ બાળવયમાં જ બચ્ચાઓને રુડાં બીજ-સંસ્કાર પાડ્યા હોય તો તે આગળ જતાં અનુકૂળ સંયોગો મળતાં સફળ થઇ શકે છે, પરંતુ પ્રથમ તેવા બીજ-સંસ્કાર પાડનારા માતપિતાઓ જ ખરી કેળવણીથી બેનશીબ રહેલા હોય છે; તેથી પોતાની ભારે જોખમભરી ફરજનું તેમને ભાગ્યે જ ભાન હોય છે. તેઓ જડ યંત્રવત્ સંતતિને પેદા કરે છે, પરંતુ તેને સારી કેળવણી આપીને જાતિવંત રત્ન જેવી બનાવતાં તેમને આવડતું નથી, તેથી સ્વસંતતિને સુખી ને સદ્ગુણી બનાવવાની પવિત્ર ફરજ તેઓ બજાવી શકતા નથી. લગ્નાદિક પ્રસંગે તેઓ છૂટથી નાણાં ઉડાવે છે, પરંતુ કેળવણી પાછળ નાણાં ખર્ચતાં સંકોચાય છે, તેથી જ તેનાં મીઠાં-મધુરાં ફળ તે મેળવી શકતા નથી. જો સાચી કેળવણી પ્રત્યે તેમને ખરો પ્રેમ જ હોય તો અવશ્ય તેઓ સ્વ-સંતતિને કેવળ સ્વાર્થાંધ બની તેથી બેનશીબ ન જ રાખે.

**સુમતિ**—આજકાલ માતાપિતાદિક વડીલો જેટલું લક્ષ્ય પુત્રોને કેળવવામાં આપે છે તેટલું લક્ષ્ય કન્યાઓને કેળવવામાં શા માટે આપતા નથી ? તેમાં તેમનો કંઇ અંગત સ્વાર્થ હોવો જોઇએ.

**સુશીલા**—કન્યા મોટી થઈ સાસરે જઇ રહેવાની છે, એટલે એ પારકી મૂડી છે અને છોકરો હુશિયાર થઇને કમાણી કરતો રહી આખા કુટુંબનું પાલન કરશે, એવી ભૂલભરેલી કલ્પિત માન્યતાને લીધે એક બીજાની કેળવણીમાં ભારે તફાવત જોવામાં આવે છે અને તે ટૂંકા-સાંકડા મનનું જ પરિણામ છે. ઉદારદિલ થયા વગર ઉદાર વિચાર અને ઉદાર વર્તન હોઈ ન શકે.

વળી ઉદારદિલ હોવું એ ઉમદા કેળવણીની જ નિશાની છે. કેવળ સ્વાર્થસારી કેળવણીથી ઉદારદિલ થવાતું નથી. એ તો કલ્પિત સ્વાર્થનો ત્યાગ કરી નિઃસ્વાર્થવૃત્તિ પ્રગટાવે એવી સરસ સાત્વિક કેળવણીના પરિણામે જ ઉદારદિલવાળા થવાય છે.

**સુમતિ**—ત્યારે તો નિઃસ્વાર્થવૃત્તિ વગર સ્વપુત્રને પણ ખરી ઉત્તમ કેળવણી આપી શકાય નહિ જ, એમ સાબિત થાય છે ને ?

**સુશીલા**—બ્હેન ! એ તારી વાત તદ્દન સાચી છે. આજકાલ સ્વપુત્રાદિકને જે કંઈ કેળવણી અપાય છે તે બહુધા સ્વસ્વાર્થપૂરતી અપાતી હોવાથી તેમાંથી અલૌકિક ફળની આશા રાખી ન જ શકાય. **જે કેળવણીવડે આપણાં વિચાર, વાણી અને આચાર સુધરે-શુદ્ધ સાત્વિક બને, જેના વડે આપણે ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા-નમ્રતા, સરલતા અને સંતોષાદિક સદ્‌ગુણ રત્નોને પામી તેનો યથાસ્થાને ઉપયોગ કરી, સ્વપરહિતની રક્ષાની પુષ્ટિ કરી શકીએ, જેના વડે અહિંસાદિક ભાવ અમૃતનું યથેચ્છ પાન કરી, હિંસાદિક વિષમ ભાવને સર્વથા તજી દઈએ અને અતિ ચપળ મન-ઇન્દ્રિયોરૂપ ઉદ્ધત ઘોડાઓને દમી સ્વવશ કરી લઇએ, એ જ ખરી તાત્વિક ઉમદા કેળવણી આપણ સર્વને ભારે જરૂરની છે.** એ પવિત્ર કેળવણીવડે જ બીજી બધી કળા-કુશળતા સાર્થક છે. તે વગર બીજી બધી કળાઓ અફળ છે. આવું શાસ્ત્ર-રહસ્ય સમજનારા શાણા માતપિતાદિ વડીલો તુચ્છ

સ્વાર્થવૃત્તિને જીતી લઈ સ્વપરને એકાન્ત હિતકારક ધર્મ કેળવણીનો પ્રચાર અધિક ઉત્સાહથી કરતા રહેશે અને તેના મીઠાં-મધુરાં ફળ ચાખશે, એમ આપણે ઇચ્છશું. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૧૯૭. ]

## કચ્છ-કાઠિયાવાડ અને ગુજરાતવાસી જૈન ભાઇ-બહેનો જોગ બે બોલ.

જીવરક્ષા, જીવદયા યા જીવજયણા સંબંધી સૂક્ષ્મ (ઝીણો) બોધ સદ્ગુરુ મુખે સાંભળી જેમનું મન ખૂબ કોમળ (નમ્ર) અને સાવધાન બન્યું હોય તેમને ભાગ્યે જ સમજાવવાની જરૂર રહે છે કે-**સોનાનો મેરુ અને આખી પૃથ્વીનું દાન એક જીવને અભયદાન આપવા પાસે કંઇ હિસાબમાં નથી. જીવિત સૌથી વધારે વ્હાલું અને કિંમતી છે. તે છીનવી લેવાનો કોઇને હક્ક નથી;** કેમકે તેમ કરવું એ મહાપાપરૂપ છે, એમ સમજનારા સુજ્ઞજનો તો જાણી-બૂઝીને અન્યના જીવિતનો નાશ થાય એવું કેમ જ કરે ? ન જ કરે. પરંતુ કઇક મુગ્ધજનો અથવા અર્ધદગ્ધ જનો સ્વાર્થવશ સ્વજીવિતને પોષવા અન્ય જીવોની દરકાર ઓછી જ કરે છે, અથવા કરતા નથી; તેથી જ તેઓ જાતે પાપના અધિક ભાગી થાય છે અને પોતાની પ્રજાને પણ એવાં અપવિત્ર આચરણ બતાવી પાપના ભાગી કરે છે. પછી તે વંશપરંપરા ચાલે છે, અને ભારે રૂઢિનું રૂપ પકડી લે છે, જેમાંથી ભાગ્યે જ કોઇ છટકી શકે છે. પૂર્વ, ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમાં વસતા જૈનો ખાનપાનમાં હજુ સુધી ત્યાંના

અન્ય ઊંચી કોમના મનુષ્યોની પેઠે ચોખ્ખાઈ પાળતા જણાય છે, ત્યારે આ તરફના જૈનોમાં એ સંબંધે મોટે ભાગે ગોટાળો જોવામાં આવે છે. આપણા અન્ય જૈનો જે કંઇ આચરણ કરતાં જણાય તે આદરવા આ તરફના જૈનોએ લગારે પ્રમાદ ને સંકોચ કરવો ન જ ઘટે. ગુણ લેવામાં સંકોચ શો ? એક તો જ્ઞાનીના વચનરૂપ શાસ્ત્રનું પાલન કરવાનો સહેજે લાભ મળે અને એ રીતિએ વર્તતાં અન્ય અસંખ્ય ક્ષુદ્ર જીવની રક્ષા કરવા સાથે અનેક વાર તેવા પ્રસંગે ઉત્પન્ન થઈ આવતા ચેપી રોગોના પંજામાંથી આપણી જાતને તેમજ આપણા સંબંધી જનોને બચાવી લેવા ભાગ્યશાળી બનીએ, એ કંઈ જેવો તેવો લાભ ન ગણાય.

ઢોરના અવેડામાં સંખ્યાબંધ ઢોરો એક બીજાનું એઠું કરેલું પાણી પીએ છે, તેમાં એક બીજાની લાળ ભેગી થવાથી તે પાણી ગંધાઈ જાય છે, તેમાં જીવાત પડે છે અને તેવું જીવાકુળ થયેલું ગંદું પાણી અવારનવાર પીવાથી ઢોરોને રસોળી પ્રમુખ અનેક પ્રકારના રોગ ઉપજે છે અને તે બાપડા રીબાઈ રીબાઈને મરે છે. તે બધું આપણા ભાઈબહેનો નજરે દેખતા છતાં ખાનપાનમાં એવી જ ગોબરાઇ કરે છે અને એવી એઠી રસોઇ કે પાણી જાતે વાપરે છે અને અન્ય મુગ્ધ જનોને પરિણામની કશી દરકાર કર્યા વગર હોંશભર વાપરવા આપે છે. એ કેટલું બધું અજુગતું કામ છે અને તેમાં સુધારો કરવાની કેટલી બધી જરૂર છે તે વિચારવું ઘટે છે. થોડાએક ભાઇ-બહેનો કોઈ કોઇ સ્થળે પોતે કંઇક ચોખ્ખાઇ રાખતા હોય છે, તેઓ વધારે ગોબરાઈથી થતું નુકશાન અને ચોખ્ખાઈથી થતા ફાયદાની ખરી સમજ પોતાના બીજા સંબંધીઓ કે ભાઇ-

બહેનોને સહેજે આપી તેમને ખરા માર્ગનું ભાન કરાવી ઠેકાણે લાવી શકે. એમ કરવું એ પોતાની ફરજ માનવાની પ્રથમ જરૂર છે. જે જાતે સાચો માર્ગ સમજી સાચે માર્ગે ચાલે તેના કથનની અસર અન્ય ઉપર સહેજે થઈ શકે છે. વખતે વગરબોલ્યા પણ સારા વર્તનની રુડી અસર થવા પામે છે, તેથી દરેકે દરેક શાણા સુગુણ ભાઇબહેનોએ પોતાની જાતને સૌથી પહેલાં જ સારા ને સાચા માર્ગમાં જોડવાનું ઇચ્છી શાન્તિથી બનતું કરવું. ગુણદોષને સમજી શકનાર ભાઇબહેનોને ખરા દાખલા–દલીલો સાથે ખરી હકીકત શાન્તિપૂર્વક સમજાવવાથી પોતાની મહેનત સહેજે લેખે લાગે છે, તેમને લાભ થાય છે, એટલું જ નહીં પણ તેથી અનેક જનોને લાભ થઈ શકે છે. આ એક બાબત જ નહીં પણ તેવી અનેક બાબતોમાં અનેક પ્રસંગે જો જ્ઞાનીના સદુપદેશની દરકાર કરવામાં આવે તો અનેક ક્ષુદ્ર જીવની સહેજે રક્ષા થવા ઉપરાંત આપણું આરોગ્ય સચવાય અને "દેવું તેવું લેવું" એ ન્યાયે આપણે જન્મમરણના મહાભયથી મુક્ત થઇએ. અન્યને અભય આપવાથી આપણે અભય મેળવવા પામીએ.

ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ ૨૨૮. ]

## ખાનપાનમાં ગોબરાઇ કરવાથી થતા અનેક ગેરફાયદાથી બચવાની જરૂર.

૧ અસંખ્ય સંમૂર્છિમ મનુષ્ય પંચેન્દ્રિય જીવો મનુષ્યની અશુચિમાં, કોહાણ શરૂ થતાં જ એક મુહૂર્ત્તની અંદર ઉત્પન્ન થાય છે અને તેઓ તેમાં જ લય પામે છે. તેવા જીવોને "ચાૈદ સ્થાનકીયા" કહી બોલાવવામાં આવે છે. તેવા જીવોની અને આપણા આરોગ્યની રક્ષાની ખાતર આપણે અધિક ચેતતા રહેવું જોઇએ.

૨ કોહેલી ( બગડેલી ) કોઈ પણ ખાનપાનવાળી ચીજ ખાવાપીવાથી તે કંઇક ઝેરી જંતુઓની ઉત્પત્તિ યુક્ત થયેલ હોવાથી, આપણી તબીયત ઉપર એવી ખરાબ અસર કરે છે કે જેથી આપણે સખ્ત-જીવલેણ વ્યાધિના ભોગ થઇ પડીએ છીએ, અને પરંપરાએ બીજા સંબંધીઓને પણ તેના ચેપ લાગુ પડે છે.

૩ એઠાં-બોટેલાં-પડતાં મૂકેલા જળમાં લાળ ભેગી થવાથી અસંખ્ય લાળીયા જીવો ઉપજે છે. એ વાતની એક જળના બિંદુને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇ ખાત્રી કરી શકાય છે; તે માંહેલા જીવો હાલતાચાલતા નજરે જોઇ, એવી દુષ્ટ બદી જલદી તજવી જોઇએ.

૪ વાસી, ચલિતરસ, બોળઅથાણું વિગેરે અભક્ષ્ય સમજીને તજવાના એ જ હેતુ છે. પોચી કુણી રોટલી, પૂરી પણ વાસી રાખી ખાઇ ન શકાય તો પછી ઢોરના અવેડા જેવાં ગોબરાં, એક બીજાની લાળથી મિશ્રિત થયેલા પાણીના તો ઉપયોગ કરવો કેમ જ ઘટે ? એવું પાણી મદિરાની પેઠે કેવળ

અપેય જાણી અવશ્ય તજવું જોઇએ. બુદ્ધિશાળી ને ધર્મરાગી ભાઇબહેનોએ **ઘેર અવેડો** કરવો ન જ ઘટે. એના પરિણામ બહુ ખરાબ છે.

૫ એક તરફ મિષ્ટાન્ન ખાઇએ, ખવરાવીએ અને બીજી તરફ ભૂંડું ગોબરું પાણી પીવું ને પાવું એ કેવળ અનુચિત જાણી જેમ બને તેમ જલદી તજવું ઘટે છે. એ ઉપરાંત શિષ્ટાચાર સાચવવાની ખાતર પણ ખાનપાનાદિકમાં પવિત્રતા સાચવવી જ જોઇએ.

૬ ખાનપાનાદિકમાં ગોબરાઈ કરવાની કુટેવ રાખવાથી આપણે સારા ચોખ્ખાઇ પાળનારા માણસોમાં શરમાવું-ભોંઠા પડવું પડે છે અને આપણી ભૂલ કબૂલ કરવી પડે છે. તેનો કશો ખરો બચાવ કરી શકાય એવો રસ્તો સૂઝતો જ નથી. તેમ છતાં કેવળ આળસ-પ્રમાદને લીધે એવી કુટેવ તજતાં વિલંબ થાય છે અને વખતે તેનાં માઠાં પરિણામ ભોગવવાં પડે છે. કઇક વખત સ્વપરને ચેપી રોગ લાગુ પડે છે, અને મરણાંત કષ્ટ સહેવું પડે છે. આપણા પૂજ્ય વડીલોનું આતિથ્ય પણ એવી ગોબરી વસ્તુથી જ કરવું પડે છે અને તેમાં ઉપજતા અસંખ્ય જીવોની નકામી હિંસા થાય છે. આવા પાપાચરણથી બચવા ઇચ્છનાર કોઇ પણ ભાઇબહેનને સ્વપરહિતાર્થે નીચે જણાવેલી કોઇ પણ હિત-સૂચના કારગત થઇ શકશે.

૧ પીવાનું પાણી શુદ્ધ-ચોખ્ખું સાચવી રાખવાની સહુથી વધારે જરૂર હોઇ તેની શરૂઆત કરતાં પહેલાં ગોબરું પાણી

પીવાનું તજી દેવું જોઈએ, તેમ જ તેવું ગોળરું વાસણ ખાલી કરી તાપમાં પૂરેપૂરું સુકવી દેવું જોઈએ.

૨ શુદ્ધ પાણી પીવાનું અને તેવા વાસણમાંથી કાઢવાનું ભાજન જુદું જોઈએ.

૩ તાંબા પીત્તળના સરીયાવાળો ડોયો ખાસ રાખી, તે વતી પાણી ગોળામાંથી કાઢી, એક પહોળા મોઢાવાળા પ્યાલા-વાટકામાં લઇ, સારા પ્રકાશમાં પીવાથી ઠીક જીવરક્ષા થઈ શકશે.

૪ માટીના ગોળા ઉપર માટીનો જ ચડવો કે લોટકો જુદો રાખવો કંઈ અયુક્ત નથી.

૫ સ્વપર જીવનની રક્ષા માટે એટલું કરવાને જે આળસ કરે તેવા ભાઇબહેનોની અનુકંપા ખાતર કોઇ પણ દિલસોજ બંધુ તેવાં સાધન તેને મેળવી આપે.

૬ નાતજાતના અનામત ફંડમાંથી દરેકને એનું લ્હાણું ચોખ્ખાઈ રાખવા માટે જ કરી, આગેવાનો મોટું પુણ્ય હાંસલ કરી શકે. જો કે તેમાં લાંબું ખર્ચ થવાનો સંભવ નથી.

૭ આટલો પણ સ્વાર્થત્યાગ કર્યા વગર મોટી મોટી વાતો કરવાથી શું વળી શકવાનું ? ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૨૨૯. ]

## ગતિ એવી મતિ અને મતિ એવી ગતિ.

ગમે તેમાં, ગમે તે સ્થિતિમાં, ગમે તે સદ્ગુણ હોય તે અનુમોદવા–પ્રશંસવા યોગ્ય છે, એમ સ્પષ્ટપણે આગમગ્રન્થો-માંથી જાણી–જોઇ, આપણો ભાગ્યોદય હોય તો તે આદરી, આપણા વર્તનમાં ઉતારી શકાય છે. ગુણ–ગુણીનો કથંચિત્ અભેદ હોવાથી ગુણીજનોનો આદર–સત્કાર કરવા–કરાવવાથી તેમનામાં રહેલા ગુણોનો પણ સહેજે આદરસત્કાર થવા પામે છે. તેવી જ રીતે ગમે તેમાં રહેલા સદ્ગુણોનું કીર્તન કરવા–કરાવવાથી તે તે સદ્ગુણીનું કીર્તન પણ સહેજે થવા પામે છે. સદ્ગુણ કે સદ્ગુણી પ્રત્યે સાચો–અવિહડ પ્રેમ રાખવા મહાપુરુષો પોતાના જ પવિત્ર દાખલાથી આપણને ઉત્તમ પ્રકારનો બોધ આપ્યા કરે છે.

ગુણાનુરાગકુલકમાં દૃઢ ગુણાનુરાગ રાખવા શ્રીમત્ **સોમસુંદર સૂરીશ્વરે** બહુ સુંદર બોધ આપ્યો છે, તેમ **ચઉસરણ પયન્નામાં** છેલ્લા અધિકારમાં એ જ ગુણાનુરાગીની ભારે પુષ્ટિ કરી છે. એનું જ સમર્થન શ્રીમદ્ **યશોવિજયજી** મહારાજાએ અનેક ગ્રંથોમાં અનેક પ્રસંગે તથા **અમૃતવેલીની સજ્ઝાયમાં** કરેલું છે, તેમ બીજા અનેક મહાશયોએ અનેક ગ્રંથ, ચારિત્ર, રાસ કે સજ્ઝાયાદિક પ્રસંગે ઉત્તમ ગુણી જનોનાં ગુણોની અનેક રીતે સ્તુતિ–સ્તવનાદિક કરેલાં નજરે પડે છે. પંચપરમેષ્ઠી, નવપદ કે વીશસ્થાનક પદની પૂજા–પ્રતિષ્ઠા પ્રસંગે અનેક રીતે તેમના ગુણગાન કરેલાં જણાય છે. તેનો ખરો–ઉદ્દેશ આપણામાં એવા જ ઉત્તમ ગુણો એવી જ ઉત્તમ સ્થિતિ પ્રગટે–ઉલ્લસે એ જ હોઇ આપણે જાતે એ મહાનુભાવોના ગુણોને અંતર્મુખ ( આત્મલક્ષ ) રાખી સાવધાનપણે આપણામાં એ ગુણો અને એ સ્થિતિ પ્રગટાવવા પૂરી ચીવટ રાખવી જોઇએ.

મહાપુરુષોનો આવો ઉત્તમ બોલ અને તીર્થંકર દેવ જેવા

પરમ પુરુષોનું " **નમો તિત્થસ્સ** " જેવું ભારે નમ્ર વર્તન જાણી-જોઈ પછી કોણ શાણો નર એથી અન્યથા (વિપરીત) આચરણ કરે અથવા કરવાનું પસંદ કરે ? એ જ ખરેખર હિતકર માર્ગ છે.

કોઇનામાં લેશમાત્ર ગુણ જોઈ–જાણીને દિલમાં રાજી થવું–ઉલ્લસિત થવું, તે ગુણને સૂક્ષ્મદર્શક જેવી બારીક દૃષ્ટિવડે વિશાળ રૂપમાં જોઈ પ્રમુદિત થવું, તેવા ગુણ–ગુણીની ખરા દિલથી સ્તુતિ, પ્રશંસા કે અનુમોદના કરવી. બીજા બાળ કે મંદ અધિકારી જીવો પણ એવા ગુણ–ગુણીનો આદર કરવા અધિક આકર્ષાય તેમ તેનો નિઃસ્વાર્થપણે વિચાર કરવો કરાવવો, એ ખરેખર કર્તવ્ય છે.

જેમના વિચાર, વાણી અને વર્તન ખરેખર પવિત્ર છે અને તે વતી જે મહાનુભાવો દુનિયા ઉપર અનેક જીવોનું ભલું અનેક રીતે કરી રહ્યા છે, તેવા વિરલ મહાપુરુષોનું આદર્શ જીવન ખરેખર અનુકરણ કરવા યોગ્ય છે.

ઘણું ભણીને મગજમાં ઠાંસી–ઠાંસી ભરવું અને બીજા શ્રોતા પાસે ખાલી કરવું, એ એક વાત છે, અને પોતાની જ જાતને સમજાવી શુદ્ધ પવિત્ર આદર્શરૂપ બનાવી લેવી–બનાવવા પૂરો પ્રયત્ન કરવો, એ બીજી વાત છે. પ્રથમની વાત ઘણાઓ કરી શકે એવી છે, ત્યારે બીજી વાત વિરલ નરરત્નો જ કરી શકે છે. આવા નરરત્નો જ જગતમાં સર્વત્ર પૂજાય–વંદાય છે. તેમની સ્તુતિ–સ્તવનાદિક રચના સાર્થક થઈ શકે છે.

ઉત્તમ કરણી યથાશક્તિ કરનાર, કરાવનાર અને તેની અનુ-મોદના કરનાર ધન્ય–કૃતપુન્ય કહેલ છે. તેની નિંદાથી સાવધાન-પણે દૂર રહેનાર પણ ધન્ય છે, કેમકે તેવો જીવ સુખે સન્માર્ગે ચઢી શકે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૨૩૧. ]

## ( ૧ ) ટીકા અને વિશ્વવ્યાપી પ્રેમ.

( "સ્વામી રામતીર્થ" ઉપરથી ઉધ્ધૃત )

૧ બીજાના વર્તનમાંથી દોષો કાઢવામાં આપણે આપણી શક્તિનો જેટલો વ્યર્થ વ્યય કરીએ છીએ, તેટલી જ શક્તિ આપણું વર્તન ઉચ્ચ બનાવવાને (વાપરીએ તો) પૂરતી થાય તેમ છે.

૨ કાંટા હોય છે તેથી ગુલાબનું ફૂલ કોઈ ફેંકી દેતું નથી.

૩ ચિતારો જાતે કદરૂપો હોય તેથી શું તેના સુંદર ચિત્રને પણ આપણે ન લેવું ?

૪ કોઇ એક ગંદા તળાવમાં ઊગેલા સુંદર કમળને શું આપણે ફેંકી દઇશું ?

૫ ગંદા ખાતરમાંથી ઉત્તમ ફૂલવાળો બગીચો તૈયાર નથી થતો શું ?

૬ દીન અને પતિત લોકોને ખરી લાગણીથી અને પૂરતા પ્રેમથી જે જુએ છે તે જ ખરો ઉદાર મહાત્મા છે.

૭ સર્વ આત્માઓનું ઐકય વિસરવાથી જ જગતમાં સર્વ અનર્થ થાય છે–થવા પામે છે.

૮ જયાંસુધી આપણે એક બીજાના દોષ જ શોધ્યા કરશું ત્યાં સુધી દેશમાં પ્રેમ અને ઐકયની વૃદ્ધિ કદી પણ થઈ શકશે નહિં.

૯ નાના મોટા સર્વ બાળકો ઉપર સમાન પ્રેમ રાખનારી માતાના જેવું અંતઃકરણ બનાવવું એ જ જીવનસાફલ્યનો સાર છે. ખરી કેળવણી જ તે છે કે જેથી અખિલ વિશ્વ પ્રત્યે ઉદાર દૃષ્ટિથી જોઇ શકાય–વર્તી શકાય.

૧૦ ઉન્નતિ ક્રમે ક્રમે જ થાય છે.

૧૧ જે માણુસના આનંદનો આધાર રમણીય દેખાવ, સુંદર બગીચા, અનુકૂળ મિત્રમંડળ, મધુર વચનો ઇત્યાદિ બાહ્ય વસ્તુઓ ઉપર જ છે, તેને ખરેખર અભાગી જ સમજવો જોઇએ.

૧૨ અંધારાની સાથે લડાઇ કરવાથી શું અંધારું જતું રહેશે ? પ્રેમનો અર્થ જ સૌંદર્ય જોવું એ છે.

૧૩ ખરો મુક્ત માણુસ તો તે જ છે કે જેનો અંતરપ્રકાશ તેની આસપાસની સઘળી વસ્તુઓ ઉપર પડે અને જેના અંતઃકરણુમાંથી કેવળ દિવ્ય પ્રેમના કિરણો જ નીકળ્યા કરે.

૧૪ સહુને સ્વાત્મા સમાન લેખવવા જોઇએ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૩૬૦. ]

---

## ( ૨ ) પવિત્રતા એટલે શું ?

૧ દેહાત્મભાવ, ઇન્દ્રિયાસક્તિ વગેરેના ક્ષુદ્ર વિચારોથી આત્માને દૂષિત ન થવા દેવો એ જ ખરી પવિત્રતા છે. બાહ્ય વિષયોનાં દાસ ન થઇ બેસતાં તેથી અલિપ્ત રહેવું એ જ પૂર્ણ પવિત્રતા છે.

૨ પ્રેમમૂર્તિ બનીને જીવવામાં જ મજા છે.

૩ ઊંચા પ્રકારનો સ્વાર્થ એ જ ખરો પરમાર્થ છે.

૪ બીજા ઉપર આપણે ઉપકાર કરીએ છીએ એવી ક્ષુદ્ર-ભાવના ( અહંવૃત્તિ ) કર્તૃત્વ અભિમાન આપણા આત્માનું વિસ્મરણ કરાવે છે.

૫ જે પ્રેમસ્વરૂપ બની જાય છે તે પોતે જ ખરો કાયદો હોવાથી બીજા સર્વે કાયદા પર શ્રેષ્ઠતા ભોગવે છે. તેની મરજી મુજબ બધા નિયમો બંધાય છે.

૬ પ્રેમ કરવાથી સાધનો તો આપોઆપ મળી આવશે. પ્રેમનો ઉષ્ણ પ્રકાશ જ જીવન ઉત્પન્ન કરે છે.

૭ એકલી લૂખી લાગણી અથવા દિલસોજી જ ચાલશે નહિ. રાષ્ટ્રિયત્વની જુસ્સાદાર લાગણી ફેલાવવામાં હિન્દમાતાના દરેક પુત્રે પ્રયત્ન કરીને મદદ કરવી જોઇએ.

૮ દેશસેવા કરવાના પ્રસંગ જોઇએ તેટલા છે.

૯ દોષ શોધવાની દૃષ્ટિ દૂર કરીને ગુણગ્રાહકતા વધારવી. બંધુભાવ, કાર્ય કરવાની વૃત્તિ, એકત્ર થવાની ટેવ અને મહેનત-ભર્યાં કાર્યો કરવાને હિન્દીઓને જાગૃત કરવા એ હાલ ઘણું જરૂરનું છે.

૧૦ શત્રુતા રાખવાથી અને વેર લેવાથી આપણું કલ્યાણ થશે નહિ; પણ આપણું કર્તવ્ય બજાવવાથી, પ્રેમ રાખવાથી જ કલ્યાણ થશે-થઇ શકશે.

૧૧ પ્રેમ સર્વને જીતે છે એવો અનુભવ તમને મળી શકશે.

૧૨ જે પ્રમાણમાં મનુષ્યની જરૂરીઆતો ઓછી તે પ્રમાણમાં તેને વધારે શ્રીમંત સમજવો.

૧૩ સર્વ દુઃખો, આફતો, ચિંતાઓ અને વિપત્તિઓ માત્ર સ્વાર્થબુદ્ધિમાંથી જ ઉત્પન્ન થાય છે.

૧૪ સતત્ કર્મ-પુરુષાર્થ અદૃશ્ય રીતે મનને ઉચ્ચ પગથિયે ઉપર ને ઉપર લઈ જાય છે.

૧૫ મનુષ્ય ક્ષુદ્ર અહંકારને તજી જેમ જેમ આગળ જાય તેમ તેમ તે વધારે સારું કામ કરી શકે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૩૬૧. ]

## ( ૩ ) આત્મ ઉત્કર્ષ–ઉન્નતિનાં જરૂરી સાધન

પ્રથમ સાધન–ઉદ્યોગ.

બીજું સાધન–નિષ્કામ સ્વાર્થત્યાગ.

ત્રીજું સાધન–પ્રેમ.

ચોથું સાધન–ઉત્સાહ કિંવા પ્રસન્નતા

જો તમે સદ્‌બુદ્ધિથી તમારું કાર્ય કર્યા જશો તો પછી બાહ્ય મદદ માગવાની કે તેની ચિંતા કરવાની તમને કંઇ જરૂર રહેશે નહીં, પરંતુ તમને મદદ મળવી જ જોઇએ અને મદદગારે તમને શોધતાં આવવું જ જોઇએ.

પાંચમું સાધન–નિર્ભયતા.

પોતાના અંતઃકરણમાં પવિત્રતા–શુદ્ધતા લાવશો એટલે અશુદ્ધ કે અમંગળ કંઈ જ તમારી સામે આવી શકશે નહિ.

છઠ્ઠું સાધન–સ્વાવલંબન.

પોતાની જાતને હીન, દીન, દુર્દૈવી, પતિત અને પાપી માની બેસશો નહિ. તમે જ પરમેશ્વરસ્વરૂપ છો. તમે તમારી પોતાની જે કિંમત ઠરાવશો તેના કરતાં અધિક કિંમત કોઈ કરશે નહિ.

સત્ય ઉપર વિશ્વાસ રાખો અને પ્રભુ સાથે એકતા કરો–અનુભવો એટલે તમે મુક્ત જ છો.

જેમ વૈદ્ય રોગીનો રોગ પોતાને નહિ લગાડી દેતાં તેને સારો કરે છે, તેમ કર્મની સાથે અનાસક્ત વ્યવહાર રાખો, અનાસક્ત સાક્ષીની પેઠે કર્મક્રિયા કરો અને મુક્ત રહો.

સાતમું સાધન–પવિત્રતા અથવા સદાચાર.

જેવી જેની મતિ તેવી તેની ગતિ.

આપણું દારિદ્રય પણ આપણે જ નિર્માણ કર્યું છે, એમ સમજીને તેનો આનંદથી ઉપભોગ કરી, માનવ જાતિનું હિત કરવાના વિચારોથી હમેશાં અસ્વસ્થ રહેશો નહિ. ખરું સામર્થ્ય પ્રગટ કરવા તથા ખીલવવા સદા ય સાવધાન રહેજો.

અહંકારથી દૂર રહીને કર્મ–ક્રિયા આચરો. મનુષ્યોની નિંદા તથા સ્તુતિની દરકાર ન કરો, તે તમને આડે રસ્તે દોરશે. ખરું લક્ષ ચૂકશો નહિ. આત્મ–ઉન્નતિ ઈચ્છનારે યુક્ત સાધનોને ઠીક લક્ષમાં રાખી યથાસાધ્ય તેનો ઉપયોગ કરવો જોઈએ. ઇતિશમ્.

[ જૈન. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૩૬૨ ]

---

## ( ૪ ) ખરું જ્ઞાન અને શિક્ષણ

૧ ખરું જ્ઞાન અને શિક્ષણ આત્માની અંદરથી જ પ્રગટે છે; પુસ્તકોમાંથી કે બીજાના મગજમાંથી આવતું નથી.

૨ આત્મા સાથે તાદાત્મ્ય સ્ફૂરણા થવી અને સર્વ વિશ્વ સાથે એકતા થવી એ અજબ વાત છે.

૩ જયારે જયારે આત્માનો વિકાસ થાય છે ત્યારે ત્યારે તે અનેક જૂની અશક્તિઓનો ત્યાગ કરે છે.

૪ ખરા ત્યાગથી જ અમર તત્ત્વ મળે છે.

૫ પોતાના જ પગ ઉપર ઊભા રહેવાની હિંમત કર એટલે આખા વિશ્વનો ભાર પણ તું ખમી શકીશ.

૬ ત્યાગની અનુકૂળ ભૂમિ ઉપર સ્થિર રહેવાથી ગમે તે કામમાં તમે બધો વખત ગાળશો તો પણ થાકશો નહિ.

૭ મનમાંથી સર્વ વિચારોનો બોજો કાઢી નાંખો. જેટલે અંશે તમે એ બોજો હલકો કરશો તેટલે અંશે તમે વધારે શક્તિવાન થશો.

૮ લોકો યોગ્ય કાર્યો કરે, એટલું જ નહિ પણ તેમને યોગ્ય બાબતો જ ગમે; તેઓ ઉદ્યમી બને, એટલું જ નહિ પણ ઉદ્યમ તેમને ગમે, એવું કરવું એ જ ખરા શિક્ષણનો ઉદ્દેશ છે.

૯ આત્માને સંતુષ્ટ, સમતોલ અને આનંદી રાખવો એ જ તમારું મુખ્ય કર્તવ્ય-તમારો ધર્મ છે.

૧૦ આનંદી થાઓ એટલે તમારા મિત્રો ઘણા થશે તમારા સૌખ્યામૃતનો લાભ લેવા કોઇ ના પાડશે નહિ.

૧૧ સુખી થવાનો રસ્તો બીજાઓને સુખી કરવા એ છે.

૧૨ વેદાન્તમાં પૂર્ણ વિશ્રાન્તિ અને સંન્યાસને જ ત્યાગ કહ્યો છે.

૧૩ આ જગત અને તેની સર્વ સ્થિતિ તમે જેવી માની લ્યો તેવી થાય છે.

૧૪ તમારા પોતાને માટે જીવો, બીજાના અભિપ્રાય માટે નહિ. તમારા અંતરાત્માને જ સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરો.

૧૫ ગમે તેટલો પ્રયત્ન કર્યા છતાં સર્વ લોકસમૂહને

ખુશ કરવાને તમે બંધાયલા નથી. જો તમારો આત્મા સંતુષ્ટ થશે તો જનસમાજ પ્રસન્ન થવો જ જોઇએ એ સિદ્ધાન્ત છે.

૧૬ કામ કરતી વખતે તમારું તેમાં પૂર્ણ ધ્યાન હોવું જોઇએ, અને તેને જરૂર વિનાની બાબતોથી હરકત ન પહોંચવી જોઇએ.

૧૭ જયારે કામ પૂરું થાય ત્યારે મનુષ્યે જ્યાં આત્મા વાસ કરે છે ત્યાં જ્ઞાનપ્રદેશમાં જઇને વિશ્રાન્તિ લેવી જોઇએ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૩૬૩ ]

---

## ( ૫ ) આત્મિક ઉન્નતિનો સરલ માર્ગ.

૧ કોઇપણ સત્કાર્ય કરતાં તેના ફળ માટે–પરિણામ માટે અધીરા થશો નહિ. ફળ–પરિણામ મળતાં વખત–વિલંબ લાગશે, પરંતુ અસર આબાદ થશે. ઉતાવળે આંબા પાકતા નથી.

૨ વિચારોને પાવત્ર–ઉચ્ચગામી કરો, સત્ય માર્ગે દોરો.

૩ શાન્તિ કેમ રાખવી તે શિખો અને વિચાર પવિત્ર રાખો, તો કોઇની તાકાત નથી કે તમારી વિરુદ્ધ જાય. મન સ્થિર રાખશો તો સર્વ ઇચ્છાઓને જીતી શકશો. સ્વપર ઇચ્છાઓનો ગેરુપયોગ ન કરશો.

૪ ઇચ્છા ઘોડાઓ જેવી છે. જે તેની પૂંછડી પકડે છે તે તેની સાથે ઘસડાય છે ને ખાડામાં પડે છે.

૫ ઇચ્છારૂપી ઘોડાની પૂંછડી પકડશો નહિં, પણ તેના ઉપર સ્વારી કરજો. તેથી તે ઊલટો સહાયક થશે.

૬ તમારી દિવ્યતા સમજશો તો જ તમે ખરો આનંદ ભોગવશો.

૭ ધ્યાનસ્થ થવા માટે શાન્ત સમય અને શાન્ત વાતાવરણ સહાયકારક હોઇ ઉપયોગી છે.

“ કેટલાક વાંધા. ”

૧ બીજામાં દોષ કાઢતાં તેના દોષ આપણે વ્હોરી લઇએ છીએ, માટે આ દોષદૃષ્ટિની પાર જવું જોઇએ.

૨ નિર્બલ-અજ્ઞાની લોકો જ ઘણા ટીકાખોર હોય છે.

૩ પાપકાર્યને ધિક્કારો, પણ પાપી આત્માને નહિં.

૪ જગત જો ટીકા કરવાની રૂઢિને પાપ ન ગણતું હોય તો તેમાં જગતનો જ વાંક છે.

૫ ટીકા-નિંદા કરવી એ આત્મવિભુથી વિમુખ રહેવા જેવું છે. મનુષ્ય પોતે પોતામાં દુર્ગુણો જાણ્યા છતાં પોતાને ધિક્કારતો નથી, પણ બીજામાં એ જ દુર્ગુણ જોઇને તિરસ્કાર કરે છે. તિરસ્કારરૂપ દુર્ગુણથી દૂર રહો.

૬ દેવદર્શને જવું, ત્યાં માળા ફેરવવી ને પ્રભુની ચરણપૂજા માત્ર કરવી, એટલાથી નભે નહિં, તદુપરાંત મનુષ્યે પોતાના જાતિબંધુઓ તરફ પણ પોતાની ફરજો અદા કરવાની છે.

૭ પ્રભુને ઉત્તમ પ્રકારે ભજવાનો રસ્તો તો પોતાના શત્રુ-મિત્ર વિગેરેમાં દોષો નહિં જોતાં દિવ્યતા જોવી એ જ છે. એમ કરતાં કરતાં જ આપણા અંતરમાં પ્રભુને જોઇ શકીશું.

૮ સામાએ ભૂલ કરી તેથી આપણે પણ કરવી જોઇએ

નહિં બે કાળી વસ્તુઓ એકઠી કર્યાથી એક ધોળી વસ્તુ ઉત્પન્ન થતી નથી, એ રીતે કાંઈ વસ્તુસ્થિતિ સુધરતી નથી.

૯ આપણે આપણી દિવ્યતાનું ભાન રાખીએ, મધ્યબિન્દુથી ખસીએ નહિં, સાત્ત્વિકવૃત્તિ રાખીએ, સત્યનો સાક્ષાત્કાર કરીએ તો કાંઈ જ હાનિ થાય નહિ.

૧૦ સચ્ચિદાનંદ ને શયતાન એ બેને કદી પણ સાથે ભજી શકાય નહિ. દોષદૃષ્ટિ તજ્યે જ ગુણ આવે.

૧૧ અદ્વેષ એ યોગનું ખાસ અંગ છે, એમ સમજી રાખવું.

ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૩૬૪. ]

## ( ૬ ) આત્મસાક્ષાત્કાર કરવા સ્વાર્થત્યાગની જરૂર

૧ એક મ્યાનમાં બે તલવાર નહિં જ રહે. તમે જગતમાં સુખો ભોગવો ને તે સાથે સત્યનો સાક્ષાત્કાર કરવા ઇચ્છો એમ બનનાર નથી.

૨ ભોગ આપ્યા વગર સત્યની પ્રાપ્તિ થતી નથી.

૩ ઇશ્વરત્વ પ્રાપ્ત કરવા માટે અહંભાવ બંધ થવો જ જોઈએ, અહંતા મમતા છૂટતા જ ઇશ્વરતા આવે.

૪ જે લોકો તમને ઉન્નત કરી ન શકે તેની સાથે કદી પણ ફરશો નહિ. ૐકારનો જાપ વિસરશો નહિ.

૫ અંતઃકરણને નિર્મળ કરો, હૃદય ચોખ્ખાં કરો, એટલે જગતનું સર્વ જ્ઞાન તમારામાં આવશે.

૬ મંદવાડ એ શારીરિક ગુન્હો નથી, પણ માનસિક ગુન્હો છે.

૭ દરેક જણ પોતપોતાના ધર્મના વિચારો ખરા અંતઃકરણથી માનતો હોય–તે પ્રમાણે વર્તતો હોય, તો તે આખા જીવનમાં જેવું ઈચ્છે છે તેવું જ મૃત્યુ પછી પામશે.

૮ સત્ય ધર્મ સર્વને માટે છે. સત્ય ધર્મ આપણને મુક્ત કરવા માટે છે, નહિ કે બંધન કરવાને કે અંધ બનાવવાને. ધર્મનો ઉદ્દેશ આપણને એના ગુલામ બનાવવાનો નથી, પણ સ્વતંત્ર રીતે જગતમાં રાજ્ય ભોગવવાનો છે.

૯ પ્રકૃતિના નિયમો મનુષ્યને પોતાના આત્મા ઓળખવા માટે આગળ ને આગળ જ ધકેલે છે.

૧૦ **"સંસારે સરસો રહે, ને મન મારી પાસ,"** અથવા
**"વ્યવહારે વ્યવહારશું, નિશ્ચયમેં થિરથંભ."**
એ વચનો આત્માની જાગ્રતદશાના બોધક છે.

૧૧ પોતાની દૃઢ માન્યતા અને શ્રદ્ધા માટે શરીરનો ભોગ આપવા કરતાં તેને ખાતર જીવવું, એ જ કેટલીક વખત વધારે કઠણ હોય છે; માટે દરેક વાતની તેના પોતાના જ ગુણદોષ પ્રમાણે કિંમત કરવી ઘટે છે.

૧૨ પરાણે કોઈનો પ્રેમ માગતાં, ભિખારી માફક કોઇ વસ્તુની ઇચ્છા કરતાં તે તમારાથી દૂર ને દૂર જ નાસશે. તેની સ્પૃહા તજવાથી જ તે વસ્તુ આગે ને આગે આવીને ખડી થશે–રહેશે. કહ્યું છે કે–" માગે તેથી આઘે ( ને ) ત્યાગે તેની આગે," એ એ જ અર્થસૂચક છે.

૧૩ પરઆશા મૃગજળવત્ મિથ્ય છે. શાશ્વત તો માત્ર તમારી પોતાની દિવ્યતા જ છે.

૧૪ ક્ષણિક સુખ માટે વલખાં મારવાં કરતાં શાશ્વત-સુખ આનંદ માટે પ્રયત્ન કરવો ઘટે છે. ઈતિશમ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૩૬૫. ]

---

## દયા સંબંધી શાન્તા અને કાન્તા એ બે શાણી બહેનોનો સંવાદ.

( ૧ )

**શાન્તા**—અહિંસા યા જીવદયા( જયણા )રૂપી ધર્મ તો સહુ માને છે. આપણા જૈનધર્મમાં એથી અધિકતા શી ?

**કાન્તા**—કેવલ "દયા દયા" પોકારવાથી કશું વળતું નથી. સહુને આપણા આત્મ સમાન લેખી, કોઇને દુઃખ-સંતાપ ઉપજે એવું ન કરવામાં જ ખરું ડહાપણ છે. ડહાપણ વગરની દયા નહિં જેવી છે.

**શાન્તા**—ઉદાહરણ આપી તમારું કથન સાબિત કરો

**કાન્તા**—ગમે તે પ્રાણીનો જીવ બચે એમ આપણે ઈચ્છીએ અને તેમ કરતાં આપણે કષ્ટ સહન કરવું પડે તો કરીએ એમાં કંઇ ખોટું નથી. પરંતુ કેટલાએક લોકો ગાય પ્રમુખ કોઇ પશુને કસાઈ જેવાના હાથથી બચાવવા જતાં તે કસાઈ પ્રમુખનો પ્રાણ લઇ લે તો તે યુક્ત કહેવાય ? ન કહેવાય. તે કસાઈને કોઇ રીતે સમજાવી-પટાવી-રાજી કરીને ગાય પ્રમુખને સુખે બચાવી શકાય, પણ તે ન જ સમજે તો સામાનો પ્રાણ લેવો ન જ

ઘટે. ખરી ઇચ્છાશક્તિ જ હોય તો પોતાના પ્રાણ જતા કરીને સામાનું દિલ પીગળાવી ગાય પ્રમુખને બચાવી લેવાય; એમાં જ ખરું ડહાપણ અને એ જ ડહાપણભરી દયા લેખાય.

**શાન્તા**—કેટલાએક લોકો સાપ, વીંછી વિગેરે તથા દુઃખી થતા માંદા કે વૃદ્ધ નકામા જાનવરો વિગેરેને મારી નાંખવાનું કહે છે, તેમાં કાંઇ લાભ હશે ?

**કાન્તા**—નહિં જ, જેમ આપણા કોઇ સ્નેહી-સંબંધીને એવી દશામાં તો વિશેષ સુખશાન્તિ યા આરામ જ આપવા ઇચ્છીએ, તેમ તેવા દુઃખી જીવોને પણ એવે વખતે સુખ-શાન્તિ જ આપવા ઘટે, મોતનું અનંતું દુઃખ ઉપજાવવું ન ઘટે.

**શાન્તા**—એ દરેકનો જીવ બચાવી એમને અભય અથવા આરામ આપવાથી શો લાભ ?

**કાન્તા**—જીવમાત્રને અભય આપવાથી આપણે અભય થઈએ.

**શાન્તા**—એ માટે થોડાંક શાસ્ત્રપ્રમાણ બતાવો.

**કાન્તા**—" **ગમે તેવાં અને ગમે તેટલા અન્ય દાનો દેવા કરતાં અભયદાન વધી જાય છે, જીવિતદાન દેવા જેવું બીજું એકે દાન નથી" "દયા નદી મોટા વિસ્તા-રમાં વહેતી હોય ત્યાં સુધી જ સઘળા ધર્મ શોભી નીકળે છે. જયારે દયા નાબૂદ થઇ જાય છે, ત્યારે ધર્મ તો આપોઆપ અલોપ-અદૃશ્ય થઈ જાય છે," "દયા જ ધર્મની માતા છે ને ધર્મનું રક્ષણ તથા પોષણ કરનારી છે તેમ જ એકાન્ત સુખ-શાન્તિને**

**આપનારી દયા-જયણા જ છે" "સર્વે જીવોને સ્વ-આત્મા સમાન સમભાવે જોનાર એવો શાન્ત દાન્ત આત્મા પાપકર્મ બાંધતો નથી-પાપથી લેપાતો નથી."**

ઉપરોક્ત અનેક પ્રમાણવાકયો અનેક શાસ્ત્રમાં આપેલાં નજરે પડે છે.

**શાન્તા**—ત્યારે તો કોઇને દુઃખ નહિ પણ સુખ આપવા સાવધાનપણે વર્તવાથી જ આપણે દુઃખ માત્રને ટાળી સુખ પામી શકીએ શું ? એમ જ હોય તો આપણે હલનચલનાદિક પણ શી રીતે કરવાં ?

**કોન્તા**—હલનચલન, ખાનપાન, ભાષણ, શયનાદિક દરેક ક્રિયા કરતાં કોઇ જીવને નાહક નુકશાન ન પહોંચે તેમ સાવધાનતાથી વર્તવું જોઇએ. નહિ તો જરૂર પાપકર્મ લાગે જ અને તેના કડવાં ફળ અવશ્ય ભોગવવાં પડે જ, તેથી જ આપણા કલ્પિત સ્વાર્થની ખાતર સુખશીલતાથી કોઇ જીવને દુઃખ યા પ્રતિકૂળતા ઉપજે એવું ન જ કરવું ઘટે, કેમકે એવું દુઃખ યા પ્રતિકૂળતા આપણને કોઈ ઉપજાવે તે રુચતું નથી, તે બીજાને કેમ જ રુચે ? સુખ કે સાનુકૂળતા જેમ આપણને ગમે છે તેમ બીજાને પણ ગમે જ, એમ સમજી સહુને સુખ-શાન્તિ ઉપજાવવા સાવધાન રહેવું ઘટે અન્ય જીવોને સુખ-શાન્તિમાં સ્વાર્થવશ અંતરાય કરવાથી તેવું જ માઠું અંતરાય કર્મ બંધાય છે અને તેનું માઠું ફળ ભોગવવું પડે છે, એમ જ્ઞાની અનુભવી જનો કહે છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૨૬૧ ]

# ડહાપણભરી દયા સંબંધી સંવાદ.

૨

**શાન્તા**—જીવદયાનો જયણાનો ખરો લાભ શી રીતે મળે ?

**કાન્તા**—દયા કે જયણાનું સ્વરૂપ સારી રીતે સમજીને પાળવાથી.

**શાન્તા**—તમે એ શા આધારે કહી શકો છો ?

**કાન્તા**—"**पढमं नाणं तओ दया**" એટલે પહેલું "**જ્ઞાન અને પછી દયા**" અથવા "**પહેલું જાણી પછી કરે કિરિયા, તે પરમારથ સુખના દરિયા,**" એવા સૂક્ત વચનો અનેક સ્થળે જોવામાં આવે છે તેથી.

**શાન્તા**—સમ્યગ્જ્ઞાન ને સમ્યક્ શ્રદ્ધા હોય છતાં કરણી કરી ન શકતા હોય અને એકલી ક્રિયા સમ્યગ્જ્ઞાન ને શ્રદ્ધા વગર જ કરતા હોય તે બેમાં શ્રેષ્ઠ કોણ ?

**કાન્તા**—ખરા જ્ઞાન ને શ્રદ્ધા વગરની એકલી કરણી મોક્ષ-સાધક નહિં પણ કષ્ટરૂપ લેખાય છે. અને ચારિત્રરૂપ કરણી વગરનાં સમ્યગ્જ્ઞાનદર્શન પરિણામે ઘણાં જ હિતસાધક હોવાથી શ્રેષ્ઠ છે. તે જરૂર સચ્ચારિત્રને ખેંચી લાવે છે.

**શાન્તા**—ત્યારે મોક્ષફળ મેળવવા માટે તો સમ્યગ્જ્ઞાન, શ્રદ્ધા સાથે ખરા ચારિત્ર( સંયમકરણી )ની પણ જરૂર ખરી ?

**કાન્તા**—હા, સાચી સમજ સાથે સંયમકરણીવડે જ મોક્ષફળ મળી શકે છે. સાચી સમજ વગરની એકલી ક્રિયા

જડ-આંધળી છે અને ખરી કરણી વગરનું એકલું જ્ઞાન લૂલું-પાંગળું છે. જ્ઞાન અને કરણી સાથે મળતાં ધાર્યું ફળ આપે છે.

**શાન્તા**—ત્યારે તો જીવદયા યા જયણાના સ્વરૂપનું રહસ્ય પ્રથમ જાણવું જરૂરનું છે. તે વગર કદાચ આડે રસ્તે ચઢી જવાય.

**કાન્તા**—૧ દ્રવ્યદયા, ૨ ભાવદયા, ૩ સ્વદયા, ૪ પરદયા, ૫ સ્વરૂપદયા, ૬ હેતુદયા, ૭ નિશ્ચયદયા, ૮ વ્યવહારદયા, ૯ અનુબંધદયા, એમ એના અનેક ભેદ સમજવા યોગ્ય છે.

**શાન્તા**—એ ભેદો જરા સ્પષ્ટતાથી સમજાવો.

**કાન્તા**—૧ ઇન્દ્રિયાદિક દ્રવ્યપ્રાણની રક્ષા કરવી. તે **દ્રવ્યદયા.**

૨ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક ભાવપ્રાણની રક્ષા કરવી તે **ભાવદયા.**

૩ પોતાના દ્રવ્યભાવપ્રાણની રક્ષા તે **સ્વદયા.**

૪ અને પરાયા પ્રાણની રક્ષા તે **પરદયા.**

૫ અંતરના ભાવ કે લક્ષ વગર કેવળ દેખાવ માત્ર દ્રવ્ય-પ્રાણની રક્ષા તે **સ્વરૂપદયા.**

૬ જે કોઈ શુભ ઉપકરણાદિકનો યથાસ્થાને સદુપયોગ કરવાથી સ્વપર પ્રાણની રક્ષા થાય તે **હેતુદયા.**

૭ જે પોતાના દ્રવ્યભાવપ્રાણરક્ષા તે **નિશ્ચયદયા.**

૮ જે પરાયા પ્રાણની રક્ષા તે **વ્યવહારદયા.**

૯ અને સર્વજ્ઞ-વીતરાગ પ્રભુની આજ્ઞાને અનુલક્ષી શુભ ભાવથી જે કરાય તે **અનુબંધદયા.**

એ રીતે જેમ જીવદયા યા જયણાના કેટલાએક ભેદ કહ્યા, તેમજ જીવહિંસાના ભેદ પણ સમજી લેવા.

**શાન્તા**—ઉપરના જીવદયા કે જયણાના ભેદો જાણીને શું કરવું ?

**કાન્તા**—જાણીને આદરવા લાયક આદરવું, ને તજવા લાયક તજવું, " જ્ઞાન એટલે સાચી સમજ, તેનું ફળ–પરિણામ વિરતિ-રૂપ કહેલું છે. " દ્રવ્યદયા અને વ્યવહારદયા પણ આદરવી ખરી, પરંતુ તેની સાથે ભાવદયા ને નિશ્ચયદયાનું ખરું સાધ્ય લક્ષ બહાર રાખવું નહિં; જરૂર લક્ષમાં રાખવું. દ્રવ્ય કે વ્યવહાર કરણી ભાવ કે નિશ્ચયને પેદા કરવા માટે અને તેની રક્ષા કે વૃદ્ધિ માટે થાય તે જ હિતરૂપ છે.

**શાન્તા**—સ્વદયા અને ભાવદયા કે નિશ્ચયદયાને જરા સ્પષ્ટ કરશો.

**કાન્તા**—**શ્રીમદ્ યશોવિજયજી** મહારાજ કહે છે કે—**" સ્વદયા વિણ પરદયા, કરવી કવણ પ્રકારે ? "** એટલે સ્વ આત્મા જે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યરૂપ છે તેની રક્ષા કે વૃદ્ધિ થાય તેવી ભાવ યા નિશ્ચયદયાના લક્ષ વગર પર-જીવની દ્રવ્ય કે વ્યવહારદયા શી રીતે કરવી ? કરવાથી ફળ–પરિણામ પણ શું ? મોક્ષસાધક તો નહિં જ. શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક આત્મગુણની રક્ષા કે પુષ્ટિ કરવાથી જ અનુક્રમે ખરો મોક્ષ થઈ શકે, તે વગરની કષ્ટકરણીવડે બહુ તો સ્વર્ગ પ્રમુખના ક્ષણિક સુખ મળે તેથી શું વળે ? એથી જ દાન, શીલ, તપ અને સામાયિકાદિક ગમે તે ધર્મકરણી કરતાં આપણું લક્ષ કેવળજ્ઞાનાદિક આત્મગુણોની રક્ષા ને પુષ્ટિનું જ હોવું

જોઈએ. એથી જ કલ્યાણ સુલભ્ય છે. આવી સન્મતિ જ્ઞાની ગુરુની કૃપાપ્રસાદીથી બહુ ભવ્યાત્માઓને પ્રાપ્ત થાઓ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૨૬૨. ]

---

## પાપથી પાપ વધે છે અને પુણ્યથી પાપ ઘટે છે અથવા અનાચારથી અનાચાર વધે છે; પણ સદાચારથી અનાચાર ટળે છે.

સ્મૃતિકારો કહે છે કે "ભાર્યા પાપ કરે તે ભર્તારને" "શિષ્ય પાપ કરે તે ગુરુને" "પ્રજા પાપ કરે તે રાજાને" "રાજા પાપ કરે તે પુરોહિતને લાગે છે." એ સ્મૃતિઓનાં વચનો સુજ્ઞજનોએ વિચારવા જેવાં છે. એનું રહસ્ય સમજી લઇ, પોતાના વર્તનમાં ઉતારી, અન્ય સુભગ–સદ્ભાગી જનોને તે યથાર્થ સમજાવી તેમના વર્તનમાં ઉતારવા યોગ્ય છે. તથા-પ્રકારના વ્યાજબી અંકુશ વગર નિરંકુશ સ્થિતિમાં રહેતાં સ્ત્રી સ્વેચ્છાચારી, કામાતુર, મદોન્મત્ત બને, ખોટે માર્ગે દોરવાઇ જતાં માતપિતારૂપ ઉભય કુળને લાંછન–ડાઘ–કલંક લાગે એવાં કામ ( કુકર્મ ) કરવા પ્રવર્ત્તે એ ઉઘાડું છે. તેથી જ ગમે તેવી અવસ્થામાં તેના ઉપર યોગ્ય નિયંત્રણ રાખવું જ ઘટે. પતિ, પુત્ર કે પિતાદિકને તેવે કોઇ પ્રસંગે પોતાની ઉચિત ફરજ સમજી પ્રમાદરહિત–સાવધાનપણે તે ફરજ બજાવવી ઘટે; નહિં તો તેની સાથે પોતે પણ ઉપેક્ષા કરવાથી પાપવડે ખરડાય છે. એથી ઊલટું જ્યાં ધર્મશિક્ષણ સદા ય સંભાળથી અપાય છે અને જ્યાં દરેક માતા, પુત્રી કે પુત્રવધૂમાં સદાચાર જ

પ્રવર્તી રહે છે, તે સદ્‌ભાગી કુટુંબનો પુણ્ય, યશ સર્વત્ર પ્રસરે છે અને તે સર્વતઃ સુખી થાય છે.

જે સદ્‌ભાગી શિષ્ય સુગુરુની હિતશિક્ષાને લક્ષપૂર્વક આદરી તપસંયમનો ખરો માર્ગ સેવે છે, તે સુયશ સાથે સર્વત્ર સુખસંપદા પામે છે; પણ જે ઉદ્ધંઠપણે સુગુરુવચન–અંકુશને અવગણી, મદાન્ધ સ્વેચ્છાચારે ફરતા રહી, રુડા તપ સંયમ આચારથી ભ્રષ્ટ થઇ જાય છે તેમના ખરેખર આખરે ભૂંડા હાલ જ થાય છે. તેવા કુશિષ્યોને જો મોહવશ ગુરુ પંપાળે છે, તો તેઓ પણ પાપની પુષ્ટિ કરી દુર્ગતિના જ ભાગી બને છે. સુનીતિરીતિથી પ્રજાનું રક્ષણ–પાલન કરી તેને સમૃદ્ધ બનાવી પ્રજાના મનને રંજિત કરનારો ખરો **રાજા** લેખાય છે. એવા સુયોગ્ય રાજાના શાસનને માન આપી વફાદાર રહેનારી પ્રજાજ ખરી ઉન્નતિ સાધી સુખી થઇ શકે છે. તે જો મોજશોખમાં પડી નિરંકુશપણે પાપ–અનીતિ આદરે છે અને એવાં પાપ–વ્યસનથી પ્રેરાઈ રાજા પ્રજાને બચાવવા કશું કરતો નથી, તો રાજા પ્રજા બન્નેની બૂરી દશા થાય છે. જો ધર્મગુરુ અન્યને ધર્મબોધ આપી તેને ખરે માર્ગે દોરવામાં પ્રમાદ કરે તો તે પણ પાપભાગી થવા પામે છે.                 ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૨૬૪ ]

# જયા અને વિજયા એ બે બહેનો વચ્ચે થયેલ તત્ત્વવિચારણા વિષયે સંવાદ

**જયા**—આપણામાં અન્ય પ્રાણીઓ કરતાં અધિક બુદ્ધિ-બળ છે તેનું ફળ શું ?

**વિજયા**—તત્ત્વનો વિચાર કરવો, ખરું-ખોટું, હિત-અહિત, કર્તવ્યાકર્તવ્ય, ગુણદોષ, લાભાલાભ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય ને ગમ્યાગમ્યને બરાબર સમજી, ખરું હિતકારી કર્તવ્ય આદરવું ને એથી ઊલટું હોય તે તજવા મનમાં નક્કી કરવું અને એ જ પ્રમાણે દૃઢતાથી વર્તવાનો સફળ પ્રયત્ન સેવવો એ જ સદ્‌બુદ્ધિ પામ્યાનું ઉત્તમ ફળ લેખાય છે.

**જયા**—તત્ત્વ સંબંધી જરા સ્પષ્ટતાથી ખુલાસો કરો તો સારું.

**વિજયા**—**તત્ત્વ** એટલે વસ્તુનું યથાર્થ સ્વરૂપ. મૂળ તો જગમાં **જીવ** અને **અજીવ** એ બે વસ્તુઓ જ છે. તેમાં દ્રવ્ય-ભાવપ્રાણથી જે જીવે તે **જીવ**, ઈન્દ્રિયાદિક દશ **બાહ્યપ્રાણ** તે **દ્રવ્યપ્રાણ** અને જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક **અંતરપ્રાણ** તે **ભાવપ્રાણ**, **સંસારી** અને **સિદ્ધ** એમ મુખ્ય બે પ્રકારના જીવો છે. ચાર ગતિના જીવો **સંસારી** કહેવાય છે, અને તેમાંથી તદ્દન છૂટા થયેલા હોય તે સિદ્ધ કે **મુક્ત** કહેવાય છે. સંસારી જીવોને દ્રવ્યભાવપ્રાણ સ્વસ્વ ક્ષયોપશમાદિ અનુસારે હોય છે ત્યારે સિદ્ધ-મુક્ત જીવો માત્ર અનંત જ્ઞાનદર્શનાદિ ભાવ-પ્રાણવાળા એક સરખાં જ હોય છે, એ જ એમનું લક્ષણ છે. એથી ઊલટું લક્ષણ જડ અજીવનું છે.

અજીવ પણ રૂપી અને અરૂપી એમ બે પ્રકારના હોય છે.

પુદ્ગળ રૂપી અને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાદિક અરૂપી જાણવા. જીવાજીવ બે તત્ત્વ ઉપરાંત પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, એ સાત અવાંતર તત્ત્વો છે. તેમાંથી જે પ્રત્યેક આત્માને સંસારમાં જકડી રાખે છે તે પાપાદિક તત્ત્વો તજવા લાયક છે અને જે સંવરાદિક તત્ત્વ ભવ્યાત્માઓને સંસાર-બંધનથી મુક્ત કરી શકે છે, તે અવશ્ય આદરવા લાયક છે.

વળી દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વો સમજવા લાયક છે. રાગ, દ્વેષ અને મોહાદિક દુષ્ટ દોષ માત્ર જેમના સર્વથા નષ્ટ થયા હોય તે સર્વજ્ઞ-વીતરાગ-પરમાત્મા-દેવાધિદેવ જાણવા. અહિંસાદિક મહાવ્રતોને પ્રમાદ રહિત પાળનારા અને સદાચારનો પ્રકાશ કરી ભવ્યાત્માઓને તેમાં સ્થાપનારા નિર્ગ્રંથ-સાધુ જનોને સુગુરુ જાણવા તથા સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ અથવા દાન, શીલ, તપ, ભાવરૂપ અથવા સાધુ કે ગૃહસ્થ યોગ્ય વ્યવહારવડે જે અનંત જ્ઞાનાદિક નિશ્ચય-ધર્મ પામી શકાય તે સર્વજ્ઞ-સર્વદર્શીકથિત ધર્મ હોવાથી કલ્યાણકારી જાણી પ્રમાદ રહિત આદરવા યોગ્ય છે.

જયા—દશ દૃષ્ટાન્તે દુર્લભ મનુષ્યભવાદિ સુસામગ્રી પામ્યાનું શું ફળ છે? શું કરવાથી એની સાર્થકતા-સફળતા થઈ શકે છે?

વિજયા—સ્વબુદ્ધિબળથી હિતાહિતનો નિશ્ચય કરી લહીને યથાશક્તિ-શક્તિને ગોપવ્યા વગર વ્રત-નિયમ આદરવા અને તે વ્રત-નિયમાદિકને પ્રમાદ રહિત સાવધાનતાથી પાળવાં, એ આ અમૂલ્ય માનવ ભવાદિક દુર્લભ સામગ્રી પામ્યાનું ફળ છે.

જયા—વ્રત-નિયમરૂપી ચારિત્રનો પાયો શી રીતે નાખવો જોઈએ ?

વિજયા—ન્યાય, નીતિ ને પ્રમાણિકતાથી નિર્દોષ પ્રાય વ્યવસાયવડે આજીવિકા ચલાવવી, વિનય ને વિવેકભર્યાં વર્તનથી કુટુંબ પાલન કરવું. કામ, ક્રોધ, મોહ, મદ, હર્ષ અને અહંકાર એ છ શત્રુને દાબવા ઇત્યાદિ ઇત્યાદિ માર્ગાનુસારીપણાના પાંત્રીશ લક્ષણો-ગુણો, તથા ગંભીરતા, કૃતજ્ઞતા, કાર્યદક્ષતા ( ચકોરતા ) અને પરોપકારરસિકતાદિક ધર્મપ્રાપ્તિ માટે જરૂરના એકવીશ ગુણો મેળવવા ભારે કાળજી રાખવી. અપરાધીનું પણ અહિત કરવા મન ન થાય, ગમે એવા સાંસારિક સુખથી વિરક્ત રહી મોક્ષ ભણી જ સ્થિર લક્ષ બંધાય, ઇત્યાદિ લક્ષણવાળું સમકિત રત્ન સાચવટથી મેળવી ભારે કાળજીથી તેનું રક્ષણ કરવામાં આવે, એ રીતે ખરો પાયો નાંખવો અને તેના ઉપર સાધુ કે ગૃહસ્થ ( શ્રાવક ) યોગ્ય વ્રતરૂપ ઇમારત ચણવી ઘટે.

જયા—એ હેતુ પાર પાડવા કેવી રીતે શરૂઆત કરવી જોઇએ ?

વિજયા—શુદ્ધ દેવ, ગુરુ, ધર્મનું ખરું આદર્શજીવન નજર સમીપ આગળ રાખી, તેવા થવા માટે તુચ્છ વિષયવાસનાઓ તજી, સાત પ્રકારની શુદ્ધિ સાચવીને તેમની સેવા-ઉપાસના પૂર્ણ પ્રેમ-ભક્તિથી કરવા કાયમને માટે લક્ષ રાખવું.

જયા—એ સાત પ્રકારની શુદ્ધિની કંઈક સમજ કૃપા કરીને આપી કૃતાર્થ કરો.

વિજયા—૧ શરીરશુદ્ધિ, ૨ વસ્ત્રશુદ્ધિ, ૩ ચિત્તશુદ્ધિ, ૪

ભૂમિકાશુદ્ધિ, ૫ પૂજોપગરણશુદ્ધિ, ૬ દ્રવ્યશુદ્ધિ તે ન્યાયોપાર્જિત દ્રવ્ય અને ૭ વિધિશુદ્ધિ.

એ સાત પ્રકારની શુદ્ધિ સદા ય સાચવીને જ દેવ, ગુરુ, સંઘ, સાધર્મિક (તીર્થ) ભક્તિ ઉલ્લસિત ભાવથી કરવી ઘટે.

**જયા**—બહેન ! આજકાલ આમાં ભારે ગોટાળો વળતો જણાય છે તેનું કેમ ?

**વિજયા**—એવી બધી ભ્રષ્ટતા–મલિનતા દૂર ટાળવા જરૂર ચીવટ રાખવી જોઇએ.

**જયા**—પુણ્યયોગે પૈસા પામ્યાનું ફળ શું ? ખાવાપીવા કે એશઆરામમાં જ વાપરવા એ ?

**વિજયા**—નહિં જ. સારે ઠેકાણે તેનો વિવેકથી ઉપયોગ કરવો ઘટે, એથી અનંતો લાભ મળે છે. પૈસો હોવા છતાં કૃપણતા કરનાર પોતાનું જ બગાડે છે. ઉદાર દિલ રાખવાથી જ પોતાનું સુધારી શકે છે.

**જયા**—બહેન ! વાચાશક્તિ પામ્યાનું ફળ શું ?

**વિજયા**—જીભને કાબૂ–કબજામાં રાખીને સ્વપર(અનેક)નું હિત–સુખ–કલ્યાણ થાય એવું મિષ્ટ ને ડહાપણભર્યું, કશા વિરોધ વગરનું જ વિચારીને બોલવું એ જ બીજા અનેક પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ વચનબળ પામ્યાનું સુંદર, કલ્યાણકારી ફળ લેખી શકાય.

**જયા**—બહેન ! આજકાલ બોલવા ચાલવામાં ઘટતો વિવેક–શું બોલવું ને શું ન બોલવું, કયારે કેવી સભ્યતા રાખીને કેટલું બોલવું, એ વિવેક લગભગ ભૂલાઇ–ભૂંસાઇ ગયો છે અને

વિષયકષાયવશ સ્વાર્થાંધ બની જેમ આવે તેમ મુગ્ધ ભાઇ-બહેનો ભરડી નાંખે છે, અર્થહીન, પ્રયોજન વગર બકયા કરે છે, અથવા અનર્થકારી વચનોવડે ક્લેશ, કંકાસ કે વૈરવિરોધ ઉપજાવે છે, જેનું ભારે અનિષ્ટ પરિણામ અહીં જ આવે છે, તો પછી પરભવમાં કેવાં માઠાં ફળ ભોગવવા પડતાં હશે તે કહો.

વિજયા—જયાબહેન ! અહીં જે કંઇક અનિષ્ટ પરિણામ આવતાં જણાય છે તે પરભવમાં ભોગવવા પડતાં મહામાઠાં ફળની વાનગી માત્ર હોઇ તે અહીં કરતાં ઘણાગણાં કડવાં સમજી લેવાં જોઇએ. એવા અનિષ્ટ પરિણામથી સદંતર બચી જવા ઇચ્છતા ભાઈબહેનોએ પોતાનાં મન, વચન, કાયા કે વિચાર, વાણી ને આચાર ઉપર ઠીક સંયમ કે નિગ્રહ રાખતાં શીખવું જોઇએ. તેમની વિષમતા યા વક્રતા ટાળી સમાનતા યા સરલતા આદરવી જોઈએ. મલિનતા દૂર કરી પવિત્રતા દાખલ કરવી જોઈએ. મધુરી વીણાના દઢ વ્યવસ્થિત તારની પેઠે પોતાનાં વિચાર, વાણી ને આચારની એકતા—સમાનતા—વ્યવસ્થિતતા સાથે પવિત્રતા જાળવી રાખવાથી જ સ્વપરનું હિત સાધી શકાય છે, એથી જ ઉન્નતિ થાય છે, ને અન્યથા અવનતિ થવા પામે છે.

જયા—જીવો સ્વેચ્છાચાર યા સ્વચ્છંદતાથી પાપાચરણ કર્યા કરે છે, તેનું ઓછામાં ઓછું ને વધારેમાં વધારે કેટલા ગણું કડવું ફળ તેમને વહેલું મોડું ભોગવવું પડતું હશે ?

વિજયા—ઓછામાં ઓછું દશગણું અને તે પાપ જો તીવ્ર ભાવે ખૂબ રાચીમાચીને કરવામાં આવે તો સોગણું, હજારગણું એમ વધતું કડવું ફળ—પરિણામ પોતાની માઠી

કરણી મુજબ ભોગવવું પડે છે. એથી જ પાપકર્મથી ડરતાં રહેવું ને ધર્મકરણીમાં ઉજમાળ રહેવું કે જેથી અનુક્રમે દુઃખ માત્રનો નાશ થાય અને સુખશાન્તિ સહેજે આવી મળે. ઇતિશમ.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૨૬૫ ]

---

## કચ્છ–કાઠિયાવાડ તથા ગુજરાત આદિ નિવાસી જૈન આગેવાનોએ હવે જલ્દી જાગ્રત થઇ જડ ઘાલી રહેલી દુષ્ટ જડતાને દૂર કરી દેવાની ભારે જરૂર.

અત્યારે આખા હિંદમાં **અસહકારની હીલચાલ** ચાલી રહી છે. તેમાં હિંદુ અને મુસલમાનો વિગેરે એકસંપથી ભાગ લઇ રહ્યા છે. આમાં થોડોએક ભાગ વિરોધી પક્ષને મળતો પણ જણાય છે. આમ છતાં અસહકારના મુખ્ય અંગરૂપ અને **આખા હિન્દને પરાધીનતામાંથી છૂટવાની ચાવીરૂપ સ્વદેશી**ની હીલચાલ ખૂબ જોશભેર ચાલી રહી છે, આર્થિક દૃષ્ટિએ આ હીલચાલ જેટલી લાભદાયક છે તેટલી જ તે દયા–ધર્મની દૃષ્ટિએ પણ લાભકારી જ છે, એમ સ્વબુદ્ધિબળથી સમજી શકનારા આપણામાંના કંઇક નવજુવાનો તેમાં સ્વરસથી જોડાયા છે અને બીજા અનેક જોડાતા જાય છે. **વિદેશી વસ્તુઓના મોહથી આખા હિન્દની પાયમાલી થયેલી જેઓ સમજ્યા છે, તેમને વિદેશી વસ્તુઓ તજી સ્વદેશી આદરતાં મુશ્કેલી નડતી નથી.** તેઓ તો જાતે સ્વદેશી બની બીજા અનેક સ્વજન કુટુંબીઓને પણ પોતાના જીવતાજાગતા દાખલાથી વિદેશીનો લાગેલો મોહ તજાવી શકે છે. સૌ કરતાં બાળ વિદ્યાર્થીવર્ગ ઉપર આની

અસર સારી થઇ છે, અને બાળ વિદ્યાર્થીઓને બહોળે ભાગે શુદ્ધ સ્વદેશી ખાદી જેવા સાદા પોષાકમાં સજ્જ થયેલા જોઇ બીજા નવજુવાન, આધેડ અને વૃદ્ધવયના ભાઇબહેનો ઉપર તેની સારી અસર થવા પામે છે; તેમ છતાં હજુ સુધી ઘણાએક આધેડ અને વૃદ્ધ વયના ભાઇઓ આવી લાભકારી ઉપયોગી હીલચાલથી તદ્દન અલગ રહેલા જણાય છે.

જ્યારે ભાઇઓની જ સ્થિતિ આવી શોચનીય છે ત્યારે જેમને દેશહિતની કશી રુડી હીલચાલમાં ભાગ લેવાદેવાનો અવકાશ જ ઓછો રહે છે તેવી બહેનો શુદ્ધ સ્વદેશીનું મહત્ત્વ જલદી શી રીતે સમજીને તેનો આદર કરે ? તો પણ કેટલીએક ઉદાર દિલવાળી વિદુષી બહેનોના અથાગ પરિશ્રમથી સારી આશા બાંધી શકાય છે. આવા દેશહિતના કાર્યમાં કંટકની પેઠે વિઘ્નકારક જનોના અનિષ્ટ આચરણથી જ સહુને ચેતતા રહેવાની જરૂર છે. તેની મલિન અસર આપણા ઉપર ન થાય તેવી સંભાળ રાખવી જોઇએ અને બની શકે તેટલી ત્વરાથી વિદેશી વસ્ત્રાદિક વસ્તુઓ ઉપરનો મોહ તજી દઈ શુદ્ધ સ્વદેશીનો આદર કરતાં થઇ રહેવું જોઇએ અને અન્ય સ્વજનાદિકને પણ વિદેશીનો લાગેલો મોહ તજવા હેતુસર શાન્તિથી સમજાવવા જોઇએ. સંભવ છે કે આમ પદ્ધતિસર કાર્ય કરવાથી વધારે સરલતા થવા પામશે. અને સૌ સહેજે **વિદેશીનો મોહ તજી સ્વદેશીને આદરશે.**

તથાપ્રકારની વ્યવહારિક, નૈતિક અને ધાર્મિક કેળવણીની ભારે ખામીને લીધે આપણી સમાજમાં ઘણી જડતા–મંદતા પેસી ગઇ છે, તે દૂર કરવા દુરંદેશી વાપરી આપણા હિતસ્વી

આગેવાનો આપણને લાયક જે જે શકય ઉપાયો બતાવે તે આદરવા આનાકાની નહિં કરતાં, તે ખંતથી આદરી આપણું અને દેશનું દારિદ્રય દૂર કરવા, યથાશક્તિ અને યથામતિ શુભ પ્રયત્ન કરવા ચૂકવું જોઈએ નહિ.

થોડાએક વર્ષો પહેલાં ઘણાંએક સાધનો આપણને સ્વાધીન હતાં. તે બધા પરતંત્રતાની બેડીમાં જકડાવાથી અને તેનું ભાન સરખું ( ખરી સ્વતંત્રતા કે સ્વજાતિનું ભાન સરખું ) ધીરે ધીરે ભુંસાઈ જવાથી, તેમજ અધિકાધિક સુખ-લંપટ, સ્વચ્છંદી બની જવાથી આપણે જાતેજ ગુમાવી દીધાં. તે પાછાં આદરી સજીવન કર્યે જ છૂટકો થવાનો, ત્યારે જ આપણે પરાધીનતાની બેડીને તોડી ખરી સ્વતંત્રતાનાં દર્શન કરી શકવાના.

જુઓ, તમને સ્વતંત્રતા અને સ્વમાનજ વ્હાલાં લાગતાં હોય તો તે મેળવવાનો ખરો માર્ગ સમજીને ડહાપણથી આદરો કે જેથી વધારે લાંબા વખત સુધી પરતંત્રતા અને અપમાન તમારે સહન કરવા પડે નહિ. વિદેશી વસ્ત્રનો મોહ ઉતારવામાં ફાવ્યા એટલે બીજી એવી જ કંઇક બીનજરૂરી મોહક વસ્તુઓનો મોહ પણ સહેજે છોડી શકાશે. એથી તમારું જીવન ઓછું ખર્ચાળ, સાદુ ને સુખી બનશે અને સ્વપરનું ખરું હિત અધિક પ્રમાણમાં કરી શકશો. એ તમને રુચે છે ? “**રુચે તે જ પચે.**” તમે સાચા દિલથી ખરે રસ્તે ચાલો ને સુખી થાઓ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૨૨૧ ]

# सूक्त पदो

## સંક્ષિપ્ત વ્યાખ્યા સહિત સુભાષિત વચનો

सामाइयपोसहसंठियस्स, जीवस्स जाइ जो कालो ।
सो सफलो बोधव्वो, सेसो संसारफलहेउ ॥ १ ॥

વ્યાખ્યા—સામાયિક અને પૌષધ મધ્યે સમભાવે રહેનાર જીવનો જે કાળ ઉત્સાહ–પ્રસન્નતાથી વ્યતીત થાય છે તે સફળ–સાર્થક સમજવો અને બાકીનો વખત તે ભવભ્રમણ હેતુક જાણવો.

नरस्याभरणं रूपं, रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं, ज्ञानस्याभरणं क्षमा ॥ २ ॥

વ્યાખ્યા—રૂપ–સૌંદર્ય એ મનુષ્યની શોભા છે, રૂપની શોભા ગુણ છે, ગુણની શોભા રૂપ જ્ઞાન છે અને જ્ઞાનની શોભા ક્ષમા, મૃદુતા–નમ્રતા, સરલતાદિક છે.

ક્ષમા એ મનુષ્યાદિકને એક બીજા સાથે સાંધવા માટે સુવર્ણની સાંકળ છે અને હૃદયને પવિત્ર કરનારી દેવગંગા છે. ક્ષમા ખરા વીરનું ભૂષણ છે.

सद्धुत्तणस्स जुग्गो, भद्दगपगई विसेसनिउणमई ।
नयमग्गरई तह दढ्ढनियवयणट्ठिई विणिद्दिट्ठो ॥ ३ ॥

વ્યાખ્યા—૧ ભદ્રક પ્રકૃતિવંત, ૨ વિશેષ નિપુણ મતિવંત, ૩ ન્યાય માર્ગે રતિ( રુચિ )વંત, અને ૪ દૃઢપ્રતિજ્ઞાવંત હોય તે શ્રાવકપણાને લાયક બને છે–એ ચારે ગુણોમાં અક્ષુદ્રતાદિક ૨૧ ગુણોનો સમાવેશ થઇ શકે છે.

**सत्यं जीवेषु दया, दानं लज्जा जितेन्द्रियत्वं च ।**
**गुरुभक्तिः श्रुतममलं, विनयो नृणामलंकाराः ॥ ४ ॥**

**વ્યાખ્યા**—સત્ય (હિત-મિત-પ્રિય ભાષણ), સર્વ પ્રાણીવર્ગ પ્રત્યે દયાભાવ, ઉદાર દિલથી યથાપાત્રને યથોચિત દેવું, લજ્જા-મર્યાદા, ઇન્દ્રિયો ઉપર નિગ્રહ, સન્માર્ગબોધક ગુરુ પ્રત્યે શુદ્ધ-પ્રેમયુક્ત વાત્સલ્ય, નિર્મળ (શંકા રહિત) જ્ઞાન અને સદ્ગુણીનો યથોચિત વિનય કરવો, એ મનુષ્યોનાં ખરાં આભૂષણો છે.

**આવાં સૂક્ત વચનો-સુભાષિત વચનો ભવ્યાત્માઓના ધર્મોત્સાહની અભિવૃદ્ધિ અર્થે થાઓ ! ઇતિશમ્.**

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૭, પૃ. ૬૨ ]

---

## યાત્રિક બંધુઓ અને બહેનોને નિઃસ્વાર્થભાવે નમ્ર નિવેદન રૂપે અતિ અગત્યની સૂચનાઓ

ભવસાગર તરવા માટે જ ભવ્ય જનોએ તીર્થસેવન કરવાનું છે. તેમાં શત્રુંજય, ગિરનાર પ્રમુખ **સ્થાવરતીર્થ** છે અને ઉત્તમ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ તે **જંગમતીર્થ**રૂપ છે. તેની સેવા-ભક્તિ યથાવિધિ કરવાથી જરૂર કલ્યાણ થાય છે.

શરીરશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, મનશુદ્ધિ, ભૂમિકાશુદ્ધિ, ઉપગરણ-શુદ્ધિ, દ્રવ્યશુદ્ધિ અને વિધિશુદ્ધિ-એ સાત પ્રકારની શુદ્ધિ સહુએ યથાયોગ્ય સાચવીને અતિ આદરપૂર્વક દેવ, ગુરુ તેમજ તીર્થની સેવાભક્તિ કરવાની છે.

તે પણ દગ્ધદોષ ( અન્ય અન્ય બાબતમાં લક્ષ ), શૂન્યદોષ (ઉપયોગ રાખ્યા વગર ), અવિધિદોષ ( અસ્તવ્યસ્ત-ન્યૂનાધિક ) અને અતિપ્રવૃત્તિદોષ ( હદ-મર્યાદા મૂકી ગજા ઉપરાંત કરવું તે ) તજીને જ કરવા યોગ્ય છે. દોષ રહિત-નિર્દોષ કરણી ત્યારે જ બની શકે છે.

દેવગુરુના કે તીર્થરાજના દર્શનાદિ પ્રસંગે જતાં આવતાં કોઈપણ પ્રકારની વિકથાઓ ( કુથલીઓ ) કરવી કેવળ અનુચિત જ છે. વિકથા કરવાથી સ્વપરને ( પોતાને તથા સામાને ) લાભને બદલે નુકશાન જ થાય છે. એમ કરવાથી લેવાને બદલે દેવું થાય એ વિચારવાનું છે. ઇચ્છિત કાર્યમાં જ પોતાનું મન પરોવી દેવું જોઈએ.

જે કાંઇ કરવું તે બીજાને કીલામણા ઉપજાવ્યા વગર જ કરવાનું શાસ્ત્ર ફરમાન લક્ષમાં રાખીને જ દેવ, ગુરુ કે તીર્થભક્તિનો લાભ લેવાનો છે. તેથી તેવા દરેક પ્રસંગે નીચે જણાવેલી હકીકત જરૂર લક્ષમાં રાખવી.

૧ ભાવ-ઉલ્લાસની વૃદ્ધિ થવા માટે દેવ, ગુરુ કે તીર્થનાં દર્શનાદિ કરવા જતાં વાટમાં જયણા સચવાય, જીવવિરાધના ન થાય અને શાસ્ત્રામ્નાય પળે તેવી રીતે ઠીક સૂર્ય-પ્રકાશ થયે છતે, નીચે દૃષ્ટિ રાખીને જ ચાલવું. ખાસ કારણ વગર ગાડીમાં કે ડોળીમાં બેસવું નહિ.

૨ ઉપર જણાવ્યા મુજબ શરીરની અને વસ્ત્રની શુદ્ધિ સાચવી મનને એકાગ્ર કરવું. મનને જ્યાં ત્યાં દોરાવા દેવું નહિ. તેને શુભ ધ્યાનમાં જ જોડી રાખવું.

૩ માર્ગમાં જતાં જે કોઇ આત્માર્થી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા મળે તેમને ગુણના બહુમાનપૂર્વક ઉચિત પ્રણામાદિ કરવા ચૂકવું નહિ.

૪. બાળ, ગ્લાન, વૃદ્ધ, તપસ્વી સાધુ પ્રમુખનું યોગ્ય સન્માન કરવું, અને તેમને શાતા ઉપજે એવી વિશ્રામણા-વૈયાવચ્ચ પણ કરવી.

૫ જિનચૈત્ય, ચરણપાદુકા પ્રમુખનો નમસ્કારાદિ વડે યથોચિત વિનય કરવા ભૂલવું નહિ.

૬ દેવ, ગુરુ, તીર્થ પ્રમુખની કોઇપણ પ્રકારે આશાતના ન થાય તેવું લક્ષ રાખવું અને કાંઇ આશાતના થયેલી દેખાય તો તે દૂર કરવી-કરાવવી.

૭ રાગ, દ્વેષ, કષાય દૂર કરવા જતાં તેવા પવિત્ર સ્થાનને અવિવેક આચરણથી તેમજ રાગ, દ્વેષાદિક દોષ પેદા થાય અને વધે એમ તો ન જ કરવું; કેમકે પવિત્ર (તીર્થ) સ્થાને લાગેલ દોષ વજ્રલેપ તુલ્ય થાય છે.

૮ જેમ આપણા વિચાર, વાણી અને આચાર સુધરે-પવિત્ર થાય તેમ લક્ષ રાખી પ્રવર્ત્તવું, પણ સ્વચ્છંદપણું આદરવું નહિ.

૯ જેમ બને તેમ ઇન્દ્રિયોને લગામમાં રાખી સ્વોચિત હિતકાર્ય કરવું. તેમને સાવ મોકળી તો ન જ મૂકવી.

૧૦ સહુ કોઇને નિજ આત્મા સમાન લેખી નિર્મળ પરિણામ રાખવા.

૧૧ નિર્મળ શ્રદ્ધા (સમકિત) સહિત તપ, જપ, વ્રત, નિયમ

કરવામાં અધિક આદરવંત થવું. સુખશીલપણું-કાયરપણું તજી શૂરવીર બનવું. છતી શક્તિ ગોપવવી નહિ; કેમકે ફરી ફરી સુયોગ મળવો દુર્લભ જ છે.

૧૨ દરેક ધર્મકરણી કરવાના હેતુ પ્રમુખ ગુરુગમ્ય સમજી; તેનો આદર કરવા પોતાની યોગ્યતા સંબંધી સંમતિ મેળવી; આજ્ઞાનુસારે પ્રવૃતિ કરાય તેવું લક્ષ રાખવું. સ્વયોગ્યતા મુજબ યથાવિધિ કરેલી કરણી જ લેખે થઇ શકે છે.

૧૩ અરિહંત પ્રભુનો અનંત ઉપકાર વિચારીને તેમની દ્રવ્યભાવથી પૂજા-ભક્તિ સ્વશક્તિ અનુસારે કરવી, કરાવવી અને તેને અનુમોદવી. ( વીર્ય ગોપવવું નહિં ).

૧૪ પંચપ્રકારી, અષ્ટપ્રકારી, સત્તરપ્રકારી, એકવીશપ્રકારી, અષ્ટશતપ્રકારી ( અષ્ટોત્તરી ) પ્રમુખ દ્રવ્યપૂજા પૈકી પોતાનાથી બની શકે તે પ્રભુપૂજા આદરથી કરવી. સ્વન્યાયદ્રવ્યની સફ-ળતા કરવા એ વિહિત માર્ગ છે.

૧૫ પવિત્ર તીર્થજળ, શીતળ ચંદન, અને સાચા તાજાં સુગંધી પુષ્પોવડે પ્રભુની અંગપૂજા તથા ખૂશબોદાર ધૂપ, દીપક, અક્ષત, નૈવેદ્ય અને સરસ ફળવડે અગ્રપૂજા કરવાથી અષ્ટપ્રકારી પૂજા કહેવાય છે, અને એ ભાવ સાહિત કરનારા સુગુણી ભાઇઓ અને બહેનો એથી અનુપમ લાભ મેળવી શકે છે.

૧૬ અરિહંત પ્રભુના ઉત્તમ આલંબન યોગે ઉક્ત અષ્ટપ્રકારી પૂજાવડે અનુક્રમે સ્વદોષશુદ્ધિ, કષાયશાન્તિ, ચિત્તપ્રસન્નતા, સુ-વાસના, સમ્યગ્જ્ઞાન-પ્રકાશ, નિર્મળ શ્રદ્ધા, મનઇન્દ્રિયજય અને

અક્ષયપદ–મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે. આવા પવિત્ર હેતુથી જ પ્રભુપૂજા કરવાની છે.

૧૭ દ્રવ્યપૂજા થઇ રહ્યાબાદ, પ્રભુ સન્મુખ દૃષ્ટિ રાખીને, ગંભીર અને મધુર શબ્દધ્વનિ યુક્ત ઉદાર અર્થવાળાં ચૈત્યવંદન, સ્તુતિ, સ્તવનાદિક કરવારૂપ ભાવપૂજા કરી છેવટે "જય વીયરાય" ના પાઠરૂપે પ્રભુપ્રાર્થના કરવી. આ બધી કરણી મન, વચન, કાયાની એકાગ્રતા રાખીને જ કરવાની છે. એ કરવાથી લોકોત્તર–પ્રધાન પદની પ્રાપ્તિ થઇ શકે છે.

૧૮ પ્રભુના ગુણમાં લીનતા થવા માટે, પ્રમાદ રહિત, યથોચિત યોગમુદ્રાદિકમાં આદર રાખી, આપણાથી ગુણાધિક (ગુરુપ્રમુખ)ને આગળ કરી, વિનય–બહુમાન સાચવી, શાન્તચિત્તથી, ચૈત્યવંદનાદિક કરવું. મનમાં કોઇ પણ પ્રકારે વ્યગ્રતા થવા દેવી નહિ.

૧૯ ઉપર કહેલો આશય સમજ્યા વગર, જેમ આવે તેમ વિવેક રહિત, ગુરુપ્રમુખ વડીલની આગળ બેસી, મોટા ઘાંટા પાડી, બીજાના ધ્યાનમાં અંતરાય પડે એમ, બેતાલ, અશુદ્ધ સ્તવનાદિ બોલવાની ટેવ પડી હોય તે તજવી જોઇએ અને મીઠા ધીમા રાગે શુદ્ધ બોલતાં શીખવું જોઇએ.

૨૦ દ્રવ્યભાવ પૂજા કરીને પણ પોતાના આત્માને જ જગાડવાનો છે. મદ, વિષય, કષાય, નિદ્રા–આળસ અને વિકથાદિ પ્રમાદદોષથી પોતાને જ મુક્ત કરવાનો છે. તેમ કરવાના પવિત્ર લક્ષથી જ કલ્યાણ થઇ શકે છે; અન્યથા કલ્યાણ થવું મુશ્કેલ છે.

૨૧ સ્વપરને ભાવ–ઉલ્લાસ પ્રગટે તેટલા પૂરતો દ્રવ્ય

પૂજામાં લક્ષ સહિત જ વખત વીતાવવા યોગ્ય છે. લક્ષ વગર વ્યતીત કરેલો વખત નકામો જાય છે. અવિધિદોષ તો જેમ બને તેમ તજવા અને વિધિનો આદર કરવા જરૂર ખપી થવું એ સુજ્ઞ જનોને ઉચિત છે.

૨૨ અંગરચના (આંગી) કરતાં, ફૂલની કાચી કળી, વાસી, બગડેલા, નીચે પડી ગયેલાં, મલિન વસ્ત્રાદિક વડે આણેલાં અને જીવજંતુવાળા ફૂલ કે તેવાં ફૂલની માળા પ્રભુ-ભક્તિમાં નહિ વાપરતાં, ઉત્તમ પ્રકારનાં શુદ્ધ ફૂલ તેમ જ તેવાં જ ફૂલની માળા વાપરવી. તે પણ સોયવતી ઘોચ્યા વગર જ કાચા સુતરની ઢીલી ગાંઠ દઇને જ તૈયાર કરેલી હોય તેવી જયણાથી ગુંથેલી ફૂલની માળા પ્રભુના કંઠે સ્થાપી શકાય. સોયવતી ઘોંચેલાં ફૂલના હાર પ્રભુ ઉપર ચડાવવાનો રિવાજ આજકાલ અણુસમજથી વધી ગયેલો દેખાય છે, તે બીલકુલ પસંદ કરવા જેવો નથી; કેમકે તેમાં જિનાજ્ઞાનું ઉલ્લંઘન છે. આપણા કરતાં વધારે સુકુમાળ એવા પુષ્પના જીવોને એથી કેટલી બધી કીલામણા થતી હશે ? તેનો ખ્યાલ કરવામાં આવશે તો એ રિવાજ સહેજે દૂર થઇ શકશે. પોતાના પ્રાણની જેવા અન્યના પ્રાણ સમજનારને વધારે કહેવું પડે નહિ.

૨૩ ફૂલની પાંખડીઓ પણ છૂટી કરી નાંખવી નહિ, તેમ જ તેને પગતળે કચરવી નહિ, તો પછી સોયની તીક્ષ્ણ અણી-વતી તેનું છેદનભેદન તો કેમ જ કરાય ? છેદનભેદન કરેલાં ફૂલહાર ચઢાવવા તે કરતાં શુદ્ધ અને સરસ ફૂલો છૂટાં છૂટાં જેમ શોભનિક લાગે તેમ પ્રભુના અંગ ઉપર ગોઠવી દેવા વધારે ઉત્તમ લાભકારક અને આનંદદાયક હોવાથી હિતકારી

સમજાય છે, તે સહુએ લક્ષમાં રાખવું. વિધિ સહિત કરેલી ભક્તિ જ લેખે થાય છે. આજ્ઞામાં જ ધર્મ છે.

૨૪ બીજા દિવસે નિર્માલ્ય થયેલાં ફૂલ કે ફૂલમાળ જેમ તેમ જ્યાં ત્યાં ફેંકી દેવા નહિં, તે બધાં ય જાળવીને મોરપીછવતી ઉતારી લઈ એવાં સ્થળે રાખવાં કે જ્યાં તે કચરાય નહિં. તેમ જ તેમાં ચોંટી રહેલા કોઇ પણ ત્રસજીવને તાપ-તડકાદિકથી વ્યથા થાય નહિ. ન્હવણની કુંડીમાં તો તે નાંખવા જ નહિં; જુદાં જ રાખવાં. સ્નાત્રપૂજા પ્રસંગે પણ એ વાત લક્ષગત રાખવી.

૨૫ જેમ જેમ જયણા અધિક પળે તેમ તેમ તે પાળવા દરેક ભક્તિ પ્રસંગે ખૂબ લક્ષ રાખવું અને ભક્તિરસિક ભાઈબહેનોનું દિલ દુઃખાય એવું કંઇપણ નહિં કરતાં તેમનું મન પ્રસન્ન થાય એવું જ પવિત્ર આચરણ કરવું. દર્શન, વંદન કે પૂજા કરતાં એક બીજા ઉપર ધક્કાધક્કી કરવી નહિ, પણ અનુકૂળ સમય (તક) મળતાં સુધી કોઇએક એકાન્ત સ્થળમાં ઊભા રહી પ્રભુનું ધ્યાન ધરવું.

૨૬ ભક્તિમાંથી નિવૃત્ત થતાં જ સાંસારિક કામમાં રંગાઈ જવું નહિ. જો ભક્તિનો રસ આસ્વાદ ( અનુભવ ) બરાબર કર્યો જ હોય તો તેની ખુમારી એકાએક ઉતરી જતી નથી; તે પછી પણ કેટલાક વખત સુધી ટકી રહે છે. તે ( અનુભવ )નું સુખ તો ખરેખર અનુભવી જ જાણી શકે છે. શુદ્ધ-સરલ હૃદયવાળા શ્રદ્ધાવંત પ્રેમાળ ભક્તજનને જ પ્રમાદ રહિત ભક્તિમાર્ગમાં પ્રવર્તતાં એવો અનુભવ ( રસ આસ્વાદ ) પ્રાપ્ત થઈ શકે છે. હૃદયશુદ્ધિ કરવાની તો ખાસ જરૂર જ છે.

૨૭ જેમ મોર મેઘને દેખી, ચકોર ચંદ્રને દેખી અને સતી નિજ પતિને દેખી રાજી-આનંદિત થાય છે, તેમ ભક્તિ-રસિક અને શુદ્ધ-શ્રદ્ધાવંત ભવ્યજનો પણ શુદ્ધ દેવ, ગુરુ અને સાધર્મિક જનોને નિરખી આનંદિત થાય છે-નિજનેત્રયુગલને સફળ-સાર્થક માને છે. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૨, પૃ. ૩૭૧. ]

---

## આત્માર્થી જનોએ લક્ષમાં લેવા યોગ્ય કેટલાંએક હિતવચનો

૧ જ્યાં ગુણીજનોનો નિવાસ હોય, સત્ય-પ્રમાણિક વ્યવહાર ચાલતો હોય, પવિત્રતા સચવાતી હોય અને પ્રતિષ્ઠા વધતી હોય, તેમ જ અનેક અપૂર્વ ગુણોનો લાભ મળતો હોય એવા શુભ સ્થાનમાં જ બુદ્ધિશાળી જનોએ પોતાનો વાસ કરવો-ત્યાં જ વસવું.

૨ જન્મ-મરણાદિ સૂતક પ્રસંગે તથા ગ્રહણ સમયે, અનેક અસ્વાધ્યાય સમયે અને તેવા જ અસ્વાધ્યાયવાળા સ્થળે ભણવું નહિ. ( વિવેકવિલાસ ૮-૧૨૫ )

૩ શાસ્ત્ર અનુરાગ ( પ્રેમ ), આરોગ્ય, વિનય, ઉદ્યમ અને બુદ્ધિબળ એ પાંચ જ્ઞાન અભ્યાસનાં અંતરંગ કારણ જાણવાં, તેમ જ સહાધ્યાયી ( સાથે અભ્યાસ કરનાર ), ભોજન, વસ્ત્ર, ભણાવનાર ગુરુ, તથા જોઇતાં પુસ્તકોનો યોગ એ પાંચ અભ્યાસના બાહ્ય કારણો જાણવાં.

૪ પોતાની સ્થિતિ-અનુકૂળતાને અનુસરી જે વ્યવસાય ( ધંધો-રોજગાર ) કરવો પડે તે પ્રમાણિકપણાથી જ કરવા દૃઢ પ્રતિજ્ઞાવંત થવું અને તેમ કરતાં જે દ્રવ્ય-લાભ મળે તેના ચાર વિભાગ કરવા.

પહેલો કોશ ( ભંડાર ) માટે, બીજો ધર્મકાર્ય માટે, ત્રીજો ભોગ નિમિત્તે અને ચોથો કુટુંબના પોષણમાં વાપરવા માટે.

૫ જે જે ઉપાયોવડે આશ્રવરોધ થાય-એટલે કર્મબંધ થતો અટકે તે તે ઉપાય સંવરાર્થીએ સેવવા. ક્ષમા, મૃદુતા ( વિનય-નમ્રતા ), સરલતા અને સંતોષવડે ક્રોધાદિક કષાયનો રોધ કરવો, મન, વચન અને કાયગુપ્તિવડે યોગનો નિગ્રહ કરવો; અપ્રમાદ( પુરુષાર્થસેવન )વડે પ્રમાદનો પરિહાર કરવો. વિરતિ( વ્રત-પચ્ચખાણ )વડે અવિરતિનો ત્યાગ, સમ્યક્ત્વવડે મિથ્યાત્વનો ત્યાગ, ચિત્તની સ્થિરતાવડે ચપળતાનો ત્યાગ અને શુભ ધ્યાનવડે, આર્ત્ત રૌદ્ર ધ્યાનનો ત્યાગ જરૂર કરવો.

ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૨, પૃ. ૩૮૨. ]

# સ્વાર્થાંધતા તજી ખરા સ્વાર્થનિષ્ઠ થવાની જરૂર.

" सर्वः स्वार्थवशाज्जनोऽभिरमते नो कस्य को वल्लभः ॥"

સર્વ કોઇ પ્રાણી મનઃકલ્પિત સ્વાર્થ સાધી લેવાની ધૂનમાં મચી રહેલા દેખાય છે. જ્યાંસુધી પોતાનો સ્વાર્થ સાધી લેવાની ગરજ હોય છે ત્યાંસુધી ગમે તેની ગમે તેટલી ઓશીયાળ પણ ભોગવે છે. પણ **" ગરજ સરી એટલે વૈદ્ય વેરી "** પોતાની મતલબ સરી પછી કોઇ કોઇની દરકાર કરતું જણાતું નથી. આનું નામ **સ્વાર્થાંધતા.** બાકી વાસ્તવિક રીતે તો **સ્વ** એટલે **આત્મા,** તેનો **અર્થ** એટલે **પ્રયોજન** જેમાં હોય તે **સ્વાર્થ** અર્થાત્ જેમાં આત્માનું ખરું વાસ્તવિક હિત સમાયેલું હોય તે સ્વાર્થ જ પ્રશંસનીય અને આદરણીય છે અને જેમાં એથી વિપરીત અર્થ સમાયેલો હોય અર્થાત્ જેથી સ્વહિત (આત્મહિત) થવાને બદલે ઊલટું અહિત થતું હોય યા થવાનો સંભવ હોય તેવા કાર્યમાં રચ્યાપચ્યા રહેવું તે તો કેવળ સ્વાર્થાંધતા જ લેખવા યોગ્ય છે. સજ્જનપુરુષો આવી સ્વાર્થાંધતા પસંદ કરતા નથી. તેઓ તો ઉપરોક્ત ખરી સ્વાર્થનિષ્ઠાને જ આદરે છે–સ્વીકારે છે.

ગૃહસ્થ–શ્રાવક હો યા સાધુ હો સહુ કોઇ આત્મહિતૈષી જનોએ સ્વકર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે. જે કોઇ તેમાં પ્રમાદ યા શિથિલતા કરે છે તે પતિત અવસ્થાને પ્રાપ્ત થતાં પરિણામે ઉપહાસ્યને પ્રાપ્ત થાય છે. **શ્રીમાન્ હરિભદ્રસૂરિ** કહે છે કે " શાસ્ત્રમાં સ્વ સ્વ (પોતપોતાના) અધિકાર યા યોગ્યતા-નુસારે જ સ્વોચિત કર્તવ્ય કરવાની મર્યાદા જણાવી છે,

છતાં જેઓ સ્વચ્છંદવૃત્તિથી અન્યથા આચરણ કરે છે તેમની અવદશા થવા પામે છે.”

સાધુજનોએ શુદ્ધ સાધુમાર્ગ તરફ લક્ષ રાખી વિહિત માર્ગે જ ચાલવું જોઇએ. તેમણે નકામાં ગૃહસ્થોનાં ચુંથણામાં પડી ખુવાર થવું ન જોઇએ. શુદ્ધ ચારિત્રના ખપી સાધુ-જનોને થોડો પણ ગૃહસ્થનો પરિચય ચારિત્રમાં મલિનતા ઉપજાવી, છેવટે નીચે ગબડાવી દઈ, હાંસીપાત્ર બનાવી દે છે. અને તે વાસ્તવિક જ જણાય છે, કેમકે ઉત્તમ પ્રકારનો ધર્મ-વ્યાપાર તજી જે નિકૃષ્ટ પ્રકારનો ગૃહસ્થ જેવો માર્ગ આપ-મતિથી અખત્યાર કરવા જાય તેના એવા જ હાલ થવા જોઇએ. ગૃહસ્થનો પરિચય એટલે રાગાદિક પ્રતિબંધ. એ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ વધારે ને વધારે અને વ્હેલામાં વ્હેલી ખરાબી થવા પામે છે. અરે! આવા અનર્થકારી પ્રતિબંધથી કે પરિચયથી કેટલાક સાધુઓ અધમ દશાને પામી અંતે ઉભયભ્રષ્ટ થયેલા જોવામાં યા સાંભળવામાં આવ્યા છે. એ વાત સત્ય અને પ્રગટ છતાં ઘણા બાળસાધુઓ અદ્યાપિ તેવા દુષ્ટ પરિચયને તજતા નથી, ગૃહસ્થ શ્રાવક શ્રાવિકાઓનો સંસર્ગ રાખ્યા કરે છે અને તેમને તેમના સ્વાર્થાંધતાના કલ્પિત માર્ગમાં બીજા મુગ્ધ કે મૂર્ખ ભાઈબહેનો સહાય કરે છે, આ બહુ ખેદની વાત છે. જેઓ જિનશાસનની ઉન્નતિ કરવા પંચ મહાવ્રત ધારણ કરી પંચની સાક્ષીએ બંધાયેલા છે તેઓ પાછા પ્રચ્છન્નપણે યા પ્રગટપણે પૂર્વોકત પરિચય રાખી અનેક પ્રકારના દુષ્કર્મ કરે અને તે વાતને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જાણતાં છતાં તેવા હરામી વેશધારીને યોગ્ય શિક્ષા આપવાને બદલે તેમના ધારેલાં નીચ કાર્ય સાધી લેવામાં અન્ય સહાય-

ભૂત થાય આ કેવી ધૂષ્ટતા? કેવી નિર્લજ્જતા? અને કેવી નીચતા? જૈનશાસનમાં મનુષ્યપણે આવા નીચ જનોનો જન્મ થવાને બદલે પશુરૂપે જન્મ થયો હોય તો તે ખેદકારક ગણાય નહિ. તેવાં નીચ કામ કરનાર અને કરાવનારનો જન્મ કેવો નિષ્ફળ ચાલ્યો જાય છે તેનો વિચાર સરખો પણ તે દુર્ભાગીઓને કયાંથી આવે? આ કડવાં લખાણથી તેવા નાદાન જીવોને હિત થવાનો ઓછો સંભવ છે, પણ તેવાં નીચ કાર્ય નિંદાપાત્ર હોઇ, કોઇ રીતે પુષ્ટિ આપવા યોગ્ય નથી જ એમ સમજી, જે કોઇ તેવાં નીચ-નિંદ્ય કાર્યને પુષ્ટિ આપતા અટકશે તેમને તો આ લખાણ અવશ્ય ઉપકારક થઇ શકશે. ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૨, પૃ. ૩૮૧ ]

---

## સ્વપર હિત-શ્રેય-કલ્યાણાર્થે ભાવના ચતુષ્ટયનો સમાશ્રય કરવા ભવ્યાત્માઓ પ્રત્યે સમર્થ શાસ્ત્રકારોનો સંક્ષિપ્ત પણ સારભૂત સદુપદેશ.

**परहितचिन्ता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा ।**
**परदुःखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ १ ॥**

**( श्री हरिभद्रसूरि षोडशकमध्ये )**

**ભાવાર્થ**—પરનું હિત-શ્રેય કેમ થાય? એવું ઉદાર મનથી ચિન્તવન કરવું તેનું નામ **મૈત્રીભાવ**, પરના દુઃખ ભંજન કરવા પૂરતો પ્રયત્ન સેવવો તેનું નામ **કરુણાભાવ**, પરની સુખ સમૃદ્ધિ દેખી સંતોષ પામવો તે **મુદિતાભાવ** અને પરના દોષ દેખી ચીડાઇ નહિ જતાં સમતા ધારવી તે **ઉપેક્ષાભાવ**-આ સર્વ અત્યંત હિતકારી જાણી સદા સર્વદા ધર્માર્થી ભાઇબહેનોએ આદરવા યોગ્ય હોય છે.

मैत्री परस्मिन् हितधीः समग्रे, भवेत् प्रमोदो गुणपक्षपातः ।
कृपा भयार्ते प्रतिकर्तुमीहो-पेक्षैव माध्यस्थ्यमवार्यदोषे ॥ २ ॥
( अध्यात्मकल्पद्रुमे श्री मुनिसुंदरसूरिः )

**ભાવાર્થ**—સમગ્ર પ્રાણીવર્ગ ઉપર હિતબુદ્ધિ રાખવી તે **મૈત્રી ભાવના,** ઉત્તમ ગુણીજનો ઉપર તીવ્ર ગુણાનુરાગ ધારણ કરવો તે **પ્રમોદ** ( અથવા **પ્રમુદિતા** ) **ભાવના,** મરણાદિક ભયથી આકુળ થયેલા પ્રાણીઓને બચાવી લેવાની આંતર ઈચ્છા તે **કૃપા** યા **કરુણા ભાવના** અને કોઇ રીતે સુધારી ન શકાય એવા પરના દોષ તરફ રાગદ્વેષ રહિત મધ્યસ્થ પરિણામ જ રાખવા તેનું નામ **ઉપેક્ષા ભાવના** કહેવાય છે. ઉક્ત ભાવનાચતુષ્ટય પ્રતિદિન સહુ સજ્જન ભાઇબહેનોએ વિચારવા-ભાવવા યોગ્ય છે.

मा कार्षीत् कोऽपि पापानि, मा चाभूत् कोऽपि दुखितः ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ ३ ॥
( श्री योगशास्त्रे-श्रीमद् हेमचन्द्रसूरयः )

**ભાવાર્થ**—કોઇપણ પ્રાણી પાપાચરણ મ કરો ! કોઇપણ પ્રાણી દુઃખી ન થાઓ ! અને જગત્ માત્ર દુઃખદ્વંદ્વથી મુક્ત થાઓ ! આવી ઉદારભાવના-બુદ્ધિને શાસ્ત્રકાર **મૈત્રીભાવ** કહે છે, જે ખરેખર આદરવા યોગ્ય છે.

सर्वेऽपि सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चित् पापमाचरेत् ॥ ४ ॥

**ભાવાર્થ**—સર્વ કોઇ પ્રાણી સુખ-સમૃદ્ધિવંત થાઓ ! સર્વ કોઇ પ્રાણી રોગ રહિત થાઓ ! સર્વ કોઇ પ્રાણી કલ્યાણ-

પરંપરા પામો ! અને કોઇ પણ પ્રાણી પાપાચરણ મ કરો ! એટલે પાપાચરણથી ડરી તેનાથી દૂર રહો ! ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર, પુ. ૨૯, પૃ. ૧૬૫ ]

---

## બ્રહ્મચર્યની નવ વાડોનો ટૂંક સારાંશ.

**બ્રહ્મચર્ય વ્રતધારી ભાઇબહેનોના હિત માટે પૂર્વ મહાપુરુષોના વચનાનુસાર.**

### " વાડ પહેલી. "

(૧) બ્રહ્મચર્ય વ્રતના રક્ષણાર્થે નીચે જણાવ્યા મુજબ **નિર્દોષ સ્થાનમાં** નિવાસ કરવો અને બીજા પણ બતાવેલા નિયમો કાળજીથી પાળવા.

જ્યાં **સ્ત્રી, પશુ, પંડગ-નપુંસકનો નિવાસ હોય ત્યાં શીલવ્રતધારી પુરુષોએ રહેવું જોઇએ નહિ,** કેમકે તેથી સહેજે વ્રત-વિરાધનાનો પ્રસંગ આવી પડે છે; માટે જ જ્યાં વસતાં કામવિકાર ઉત્પન્ન થવા પામે નહિ એવાં જ સ્થાન બ્રહ્મચર્યવ્રતધારી સ્ત્રીપુરુષોએ રહેવા માટે પસંદ કરવાં જોઇએ અને એવાં નિર્દોષ સ્થાનમાં પણ બ્રહ્મચર્યવ્રતની રક્ષા માટે સાવધાન રહેવું જોઇએ.

હેતુ—જેમ વૃક્ષની ડાળ ઉપર વસતો વાનર એવી સંભાળથી રહે છે કે તેને ભૂમિ ઉપર પડી જવાનો પ્રસંગ ન બને, જેમ પાંજરામાં રહેલો પોપટ એવી સંભાળ રાખ્યા કરે છે કે પોતે માંજારના સપાટામાં આવી ન જાય, વળી જેમ સુંદરી-સ્ત્રી જળનું ભરેલું બેઢું શિર પર છતાં એને એવી યુક્તિથી સાચવી રાખે છે કે પડી ન જાય, તેમ બ્રહ્મવ્રતધારી પણ

પોતાનું બ્રહ્મવ્રત લૂંટાઈ ન જાય એ પવિત્ર હેતુથી મનને ગોપવી રાખે છે, પણ અન્ય સ્ત્રીપુરુષાદિકને દેખી ચિત્તને ચળાવતા નથી. જ્યાં માંજારનો વાસો હોય ત્યાં મૂષક-ઉંદરની જાતને જોખમ લાગે છે તે રીતે સ્ત્રી પ્રમુખના સંગથી બ્રહ્મચર્ય-નો નાશ થવાનો સંભવ રહે છે, માટે જ જ્ઞાની પુરુષોએ બ્રહ્મચર્યના રક્ષણ અને પોષણ માટે નિર્દોષ સ્થાનમાં જ નિવાસ કરવો કહ્યો છે. એમ છતાં જે અજ્ઞજનો આપમતિથી ઉક્ત આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તે એ પ્રથમ વાડનો ભંગ કરે છે. એથી અનુક્રમે વિષયવાસના-કામભોગની ઇચ્છા જાગે છે, અનેક પ્રકારની શંકા-કંખા ઉપજે છે, કામવાસના પ્રબળ થવાથી ધાતુવિકાર થાય છે જેથી અનેક પ્રકારના રોગ શરીર-માં પ્રગટે છે, મન વિષય-તૃષ્ણાવાળું બન્યું રહે છે અને તેનાથી પાછું નિવર્તી શકતું નથી. જેથી પરિણામે પ્રાણી મર-ણાંન્ત કષ્ટને પામે છે. પવિત્ર બ્રહ્મવ્રતની રક્ષા માટે જ્ઞાની પુરુ-ષોએ ઉપદેશેલી આ ઉત્તમ વાડનો આપમતિથી ભંગ કરતાં આવાં માઠાં પરિણામ આવે છે, એમ સમજી સુજ્ઞ સ્ત્રીપુરુષોએ નિજ બ્રહ્મવ્રતની રક્ષા માટે ઉક્ત વાડનું યથાવિધ પાલન કરવા પૂરતી કાળજી રાખવી જરૂરની છે. બેદરકારીથી તેની વિરાધના તો કરવી જ નહિ.

### "વાડ બીજી"

(૨) બ્રહ્મવ્રતની રક્ષા માટે મીઠે વચને **સ્ત્રી આદિક સમીપે કામ-કથા કરવી નહિ.** મીઠે વચને સ્ત્રી આદિક સન્મુખ કામ-કથા કરતાં સહેજે બ્રહ્મવ્રતની વિરાધના થાય છે.

હેતુ—જેમ જોસબંધ ચાલતા પવનથી મોટાં વૃક્ષ પણ

પડી જાય છે તેમ ચિત્તની સમાધિ મટાડી અસમાધિ પેદા કરનારી કામ-કથા કરતાં જ કામ જાગે છે, તે માટે તેવી કામ-કથા કરવી ઉચિત નથી. લિંબુને દેખી દૂરથી જ ખટાશવડે ડાઢ ગળે છે અને મેઘનો ગર્જારવ સાંભળીને જેમ હડકવા ઊછળે છે, તેમ સ્ત્રી પ્રમુખનાં વચન સાંભળતાં બ્રહ્મચારીનાં ચિત્ત બગડે છે. તે માટે તેવી કથા કરવાનો જ્ઞાનીએ નિષેધ કરેલો છે.

"વાડ ત્રીજી"

**(૩) બ્રહ્મચારી પુરુષે જે શયન, આસન, પાટ, પાટલા ઉપર સ્ત્રી બેઠી હોય તે ઉપર બે ઘડી લગી અને પુરુષસેવિત શયન-આસનાદિક ઉપર બ્રહ્મવ્રતધારી સ્ત્રીએ ત્રણ પહોર લગી બેસવું નહિ.**

હેતુ—જેમ કોહળા સંબંધી ગંધસંયોગથી કણક ( ઘઉંના લોટની વાક) વિણશી જાય છે, તેમ અબળાદિકનું આસન આપમતિથી સેવતાં બ્રહ્મવ્રતધારી પુરુષાદિક પોતાનું શીલવ્રત ગુમાવી બેસે છે. એથી જ જ્ઞાની પુરુષોએ આ ત્રીજી વાડ પાળવા ફરમાવેલ છે.

"વાડ ચોથી"

**(૪) બ્રહ્મવ્રતધારી જનોએ સરાગ દૃષ્ટિથી સ્ત્રી આદિકનાં અંગોપાંગાદિ નીરખીને જોવાં નહિ.** કદાચ તેનાં ઉપર દૃષ્ટિપાત થયો હોય તો તત્કાળ દૃષ્ટિને ત્યાંથી પાછી ખેંચી લેવી; પણ ત્યાં થોડો વખત કે વધારે વખત દૃષ્ટિ ચોટાડી રાખવી નહિ.

હેતુ—જો નયન વિકાસીને સ્ત્રી આદિકના અંગોપાંગ નીરખવામાં આવે છે તો તેમાં રઢ લાગે છે અને એથી કામવિકાર જાગે છે. આ રીતે વર્તતાં જીવ તેનો ભોગ-ઉપભોગ કરવા લલચાય છે અને એથી બ્રહ્મવ્રતનો ભંગ થાય છે. જેમ સૂર્ય સામે વધારે વખત નજરને ઠેરવી રાખતાં પોતાને હાનિ થાય છે-નયનનું તેજ ઘટે છે એમ જાણી નજરને પાછી ખેંચી લે છે; તેમ સ્ત્રી આદિકના અવયવોને પણ સરાગ દૃષ્ટિથી નીરખતાં પોતાનું બ્રહ્મતેજ હીણું થાય છે, એમ સમજી ચિન્તામણિરત્ન જેવા અમૂલ્ય બ્રહ્મવ્રતની રક્ષા નિમિત્તે દૃષ્ટિને પાછી ખેંચી લેવી. સ્ત્રીના લલચાવનારા હાવભાવ જોઇ તેમાં લલચાઈ જવું નહિ; નહિં તો તંદુલીઆ મચ્છની પેરે પરિણામે મહા-અનર્થ ઉપજે છે. વિષયસુખ સેવ્યા વગર પણ તે મત્સ્યની પેઠે માઠા અધ્યવસાયવડે જીવ નરકાદિક દુર્ગતિને પામે છે.

"વાડ પાંચમી"

**(૫) જ્યાં ભીંત કે પડદાદિકને ઓથે સ્ત્રી પુરુષ કામક્રીડા કરતા હોય ત્યાં બ્રહ્મવ્રતધારી સુજ્ઞ ભાઈ-બહેનોએ વસવું, ઊભા રહેવું કે બેસવું નહિ.**

હેતુ—તેવે સ્થળે રહેતાં સ્ત્રી આદિકનો કરુણાજનક સ્વર, સંવનનાદિક, તેમજ કંકણાદિકનો અવાજ સાંભળવામાં આવે છે અને તેથી કામ જાગે છે. જેમ અગ્નિ પાસે લાખ અને મીણ એક ભાજનમાં ભરી રાખ્યા હોય તો તે તરત જ ઓગળી જાય છે, તેમ તેવે સ્થળે રહેતાં સ્ત્રી આદિકનાં હાવ-ભાવ દેખતાં તેમજ હાંસી અને સંવનનાદિકના સ્વર સાંભળતાં

કામવિકાર મનમાં જાગે છે. જેથી શીલવ્રતની હાનિ થવા પામે છે. એ હેતુથી ઉક્ત વાડ ખાસ ઉપયોગી છે.

"વાડ છઠ્ઠી"

**(૬) પૂર્વે અજ્ઞાનપણે સેવેલી વિષયક્રીડા બ્રહ્મવ્રત-ધારીએ સંભારવી નહિ.**

હેતુ—પ્રથમ અવ્રતીપણે જે કંઇ કામક્રીડા કરી હોય તેને સંભારતાં ફરી વિષયવાસના જાગવાનો ભય રહે છે. જેમ રાખવડે ભારેલા અગ્નિ ઉપર ઘાસનો પૂળો મૂકતાં તેમાંથી જ્વાળા નીકળે છે, તેમજ વળી જેમ પ્રથમ કરડેલા વિષધરનું વિષ છેક વરસ દહાડે સંભારતાં શંકાથી ફરીને સંક્રમે છે, તેમ પ્રથમ વિસરેલાં વિષયસુખને સંભારવાથી શીલવંતને વ્યાકુળતાથી શીલની વિરાધના થાય છે અને પછી ઘણો જ ઓરતો થાય છે. એથી જ ઉપકારી મહાત્માઓએ આ છઠ્ઠી વાડ સાચવવા ખાસ ભલામણ કરી છે.

"વાડ સાતમી"

**(૭) બ્રહ્મવ્રતધારીએ સ્નિગ્ધ–રસકસવાળો માદક આહાર કરવો નહિ.**

હેતુ—સરસ–રસકસભર્યો આહાર તથાપ્રકારના મજબૂત કારણ વગર આરોગતાં ઇન્દ્રિયો માતી થાય છે. જેમ સન્નિપાત-માં દૂધ, ઘી વિગેરે સ્નિગ્ધ પદાર્થો વાપરવાથી વ્યાધિ અધિક ઉછાળા મારે છે તેમ પાંચે ઇંદ્રિયોને સરસ આહારથી પોષતાં વ્રતની વિરાધના થવા પામે છે. એવો આ સાતમી વાડનો હેતુ સમજી જેમ બને તેમ સાદા ખોરાકથી જ નિર્વાહ કરવો.

"વાડ આઠમી"

(૮) **ક્ષુધા શાન્ત થાય એથી અધિક આહાર** ( ભુખ્યો હોય તો પણ ) **બ્રહ્મવ્રતધારીએ લેવો નહિ.**

હેતુ—અતિમાત્રાએ એટલે જરૂર કરતાં વધારે આહાર આરોગવાથી ઊંઘ બહુ આવે છે, આળસ વધે છે અને શરીર ભારે થઇ જાય છે, જેથી સંયમધર્મની આરાધના થઈ શકતી નથી, એટલું જ નહિ પણ સ્વપ્નમાં શીલની વિરાધના પણ થઇ જાય છે, તેથી સંયમની યા શીલની રક્ષા કરવા ઈચ્છતા ભાઈબહેનોએ આ વાડ પાળવાની બહુ જરૂર છે. જેમ એક શેરના ભાજન–વાસણમાં દોઢ શેર ખીચડી ઓરીને ઉપર ઢાંકણું દેવામાં આવે તો એ ભાજન ભાંગે–તૂટે–ફૂટે અને અંદરની ખીચડી પણ વેરાઇ જાય, એ રીતે અતિમાત્રાએ એટલે પ્રમાણ ઉપરાંત જમવાથી વ્રતમાં ઘણો બગાડ થાય છે, એથી જ નિર્વાહ પૂરતું પરિમિત ભોજન કરવું કહ્યું છે.

"વાડ નવમી"

(૯) **બ્રહ્મવ્રતધારીએ શરીરની વિભૂષા** ( શ્રૃંગારવડે શોભા ) **કરવી નહિ.**

હેતુ—સ્નાન, વિલેપન, સુગંધ વાસ–ચૂર્ણ, ઘણાં જ ઉત્તમ ( ભારે–કિંમતી ) વસ્ત્ર, તેલ, તંબોલ તથા ઉદ્ભટ–અણછાજતો વેષ એ સર્વ કામોદ્દીપક પદાર્થો સેવવાથી પોતાના અમૂલ્ય શીલરત્નનો ઘાત થાય છે. જેમ કોઇ અણજાણ માણસ પોતાની બેદરકારીથી, પ્રાપ્ત થયેલા ચિંતામણિ રત્નને ખોઇ બેસે છે તેમ પવિત્ર શીલરત્નની રક્ષા કરવા જ્ઞાની પુરુષોએ

કહેલી હિતશિક્ષાને અવગણી સ્વચ્છંદપણે ચાલતાં એ અમૂલ્ય રત્નનો વિનાશ થઇ જાય છે. તેથી બ્રહ્મવ્રતધારીને એકાન્ત હિત-કારી ઉક્ત વાડની રક્ષા કરવા પૂરતું લક્ષ રાખવાની જરૂર છે. તે સાથે નીચેની હકીકત પણ ધ્યાનમાં રાખી લેવી.

૧ બ્રહ્મવ્રતધારી ભાઇબહેને એકલી નારી કે એકલા પુરુષ સાથે માર્ગે જતાં વાર્તાલાપ કરવાનો પ્રસંગ પાડવો નહિ.

૨ એક જ પથારીએ શીલવંત બે પુરુષોએ પણ સાથે સૂઇ રહેવું નહિ; તેમજ ગાળ–ભેળ દેવાની આદત પણ રાખવી નહિ.

૨ શીલવંત સ્ત્રીએ સાત વર્ષ ઉપરાંતના પુત્રને સાથે ( એક પથારીમાં ) સુવાડવો નહિ.

૪ શીલવંત પુરુષે સાડાછ વર્ષની પુત્રીને પણ પોતાની પથા-રીમાં સાથે સુવાડવી નહિ, તો પછી વધારે વયવાળા બાળકોને સાથે સૂવાડવાનું તો કહેવું જ શું ?

૫ સ્ત્રીસંગે–વિષયભોગ કરતાં ઉત્કૃષ્ટ નવ લાખ ગર્ભજ પંચેન્દ્રિય જીવોનો ગર્ભમાં જ ઘાત થાય છે, એમ સમજી શીલવંત ભાઇબહેનોએ સાવધાનતાથી સ્વશીલરત્નનું રક્ષણ કરવું, તેમજ બીજા પણ ધર્મના અર્થી ભાઇબહેનોએ અબ્રહ્મ–મૈથુન-સેવનમાં જતાં મનને જ્ઞાન અંકુશથી અટકાવવું ઉચિત છે.

ઉપલી હકીકતથી અબ્રહ્મ સેવવામાં મોકળી વૃત્તિવાળા કેટલા બધા દોષના ભાગી થાય છે તે સ્પષ્ટ સમજાય તેવું છે. સર્વ વાતનું રહસ્ય એ છે કે ચિંતામણિ રત્ન જેવું બ્રહ્મવ્રત સાચ-વવા સર્વ રીતે પ્રયત્ન કરવો. ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૨૬૦. ]

# वनं हि सात्त्विको वासः

**સાધકજનો માટે એકાન્ત–અરણ્યવાસ જ હિતકર છે.**

એકાન્ત–અરણ્યવાસ–નિરુપાધિક સ્થળનિવાસ જ સાધક-જનો માટે અધિક ઉપયોગી છે. સહુ કોઇ શ્રેયઃ સાધકજનોને "શરીરબળ, મનબળ અને હૃદયબળનું પોષણ આપનાર એકાન્ત–અરણ્યવાસ છે."

જયાં ચિત્ત–સમાધિમાં ખલેલ પડે, જયાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો ઊભા થાય અને જયાં વસવાથી સંયમયોગમાં હાનિ પહોંચે એવા સ્થળમાં નિવાસ કરવો અથવા એવા ઉપાધિમય સ્થળ સમીપે વાસ કરવો એ સાધકજનો માટે હિતકર નથી. શાસ્ત્રકાર કહે છે કે—

"હોત વચન મન ચપળતા, જનકે સંગ નિમિત્ત;
જન સંગી હોવે નહિં, તાતેં મુનિ જગ મિત્ત."

અર્થાત્ લોકપરિચય–ગૃહસ્થ લોકો સાથે નિકટ સંબંધ જોડી રાખતાં સ્વહિત સાધક–સાધુજનોને સંયમમાર્ગમાં ઘણી આડખીલો નડે છે–ઊભી થાય છે. ગૃહસ્થજનોનો–સ્ત્રીપુરુષોનો અધિક પરિચય કરવાથી સાધુ યોગ્ય સમભાવ–સમતા ટકી શકતી નથી; એટલે રાગ, દ્વેષ, મોહાદિક દોષો ઉપજે છે; વિષય-વાસના પણ કવચિત જાગે છે અને જ્ઞાન, ધ્યાન, બ્રહ્મચર્ય પ્રમુખ અનેક અમૂલ્ય ગુણ–રત્નોનો લોપ–નાશ થાય છે, એટલે સાધુ સહેજે સત્ત્વહીન–શિથિલાચારી થઇ જાય છે.

બ્રહ્મચર્યવંત સાધુજનોને ભગવંતે જે નવ વાડો ( બ્રહ્મ–ગુપ્તિ )

બ્રહ્મચર્યની રક્ષા માટે પાળવા ફરમાવ્યું છે. તે નવ વાડોમાં પણ મુખ્ય વાડ એ છે કે નિરવદ્ય–નિર્દોષ–નિરુપાધિક (સ્ત્રી પશુ, પંડક–નપુંસક વિગેરે વિષયવાસનાને જગાડનારાં કારણો વગરનાં) સ્થળમાં જ વિવેકસર નિવાસ કરવો.

સંયમવંત—ચારિત્રપાત્ર સાધુજનોએ પ્રથમ આત્મ-સંયમની રક્ષા તથા પુષ્ટિ નિમિત્તે ઉક્ત દોષ વગરની–નિર્દોષ અને નિરુપાધિક એકાન્ત વસતિ–નિવાસસ્થાન પસંદ કરવાની જરૂર છે. એથી સ્થિર–શાન્ત ચિત્તથી જ્ઞાન, ધ્યાન પ્રમુખ સંયમકરણીમાં ઘણી અનુકૂળતા થાય છે, તે કરતાં અન્યથા વર્તવાથી (તથાપ્રકારના ઉપાધિ–દોષવાળા સ્થાનમાં વસવાથી) તો મન, વચનાદિક યોગની સ્ખલના થઇ આવે છે એટલે કે ગૃહસ્થ લોકના ગાઢા પરિચયથી, તેમની સાથે નકામી અનેક પ્રકારની કુથલીઓ કરવામાં ભાગ લેવાથી તેમ જ સુંદર આકૃતિવંત સ્ત્રી પ્રમુખનાં રૂપશૃંગારાદિક દેખવાથી, મનગમતા શબ્દાદિક સાંભળવાથી યથેચ્છિત સુગંધ યુક્ત પદાર્થનું સેવન કરવાથી, મનગમતાં ભોજન કરવાથી અને સુકોમળ શય્યા પ્રમુખ ભોગવવાથી સાધુજનોને સંયમમાર્ગમાં ક્ષોભ પેદા થાય છે. વિષયવાસના જાગવાથી મન ચંચળ અને મલિન થઇ જાય છે તેમ જ મદિરાપાન કરેલાની જેમ બોલવામાં પણ કશું ઠેકાણું રહેતું નથી–યદ્વાતદ્વા બોલી જવાય છે અને એમ થવાથી અંતે સંયમધર્મની રક્ષા થતી નથી તેમ જ શાસનની હીલના થાય છે. આ પ્રકારના બધા અનિષ્ટ દોષો તરફ સાધ્યદષ્ટિ રાખી સંયમમાર્ગની રક્ષા અને પુષ્ટિ કરવાની પ્રબળ ઇચ્છાયોગે નિર્દોષ સ્થાનમાં વસવાથી તે અટકી શકે છે. આ બધી સાધકદશાની વાત છે. બાકી જેઓ સિદ્ધયોગી છે–જેમણે પોતાનાં મન, વચન અને

કાયાનું સમ્યગ્ નિયંત્રણ કરી દીધું છે તેવા પૂર્ણ અધિકારીની વાત જુદી છે; કેમકે તેમને તો સર્વત્ર સમભાવ જ પ્રવર્ત્તે છે.

શ્રીજ્ઞાનસારમાં કહ્યું છે કે "જેમને ત્રિકરણ યોગે મન, વચન અને કાયા એ ત્રણની એકાગ્રતાવડે સ્થિરતા છવાઇ ગઇ છે, તેવા યોગીશ્વરો સર્વત્ર ગામ, નગર કે અરણ્યમાં, દિવસે તેમજ રાત્રે સમભાવે જ વર્તે છે." વળી કહ્યું છે કે "આતમ-દર્શીકું વસતિ, કેવળ આતમ શુદ્ધ," એટલે કે જેઓ કેવળ આત્મનિષ્ઠ થયા છે, જેમને સ્વરૂપરમણતા જ થઇ રહી છે, જેઓ નિજ સ્વભાવમાં જ નિમગ્ન થઇ ગયા છે એવા સિદ્ધ-યોગી મહાત્માઓની વસતિ ( તેમનું રહેઠાણ ) તો નિજ શુદ્ધ આત્મપ્રદેશમાં જ હોય છે. તેમને અન્ય વિશિષ્ટ વસ-તિની વધારે દરકાર હોતી નથી, પણ સાધક જનોને તો તેની દરકાર રાખવાની જરૂર રહે છે જ. ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૨૬૪. ]

---

## મહાપુરુષનાં ઉત્તમ લક્ષણ.

उदारस्तत्त्ववित् सत्त्व-संपन्नः सुकृताशयः।
सर्वसत्त्वहितः सत्य-शाली विशदसद्गुणः ॥ १ ॥
विश्वोपकारी संपूर्ण-चन्द्रनिस्तन्द्रवृत्तभूः।
विनीतात्मा विवेकी यः, स महापुरुषः स्मृतः ॥ २ ॥

૧ ઉદાર ( Ableminded )–જેમનું મન મોટું હોય, જેને ક્ષુદ્ર જનોની પેઠે "આ મારું–આ પરાયું" એવી તુચ્છ બુદ્ધિ ન હોય, જેને મન આખી આલમ–દુનિયા ( वसुधैव कुटुम्बकम् ) કુટુંબ રૂપ સમજાતી હોય તેવી ઉદાત્ત ભાવના રાખનારાં સજ્જનો મહાપુરુષોની ગણનામાં ગણાય છે.

૨ **તત્ત્વજ્ઞ**—સ્વબુદ્ધિબળથી સારાસાર, સત્યાસત્ય, હિતાહિત, કૃત્યાકૃત્ય, યાવત્ ગુણદોષની પરીક્ષાપૂર્વક જે સાર, સત્ય, હિત કૃત્યને યથાર્થ સમજી આદરી શકે છે અને તેથી વિપરીતને મુંઝાયા વગર તજી શકે છે તે પૂન્યયોગે પ્રાપ્ત કરેલ સ્વબુદ્ધિબળને સાર્થક કરનારા મહાપુરુષ કહેવાય છે.

૩ **સત્ત્વવંત**—જે સ્વાશ્રયી એટલે સ્વપુરુષાર્થનો સદ્ઉપયોગ કરનાર, કદાપિ તેનો દુરુપયોગ નહિ કરનાર, ધાર્યું કામ કરવાની હિંમત ધરાવનાર અને આદરેલા કાર્યનો અંત સુધી નિર્વાહ કરનાર હોય છે તે મહાપુરુષની કોટિમાં આવે છે.

૪ **પવિત્ર આશય**—જેના અધ્યવસાય-પરિણામ બહુ સારા નિર્મળ વર્તે છે એવા શુદ્ધ આશય-અધ્યવસાયવંત જનો મહાપુરુષની ગણનામાં વર્તે છે.

૫ **સર્વ સત્ત્વહિત**—જે સર્વ કોઇ પ્રાણીવર્ગનું હિત-શ્રેય થાય તેમ મનથી, વચનથી તેમજ કાયાથી કરવા સદા સર્વદા સાવધાન રહે છે તે મહાપુરુષ છે.

૬ **સત્યવંત**—જે પ્રિય, હિત અને પથ્ય એવું સત્ય વચન વદે છે, એથી ઊલટું વચન કદાપિ વદતા નથી; સત્યની ખાતર જે પ્રાણ આપે છે પણ સત્યની ટેક છોડતા નથી, એવા ખરા ટેકીલા સમર્થ સત્યશાળી સજ્જનો મહાપુરુષની ગણનામાં ગણાય છે.

૭ **નિર્મળ સદ્ગુણી**—શ્રેષ્ઠ ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, તપ, સંયમ, સત્ય પ્રમાણિકતા, નિઃસ્પૃહતા અને બ્રહ્મચર્ય પ્રમુખ સદ્ગુણધારી જ મહાપુરુષ હોય છે.

૮ **વિશ્વોપકારી**—અનેક કોટિગમે ઉપકાર કરવાવડે જે ત્રિભુવનને પ્રસન્ન કરે છે તેમ છતાં જે મનમાં લગારે ગર્વ ધરતા નથી અને પ્રત્યુપકારની-બદલાની કંઇ પણ ઇચ્છા કરતા નથી તે મહાપુરુષ કહેવાય છે.

૯ **સંપૂર્ણ ચન્દ્રકાન્તિવત્ શુદ્ધ ચારિત્રવંત**—સંપૂર્ણ ચન્દ્રની કળાની પેઠે જેની ચારિત્રકળા સંપૂર્ણ ઝળહળી રહી હોય છે, જેમને સર્વત્ર સમાનભાવ સમરસભાવ જાગ્યો છે, જેથી પવિત્ર શાન્તરસમાં જે જાતે નિમગ્ન રહે છે અને અનેક ભવ્યાત્માઓને શીતળતા પમાડે છે, કોઇને કદાપિ કિંચિત્ માત્ર અશાતા ઉપજાવતા નથી તે ખરેખરા મહાપુરુષો કહેવાય છે.

૧૦ **વિનીત**—શાસ્ત્રપ્રસિદ્ધ **પંથક, સુનક્ષત્ર, સર્વાનુભૂતિ, ગૌતમસ્વામી**ની પેઠે, અથવા **ચંદનબાલા, મૃગાવતી** અને **સતી સુભદ્રા**ની પેઠે જે ગુણ ગુણી પ્રત્યે અત્યંત નમ્રતા ધારે છે તે મહાપુરુષ લેખાય છે.

૧૧ **વિવેકી**-જેના હૃદયમાં સત્યાસત્યની વહેંચણ કરાવનાર સદસદ્વિવેક પ્રગટ્યો છે તેથી જે રાજહંસની પેઠે દોષમાત્ર તજી દઈ ગુણમાત્ર ગ્રહી લે છે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને વિચારી, ઉચિત માર્ગને આદરી, જે સ્વપર ઉન્નતિ સાધવા સતત પ્રયત્ન સેવ્યા કરે છે તે મહાપુરુષની કોટિમાં ગણાય છે.

એ રીતે મહાપુરુષયોગ્ય ઉત્તમ લક્ષણ જાણી આદરવા સુજ્ઞ ભાઇબહેનોએ સતત પ્રયત્ન સેવવો, જેથી સ્વપર અભ્યુદય થવા પામે.

ઇતિશમ્

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૨૬૫ ]

# જીવદયાના હિમાયતી જૈન તેમજ જૈનેતર ભાઇબહેનોને પ્રાસ્તાવિક બે બોલ.

પ્રિય ભાઇબહેનો ! તમે અનેક માંગલિક દિવસોમાં વિશેષે કરી દીન-દુઃખી, અનાથ પશુ-પંખીઓના દુઃખ દિલમાં ધરીને તેમને ગમે તે રીતે તેમનાં દુઃખમાંથી મુક્ત કરવા-કરાવવા તજવીજ કરો છો. તમારે ત્યાં પુત્રાદિકનો જન્મ થયો હોય અથવા લગ્નાદિક શુભ પ્રસંગ આવે, તેમજ પર્યુષણાદિક મહાપર્વો જેવા માંગલિક પ્રસંગો ઉપર તમે ઉત્તમ કુળનો આચાર માની અથવા પવિત્ર ધર્મનું ફરમાન લેખી દુઃખી જાનવરોના જાન બચાવવા તેમજ તમારા દુઃખી માનવબંધુઓને બનતી સહાય આપી સુખી કરવા કંઇ ને કંઇ પ્રયત્ન સેવો છો. એ તમારો પ્રયત્ન જો અધિક વિવેકપૂર્વક પ્રયોજાય તો તે સફળતાને પામે એવી બુદ્ધિથી પ્રેરાઇને અત્ર પ્રસંગોપાત બે બોલ તમોને નિવેદન કરું છું, તે તમારા લક્ષમાં રાખી જેમ સ્વપરનું અધિક હિત સચવાય તેમ કરવા-કરાવવા શુદ્ધ દિલથી તમે તથા તમારા સંબંધીઓ પ્રયત્ન સેવશો, એમ હું આશા રાખું છું.

વ્હાલાઓ ! તમે દયાળુ છો અને અમુક શુભ-માંગલિક પ્રસંગો ઉપર અવશ્ય દીન-દુઃખી-અનાથ પશુ-પંખીઓ વિગેરેનાં દુઃખ ટાળવા દ્રવ્યાદિક ખર્ચીને પણ કાળજી રાખો છો, એમ સમજી કેટલાક અનાર્ય-નીચ-નિર્દય સ્વભાવના લોકો જેવા કે વાઘરી, કોળી તેમજ કસાઇ વિગેરે બિચારાં અનાથ પશુ-પંખીઓને ગમે ત્યાંથી ક્રૂર રીતે જાળ નાંખીને, બીજી લાલચ બતાવીને

કે થોડાક પૈસા ખર્ચીને પકડી લાવી તમારી નજર આગળ ખડાં કરે છે, અથવા બજારમાં વેચવા માટે ખુલ્લા મૂકે છે યા તેમના ઘર આગળ એકઠાં કરે છે અને તમારા ભોળા દયાળુ સ્વભાવનો લાભ લઇ તે અનાથ નિરપરાધી પશુ-પંખીઓના મનગમતાં દામ માગે છે. તમે તમારા ભોળા દયાળુ સ્વભાવથી જ તેવા નિર્દય લોકોને મનગમતાં ( મોંમાંગ્યાં ) દામ-પૈસા આપી, તે ક્રૂર લોકોએ આણેલાં પશુ-પંખીઓને છોડાવી પોતાને કૃતાર્થ લેખો છો.

જો કે એ અનાથ પશુ-પંખીઓને ક્ષણભર આશ્વાસન મળે છે ખરું, પણ પેલા નીચ-નિર્દય દિલના લોકો તમારી પાસેથી લીધેલ પૈસાનો કેવો ગેરઉપયોગ કરે છે કે કરશે તેનો વિચાર સરખો પણ આપણા ભોળા સ્વભાવના બંધુઓ ભાગ્યેજ કરે છે અને તેથી પરિણામે જે મહાઅનર્થની પરંપરા ચાલે છે તેના કારણભૂત કેટલેક અંશે આપણા ભોળા સ્વભાવના દયાળુ બંધુઓ જ બનતા હોય એમ જણાય છે.

પેલા નીચ-નિર્દય લોકો પોતે મારફાડ કરીને કે થોડાક પૈસા ખર્ચીને આણેલાં એ અનાથ જાનવરોનું વખત વર્તીને-ગરજ સમજીને પુષ્કળ દ્રવ્ય લઇ વેચાણ કરે છે અને એ જ દ્રવ્યથી પાછાં એવા ને એવા અનાથ જાનવરો-પશુ-પંખીઓને ઘણા મોટા પ્રમાણમાં-સંખ્યાબંધ ખરીદીને કે ગમે તેવી નિર્દય રીતે જાળો વિગેરે નાંખી પકડી લાવે છે અને પોતાનો એ નીચ ધંધો ધમધોકાર ચલાવી, અનાથ પ્રાણીઓને અનેક રીતે ત્રાસ આપતા ત્રાહી ત્રાહી પોકરાવે છે. આ મુદ્દાની બાબત ઉપર દયાળુ ભાઇબહેનોએ બહુ બહુ વિચાર કરી, જેમ દુઃખી-અનાથ

પ્રાણીઓ ઉપર આપણી ગેરસમજને લીધે નિર્દય લોકો તરફથી ગુજરતું ઘાતકીપણું અટકે અથવા ઓછું થાય તેવી રીતે વિવેકથી વર્તવાની જરૂર છે.

અનાયાસે-સ્વાભાવિકપણે આપણા શરણે આવી ચઢેલા દીન-દુઃખી-અનાથ પ્રાણીઓનું દ્રવ્યનો ભોગ આપીને રક્ષણ કરવું એ આપણી ફરજ છે ખરી, પણ જે નીચ-નિર્દય સ્વભાવના લોકો જાણી જોઇને આપણા ભોળપણાનો લાભ લઇ, આપણી પાસેથી મનમાનતા પૈસા કઢાવી પોતાનો ઘાતકી ધંધો વધારતા જતા હોય તેમને કરગરી અને મોંમાંગ્યા પૈસા આપી તેઓએ જાણી જોઇને-ઇરાદાપૂર્વક આપણી નજરે આણી રાખેલા જાનવરોને છોડાવવા કરતાં તેનો વધારે વ્યાજબી-ન્યાયવાળો રસ્તો લઇ જે ઘાતકી લોકો આપણા ધર્મની-આપણી લાગણી જાણી જોઇને દુભવતા હોય, તેમને કાયદાની રૂએ નસીયત-શિક્ષા પહોંચાડી, તે અનાથ જાનવરો આપણે કબજે કરી લેવા અથવા તેમની ઉપર નાહક ગુજરતું ઘાતકીપણું અટકાવવું, એ વધારે ઉચિત અને યોગ્ય જણાય છે.

તેમજ કસાઇ લોકોને જે કોઇ જાનવરો વેચતો હોય તેમને જ તેમ કરતાં સમજણ આપીને અટકાવવા અથવા તો તે અનાથ જાનવરોને પરભાર્યાં જ યોગ્ય કિંમતથી ખરીદી લેવાં ઉચિત છે. એ રીતે જાનવરોને મરતાં અટકાવી તેમને પોતાને કબજે કરીને-લઇને પછી કેવી માવજતથી સાચવવા જોઇએ એ પણ ઓછી અગત્યની વાત નથી.

આવાં અનાથ જાનવરોને આપણે બેદરકારીથી કેદખાનાની જેમ પાંજરાપોળ જેવાં મકાનમાં કશી સગવડ કર્યા વગર ગોંધી

રાખવા જોઈએ નહિ. કેટલાંક એવાં સ્થળોમાં તે બાપડાં અનાથ જાનવરો ગોંધાઇ ગોંધાઈને મરે છે. અથવા તેમાંના કોઇ સબળા જાનવરોથી નબળા જાનવરોનો કચ્ચરઘાણ નીકળી જાય છે. અથવા તો રીબાઇ રીબાઈને તેનો નાશ થાય છે, તેમ ન જ થવું જોઈએ. એમ કરતાં તો ઉક્ત જાનવરોને છૂટાછવાયાં રાખવાં અથવા ફરવા દેવાં ઠીક જણાય છે. હાલમાં આપણી પાંજરાપોળોમાં અનાથ જાનવરોને ઘણો ત્રાસ મળે છે, એ જોઈને સહૃદય જનોને કમકમાટી છૂટે છે. આ બધી દેખરેખ રાખનારાઓની બેદરકારી બતાવે છે. તેઓ વેઠ જેવું કામ કરનારા અણઘડ નોકરો ઉપર એ કામ કરવાનું છોડી દે છે, અને પોતે તેની કશી સંભાળ લેતા નથી. તે દુ:ખી જાનવરોની કેવી અને કેટલી માવજત થઇ શકે છે એનો ખરો ખ્યાલ તો નજરે જોનારને જ વધારે આવે છે.

આ ઉપરાંત અને આ કરતાં અત્યંત ઉપયોગી બાબત એ છે કે ગમે તેવા માંગલિક પ્રસંગો ઉપર પોતાના જે માનવ બાંધવો અને વિશેષે કરીને સાધર્મિક બંધુઓની સ્થિતિ કફોડી થયેલી જણાતી હોય તેમને યથાયોગ્ય મદદ આપીને સહાયરૂપ થવું જોઇએ. ગમે તેવા જાનવર કરતાં એક માનવબંધુ અને તેથી પણ એક સ્વધર્મી બંધુની જિંદગી વધારે કિંમતી છે. તેનું યથાયોગ્ય સહાયવડે રક્ષણ કરવું એ આપણી પવિત્ર ફરજ છે. એની અત્યારે બહુધા ઉપેક્ષા કરાતી જોવામાં આવે છે તે બહુ ખેદકારક બીના છે. અત્યાર સુધીમાં આપણે દ્રવ્ય-દયા–અનુકંપા આશ્રયી કહ્યું છે. એથી આગળ વધતાં કહેવું જોઇએ કે ભાગ્યશાળી જનોએ માંગલિક પ્રસંગો ઉપર

પોતાના માનવબંધુઓને અને તેમાં પણ વિશેષે કરીને પોતાના સ્વધર્મીબંધુઓને સમયોચિત વ્યાવહારિક, નૈતિક અને ધાર્મિક કેળવણી આપીને ઉદ્ધરવા માટે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ. કેટલાક ભોળા દિલના લોકો એવા માંગલિક પ્રસંગો ઉપર જોતજોતામાં જ્ઞાતિજમણ વિગેરે કરી સેંકડો બલ્કે હજારો રૂપિયા ખર્ચી નાંખે છે ત્યારે તેવે પ્રસંગે પોતાના જ્ઞાતિ-બંધુઓ તેમજ ધર્મબંધુઓ સંગીન સહાય મેળવી પોતાનું ભવિષ્ય સુધારી શકે એવી યોજના કરી આપવાનું લક્ષ કોઇ વિરલાને જ હોય છે; માટે એ જ માર્ગ પ્રશંસાપાત્ર અને અનુકરણીય છે કે જેથી પોતાના માનવબંધુઓનું તેમજ સ્વધર્મીબંધુઓનું જીવિત દ્રવ્યભાવથી સુધારી શકાય.

ઉપર પ્રમાણે અતિ ઉપયોગી–ઉપકારક કાર્ય પાર પાડવા માટે સમયના જાણ નિઃસ્વાર્થી સાધુજનો–સજ્જનોની સલાહ લઈ તદનુસારે યોજના કરવી જોઇએ.

પ્રથમ જણાવેલી અનાથ જાનવરોની દયા વિવેકપૂર્વક કરવાને ઇચ્છતા સુજ્ઞ ભાઇબહેનોએ **શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડના વ્યવસ્થાપક**ની તેમજ જીવદયાના હિમાયતી સુપ્રસિદ્ધ **મિ. લાભશંકર** જેવાની સલાહ મેળવી, ગમે તે માંગલિક પ્રસંગે ખર્ચવા ધારેલા દ્રવ્યનો વ્યાજબી વ્યય કરવા લક્ષ રાખવું જોઇએ કેવળ યશ–કીર્તિનો લૂખો લોભ નહિ રાખતાં દુઃખી પ્રાણીઓની થતી કદર્થના મૂળથી દૂર કરવા તન, મન અને ધનથી સંગીન રીતે ઉદ્યમ કરવો જોઇએ.

વળી બીજી આધુનિક પ્રજાઓ કરતાં આપણી પ્રજા કેવી પછાત પડતી જાય છે તેનાં ખરાં કારણો શોધી કાઢી, તેને

ઉન્નત સ્થિતિમાં આણુવા ઘટતા ઉપાયો જલ્દી લેવા જોઇએ. આપણામાં જે કોઇ માઠાં રીતરિવાજો ઘૂસી ગયા હોય તે બધાને દૂર કરવા, અને ઉત્તમ રીતરિવાજોને દાખલ કરવા આગેવાન લોકોએ એકસંપથી ભગીરથ પ્રયત્ન સેવવો જોઇએ. મતલબ કે જીવદયાના હિમાયતી દરેકે પોતપોતાથી બનતો આત્મભોગ આપી ( સ્વાર્થત્યાગ કરી ) દુ:ખી જીવોનાં દુ:ખ નિવારવા માટે એવાં વિવેકસર પગલાં ભરવાં જોઇએ કે જેથી સ્વપરનું શ્રેય સિદ્ધ થઇ શકે. બાકી તો આ ચરાચર જગતમાં કોણ જન્મતું કે મરતું નથી, પરંતુ જીવિત તો તેમનું જ લેખે ગણવું ઉચિત છે કે જેમનું હૃદય સામાનું દુ:ખ જોઇ દ્રવી જાય છે અને સ્વબુદ્ધિ-શક્તિ અનુસારે ઉચિત રીતે તે દુ:ખનું નિવારણ કરે છે.

અત્ર પ્રસંગે બીજા ક્ષુદ્ર જંતુઓની પણ બનતી કાળજીથી રક્ષા કરવાનું સ્મરણ કરાવવું ઉચિત લાગે છે. જાતે દયાળુપણાનો દાવો કરનારા ઘણા ભાઇબહેનોનાં મકાનોમાં સાફસુફ રાખવા-રખાવવા માટે ખજૂરીની કે એવી જ કોઇ તીક્ષ્ણ શસ્ત્ર જેવી સાવરણી વાપરવામાં આવે છે. એ કોઇ રીતે પસંદ કરવા જેવું નથી. એનાથી બાપડા અવાચક ક્ષુદ્ર જંતુઓનો ઘણો સંહાર થઇ જાય છે, જે બનતી તજવીજથી સારી સુંવાળી સાવરણી વિગેરેનાં સાધનથી આપણે ધારીએ તો અટકી શકે એમ છે. એવી સુંવાળી સાવરણીયો પણ કેટલાક દેશોમાંથી અલ્પ ખર્ચે મેળવી શકાય છે, તો પછી શા માટે તેની ઉપેક્ષા કરી જીવવાની ઊંડી આશા રાખી રહેનારા ક્ષુદ્ર જંતુઓનો નાહક સંહાર થવા દેવો જોઇએ ? જીવવાની લાગણી

સહુ કોઈ જીવોને સરખી હોય છે, એ આપણે વિસરી જવું જોઈએ નહિં. આપણે આપણા મગજમાં સમજવું જ જોઇએ કે અન્ય જીવોને જેવી શાતા પમાડશું તેવી શાતા આપણને મળી શકશે જીવિતને ઇચ્છતા અન્ય જીવોને આપણામાં બુદ્ધિ–શક્તિ છતાં અશાતા ઉપજાવીને શાતાની આશા રાખવી એ નિરર્થક છે.

આ ઉપરાંત દયાળુ ભાઇબહેનો ધારે તો પોતાનાં તેમ જ કુટુંબ–કબિલાદિકના કારણે અનેક શુભાશુભ પ્રસંગે પણ કેટલોક વગર ઉપયોગનો થતો ક્ષુદ્ર જંતુઓને સંહાર અટકાવી શકે. ટૂંકાણમાં કહેવાનું એ છે કે આપણા દયાળુ ભાઈબહેનોએ જાતે કોમળ અંતઃકરણ રાખી એવું ઉમદા વિવેકવાળું વર્તન ચલાવવું જોઇએ કે જે જોઈને ગમે તેવા કઠોર દિલવાળા ઉપર પણ તેની સારી–ઊંડી અસર થવા પામે અને તેઓ તેનું અનુકરણ પણ કરવા લાગે. એથી આપણું વર્તન કેવું નિર્દોષ ( આડંબર વગરનું ) અને સારભૂત ( પરમાર્થ— હિતાહિતની સમજપૂર્વકનું ) હોવું જોઈએ, એ વિચારવાનું અને સદ્‌વિવેકથી સ્વબુદ્ધિ–શક્તિનો સદુપયોગ કરી કલ્યાણકારી માર્ગમાં જ પળવા સંબંધી પવિત્ર લક્ષ કરવાનું આપણા દયાળુ ભાઇબહેનોને સ્વપરહિતાર્થે સૂચવી હાલ તો હું અહીં જ વિરમીશ.

અત્ર પ્રસંગે જીવદયાની પુષ્ટિમાં આપ્ત–આગમનાં થોડાંક પ્રમાણો ટાંકી શકાય એમ છે.—

“ સર્વ કોઈ જીવો જીવિત ઇચ્છે છે, કોઈ મરવા ઇચ્છતા નથી; તેથી જ નિર્ગ્રંથ—મુનિજનો ઘોર એવો પ્રાણીવધ કરતા નથી. ”

" સર્વ જીવોને આત્મ સમાન લેખતા સુસંયમવંત સાધુજનો કર્મબંધ કરતા નથી. "

" ખરો જ્ઞાની–મહાત્મા એ જ છે કે જે સર્વ જીવોને આત્મ સમાન ગણે છે, પરસ્ત્રીને માતૃ તુલ્ય લેખે છે અને પરદ્રવ્યને પત્થર તુલ્ય લેખે છે. "

" ગમે તેટલું દ્રવ્ય દાનમાં દીધા કરતાં એક જ જીવને જીવિતદાન દેનાર ચઢી જાય છે. " ઇતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૨૬૮ ]

---

## પ્રકીર્ણ વિચારો.

( ઉદ્ધરેલા )

૧ ચિંતાથી થતી હાનિ.

" ચિંતાસે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન. "

૨ મુખવસ્ત્રિકા–મુહપત્તિ શા માટે રાખવી જોઇએ ?

" संपातिमादिसत्त्वानां, रक्षायै मुखवस्त्रिका "

ઊડતા ત્રસાદિક જીવોની રક્ષા માટે જ્ઞાની પુરુષોએ મુહપત્તિ રાખવાનું કહ્યું છે.

૩ પાત્ર–ભાજન ભોજન અવસરે શા માટે વાપરવાં જોઇએ ?

" भक्तपानस्थजन्तूनां परीक्षायै च पात्रकम् "

ભાત પાણી( ખાન–પાન )માં આવી ગયેલાં જંતુઓની તપાસ કરવા નિમિત્તે યાવત્ સ્વપરના બચાવ માટે પહોળા–

વિશાળ ભાજનમાં ભોજન કરવા ( અને તેનો પણ સારા પ્રકાશવાળા સ્થળમાં ઉપયોગ કરવા ) ફરમાવેલું છે.

૪ રજોહરણ કે ચરવળો રાખવાનું શું પ્રયોજન હોવું જોઇએ?

" जन्तुप्रमार्जनार्थं हि, रजोहरणमिष्यते "

જતાં આવતાં, બેસતાં ઊઠતાં કે શયનાદિક કરતાં ક્ષુદ્ર જંતુઓના બચાવ માટે પ્રમાર્જન કરવા નિમિત્તે રજોહરણ કે ચરવલો રાખવા ફરમાવેલું છે.

૫ સંક્ષેપથી સદાચાર કોને કહ્યો છે?

" लोकापवादभीरुत्वं, दीनाभ्युद्धरणादयः ।
कृतज्ञता सुदाक्षिण्यं, सदाचारः प्रकीर्त्तितः ॥ १ ॥"

લોકપવાદથી બ્હીવાપણું, દીન–દુઃખી જનોને સંગીન સહાયાદિકવડે ઉદ્ધરવાપણું, કૃતજ્ઞતા ( કર્યા ગુણનું જાણપણું ) અને ભલી દાક્ષિણ્યતા રાખી પરહિત સાધી આપવાની સુબુદ્ધિ એ સંક્ષેપથી સદાચાર કહ્યો છે

૬ ઉપવાસ કોને કહીએ? અને તે કરવાનો ખરો હેતુ શો હોવો જોઇએ?

" अपवृत्तस्य दोषेभ्यः, सम्यग्वासो गुणैः सह ।
उपवासः स विज्ञेयो, न शरीरविशोषणम् ॥ १ ॥ "

રાગદ્વેષાદિક દોષોથકી નિવૃત્ત થવાપૂર્વક સદ્દગુણોવડે સારી રીતે વાસિત થવું તે ખરી રીતે ઉપવાસ સમજવો; શરીરને શોષવી નાખવું તેને જ માત્ર ઉપવાસ સમજવો નહિ. પણ તેમાં દોષનું શોષણ- અવશ્ય થવું જોઈએ.

यतः—" कषायविषयाहार-त्यागो यत्र विधीयते ।
उपवासः स विज्ञेयः, शेषं लंघनकं विदुः ॥ १.॥ "

જેમાં ક્રોધાદિક કષાય, પાંચ ઇન્દ્રિયોના વિવિધ વિષયો અને અશનાદિક આહારનો ત્યાગ કરવામાં આવે તે ઉપવાસ જાણવો, બાકીની તો લાંઘણ જાણવી, એમ જ્ઞાની પુરુષો કહે છે.

૭ પુન્ય અને પાપનો વ્યુત્પત્ત્યર્થ કહો.

" पुनाति तत्पुण्यम् ॥ "

( આત્માને ) પાવન કરે તે પુન્ય જાણવું.

" पाशयति मलीनयति तत्पापम् । "

આત્માને મલિન કરે તે પાપ જાણવું.

૮ વગર વિચારે અતિરભસપણે કાર્ય કરવાથી કેવું પરિણામ આવે છે તે સંક્ષેપથી કહો.

" सगुणमपगुणं वा कुर्वता कार्यजातं ।
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ॥
अतिरभसकृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ "

સારું કે નરસું ગમે તે કાર્ય કરતાં ડાહ્યા માણસે તેના પરિણામનો સારી રીતે બુદ્ધિબળથી વિચાર કરવો જોઇએ; કેમકે અતિ રભસપણે (ઉતાવળે) જે કાર્ય કરવામાં આવે છે તેથી એવી વિપત્તિ આવી પડે છે કે જેથી હૃદયને ભારે પરિતાપકારી વિપાક ભોગવવો પડે છે. પરિણામદર્શીપણે વિચારીને કાર્ય કરનાર તેવા કટુક વિપાકથી બચી જાય છે.

૯ ઇચ્છા–મનોરથ ફળિભૂત થવાનો સાચો માર્ગ દર્શાવો.

" First deserve and then desire–"

પ્રથમ યોગ્યતા–લાયકાત મેળવો અને પછી ઇચ્છા–મનોરથ કરો.

૧૦ મુશીબતો આવી પડે તે ઉલ્લંઘી જવાય એવો માર્ગ બતાવો.

"Patience and Perseverance overcome mountains."

ધીરજ અને ખંતથી મોટા પહાડોનો પણ પાર પમાય છે.

૧૧ "No labour no fruit."

મહેનત–ઉદ્યમ કર્યા વિના ફળ મળતું નથી.

૧૨ "As you sow so you reap."

જેવું વાવવું એવું લણવું.

૧૩ સાત્મ્ય–પ્રકૃતિને અનુકૂળ થાય તેવું.

૧૪ મનની ભિન્ન ભિન્ન અવસ્થાઓ.

૧ વિક્ષિપ્ત (અતિચંચળ ચપળ), ૨ યાતાયાત (થોડું ચંચળ), ૩ શ્લિષ્ટ (સ્થિર) અને ૪ સુલીન (લય પામી ગયેલું–સુસ્થિર સમાધિસ્થ થયેલું મન)

૧૫ વિદ્વાન–ચતુર માણસે ધર્મની પરીક્ષા કેવી રીતે કરવી જોઇએ ?

" यथा चतुर्भिः कनकं परीक्ष्यते ।
निघर्षणच्छेदनतापताडनैः ॥
तथैव धर्मो विदुषां परीक्ष्यते ।
श्रुतेन शीलेन तपोदयागुणैः ॥ "

જેમ કષ, છેદ, તાપ અને તાડન એ ચાર પ્રકારે કનક–(સોના)ની પરીક્ષા કરવામાં આવે છે, તેમ શ્રુત (જ્ઞાન) શીલ (સદાચાર), તપ અને દયા ગુણવડે વિદ્વાન્ માણસે ધર્મ–રત્નની પરીક્ષા કરવી જોઇએ. ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પૃ. ૨૯, પૃ. ૩૨૪ ]

# બોધવચન

સહુ કોઇ આત્મહિતૈષી ભાઈબહેનોએ સદા ય સ્મરણમાં રાખી પોતપોતાનું ભવિષ્ય સુધારવા માટે લક્ષપૂર્વક આદરવા યોગ્ય બોધવચન આ પ્રમાણે—

મારા વહાલા ભાઈઓ અને બહેનો ! ગુરુકૃપાથી તમને સહુને આત્મ સમાન લેખી એક બંધુ તરીકે જે **બોધ વચન** કહું તે હૃદયમાં સ્થાપી, તમારા પોતાના, તમારા સંતાનના, તમારા કુટુંબના, તમારી જ્ઞાતિના, તેમજ તમારી સમસ્ત કોમના અને જનસમાજના ભલાને માટે તેને વિવેકપૂર્વક વિચારી, પ્રમાદ રહિત બની, તેનો જેટલો લાભ લઈ શકાય તેટલો લેવા પૂરતી કાળજી રાખશો એમ કરવાથી જ આપણો શુભ ઉદ્દેશ શીઘ્ર સફળ થઇ શકશે.

ઉત્તમ બોધવચન વગર જીવોની શ્રદ્ધા સુધરી શકતી નથી અને સુશ્રદ્ધા વગર તેમના વર્તનમાં કંઇ સારો ફેરફાર થઇ શકતો નથી, તેથી યોગ્ય જનોને તેવાં બોધવચન આપવાની આવશ્યકતા રહે છે. તેટલી જ બલ્કે તેથી પણ અધિક આવશ્યકતા યોગ્ય જનોને તેવાં ઉત્તમ બોધવચન તથાપ્રકારનાં યોગ્ય સ્થળથી આદરપૂર્વક મેળવવાની, ભાગ્યવશાત્ તેવાં બોધ-વચન મેળવી તેને વિવેકપૂર્વક પોતાના હૃદયકમળમાં સ્થાપવાની અને તેમ કરીને તે પ્રમાણિક બોધવચન અનુસારે ચાલી બને તેટલો પોતાના વર્તનમાં સુધારો કરવાની રહે છે, તે સહુ કોઇ સજ્જનોએ ખાસ લક્ષમાં રાખવાનું છે. આટલી સામાન્ય પ્રસ્તાવના કરી, **પંચપરમેષ્ઠી ભગવાન**ને પ્રણમી, તેમના જ અનુગ્રહથી સ્વપરહિત સમજી સંક્ષેપથી **બોધવચન** કહું છું.

૧ પ્યારા ભાઇઓ અને બહેનો ! શાસ્ત્રમાં **ધર્મ**ને ચિંતામણિ રત્ન, કલ્પવૃક્ષ, કામધેનુ અને કામકુંભ જેવા અમૂલ્ય પદાર્થોની ઉપમા આપેલી છે તે સાચી છે. વસ્તુતઃ તો તે દરેક પદાર્થ કરતાં પણ **ધર્મ** અત્યંત **અમૂલ્ય** અને **ઉત્તમ** છે. આ વાત આપણે જાણીએ છીએ, તેમ છતાં તે અમૂલ્ય ધર્મનું સેવન કરવામાં આપણે અત્યંત મંદતા–નિરુત્સાહતા–કાયરતા કેમ આદરીએ છીએ એની આપણે બારીકીથી તપાસ કરવાની જરૂર છે, એટલું જ નહિ પણ આપણે એ દોષોને શોધી કાઢી તેમને બનતી ચીવટથી દૂર કરવા એ આપણું મુખ્ય કર્તવ્ય છે.

૨ જે ભાઇ બહેનો ખરેખરા ઓજસ્વી–જ્વલંત વીર્ય–પરાક્રમવાળા હોય છે તેઓ જ ચિંતામણિરત્ન સદૃશ અમૂલ્ય ધર્મને આદરપૂર્વક સેવી શકે છે, બાકીના તો તેને એક કુળાચાર તરીકે માની લઇ ફક્ત લોકવ્યવહારથી જ સેવતા હોય છે. એથી એ બાપડા તેના ફળ–આસ્વાદને પામી શકતા નથી. એટલે **તથાપ્રકારની સમજ સાથે વીર્યોલ્લાસ**પૂર્વક તે ધર્મનું સસેવન કર્યા વગર ખરો રસાસ્વાદ મેળવી શકાતો જ નથી.

૩ જેમ પાયા વગર અને તે પણ દૃઢ મજબૂત પાયા વગર સારી ઇમારત ચણી શકાતી નથી, તેમ **જ્ઞાન** અને **શ્રદ્ધાનરૂપ** સુદૃઢ પાયા વગર ધર્મનું બંધારણ ટકી શકતું નથી.

૪ જેમ મલિન વસ્ત્ર ઉપર રંગ ચઢતો નથી, તેમ **વ્યવહાર-શુદ્ધિ** વગરના જીવ ધર્મના રાગથી રંગાઇ શકતા નથી.

૫ જેમ ઘઠાર્યામઠાર્યા વગરની ખરબચડી ભીંત ઉપર ઇચ્છિત ચિત્ર ઊઠી શકતું નથી, તેમ તથાપ્રકારના **શુભ**

સંસ્કાર પામ્યા વગર કોઈ પણ વ્યક્તિના ચિત્તમાં ધર્મનો પ્રભાવ પડી શકતો નથી. એ બધી વાત જાતિઅનુભવથી સમજી શકાય એવી છે.

૬ સર્વ પ્રકારનાં વ્યાવહારિક કાર્યો કરતાં **મન, શરીર** અને **ઇંદ્રિયો** ઉપર મુખ્યપણે આધાર રાખવાનો હોવાથી તેમની પૂરતી **દરકાર કરવી** એ અતિ અગત્યની વાત છે.

૭ શરીરને અને મનને ઘાડો સંબંધ હોવાથી એટલે શરીરની સ્વસ્થતા–નિરોગતાદિવડે મનની સ્વસ્થતા–પ્રસન્નતાદિક જળવાઈ શકાય એમ હોવાથી શરીરને **સ્વસ્થ–નિરોગી** તેમજ સ્વકાર્યકુશળ ટકાવી રાખવાને માટે જે જે નિયમોનું પાલન આવશ્યક ગણાય છે તે તે નિયમોનું ખંતપૂર્વક પાલન કરવા સહુ કોઈ નાના–મોટા ભાઇબહેનોએ પ્રથમ લક્ષ રાખવું જોઇએ.

૮ પથ્ય અને પ્રમાણોપેત ખાનપાનનું સેવન નિયમિત વખતે કરવું. તેનું સારી રીતે પરિણમન થાય તે માટે યથાયોગ્ય ઉદ્યોગ–અંગકસરત વિગેરે પણ નિયમસર કરવા લક્ષ રાખવું. જેમ બને તેમ સંભાળથી સ્વવીર્યનું રક્ષણ કરવું. કોઇપણ પ્રકારના અત્યાચાર કે ગેરવર્તણુકથી સ્વવીર્યનો વિનાશ ન કરવો અને આળસ–સુસ્તી–પ્રમાદથી અળગા રહેવું વિગેરે **શરીરની વ્યવસ્થા સાચવવાના** જે જે સાચા ઉપાય હિતસ્વીઓ તરફથી સમજાવવામાં આવે તેનો **યથાયોગ્ય અમલ** કરવા પૂરતું લક્ષ સદા ય રાખી રહેવું, એ સહુ કોઇ સુખાર્થી જનોને ઉચિત છે.

૯ ખાનપાનમાં લેવા યોગ્ય પદાર્થો બંને રીતે–દ્રવ્યથી અને ભાવથી પથ્ય હોવા જોઇએ. દ્રવ્યથી પથ્ય એટલે પ્રકૃતિને પ્રતિકૂળ ન હોય. વાત, પિત્ત અને કફને નહિ કોપાવતાં મર્યાદામાં રાખે અને પત્થરની પેરે હોજરીને ભાર નહિ કરતાં

સુખે પાચન થઈ શકે એવા, સાત્ત્વિક–સાનુકૂળ–રુચિકર અને ઉપશામક હોવા જોઇએ. ત્યારે ભાવથી પથ્ય એટલે અનીતિ–અન્યાય–અપ્રમાણિકતા યા અધર્મ(હિંસાદિક)વડે ઉપાર્જન નહિ કરેલા પરંતુ ન્યાય–નીતિ–પ્રમાણિકતા યા ધર્મમાર્ગે જ ઉપાર્જન કરેલા હોવા જોઇએ તેમજ અભક્ષ્ય ન હોવા જોઈએ.

૧૦ પ્રમાણોપેત ખાનપાન કરવાં એટલે ક્ષુધા કે તૃષ્ણા શાન્ત થાય તેના પ્રમાણમાં જરૂર પૂરતાં જ ખાનપાન કરવાં. સ્વાદિષ્ટ જાણીને રસલોલુપતાથી કે અધિક પ્રમાણમાં હોજરીને હાનિ પહોંચે, અજીર્ણ થાય કે એવી બીજી ઉપાધિ પેદા થાય તેમ સ્વેચ્છાચારીપણે સામાન્ય નિયમોનો ભંગ કરીને ખાનપાન-સેવવાં નહિ. એટલું જ નહિ પરંતુ પથ્ય, પ્રમાણોપેત અને સાત્ત્વિક ખોરાકથી બુદ્ધિબળમાં પણ સુધારો થઇ શકશે, જેથી ધર્મના તથા નીતિના માર્ગે સુખે સંચરાશે અને ધીમે ધીમે અધિક અભ્યાસબળથી તેમાં આગળ ને આગળ વધાશે. આમ કરવાથી આપણું સાધ્ય સુધરવા પામશે.

૧૧ જો કેવળ નામનો જ નહિ પણ સાચે સાચો સર્વજ્ઞ ભગવાને ભાખેલો ધર્મ કોઇ અંશે પામવો હોય, તેનું રસાસ્વાદન કરવું જ હોય તો ખરેખર અજ્ઞાનથી ભરેલી અનાદિ કુવાસના–કુબુદ્ધિ–કુટેવો આપણે સુધારવી જ જોઈએ.

૧૨ શું ચિંતામણિ રત્ન સુલભ છે? ભાગ્ય વગર અને ઉદ્યમ કર્યા વગર જ મળી જાય એવું છે? ના, નહિ જ. તેમ આ ઉત્તમ ધર્મ આશ્રી પણ સમજવું.

૧૩ આ પવિત્ર ધર્મ પામવા માટે આજથી જ–આઘડીથી જ નીતિના ઉત્તમ માર્ગે ચાલવા તમે દૃઢ નિશ્ચય કરો અને

બધી કાયરતા તજીને તેવી રીતે ચાલવા આ જ ક્ષણથી પ્રયત્ન કરો. પછી જુઓ ! તમારી ભાગ્યદશા કેવી જાગે છે ? તેમ કરતાં ફળ માટે અધીરા થશો નહિ. અનેક મુશીબતો વચ્ચે જો તમારા નિશ્ચિત માર્ગમાં અડગ ઊભા રહેશો–લગારે ડરશો નહિ, તો જરૂર તમે તમારી નેમમાં ફતેહ પામશો.

૧૪ **માર્ગાનુસારીપણાના ૩૫ ગુણ**–જેવા કે ન્યાયોપાર્જિત દ્રવ્ય, સજ્જનસેવા, ઈન્દ્રિય અને રાગદ્વેષાદિ કષાય–નિગ્રહ પ્રમુખ–તમે જાણો છો ? નહિ તો **ધર્મબિન્દુ** પ્રમુખ ગ્રન્થોથી ગુરુગમ મેળવીને તે સારી રીતે જાણો–શીખો અને તે પ્રમાણે જ વર્તવા આજથી જ નિશ્ચય કરો.

૧૫ આ **પવિત્ર ધર્મરત્ન** પામવા માટે યોગ્યતા મેળવવા સારુ જરૂર જોઈતા ઉત્તમ એકવીશ ગુણો જેવા કે ગંભીરતા, દયા, લજ્જા, ભવભીરુતા, સુદાક્ષિણ્યતા, નિષ્પક્ષપાતતા, ગુણરાગીપણું, દીર્ઘદૃષ્ટિપણું, વૃદ્ધસેવા, વિનય, કૃતજ્ઞતા, પરોપકારબુદ્ધિ તેમજ કાર્યદક્ષતા વિગેરે તમે જાણો છો ? નહિ તો **ધર્મરત્ન પ્રકરણ** પ્રમુખ ગ્રંથોથકી ગુરુગમ મેળવી તમે તે સારી રીતે જાણો અને તમારા ભાવી કલ્યાણને માટે જેમ બને તેમ તેને જલદી આદરો. એથી તમે અવશ્ય શ્રેષ્ઠ ધર્મના અધિકારી થઇ શકશો અને અનુક્રમે શુદ્ધ દેવગુરુનું આલંબન ગ્રહી, તેમની આજ્ઞા માન્ય કરી તમારું કલ્યાણ કરી શકશો.　　　ઈતિશમ્.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૮, પૃ. ૨૩૭ ]

## શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ૧ લાના વિષયોની અકારાદિ અનુક્રમણિકા.

### નૈતિક લેખ સંગ્રહ.

પૃષ્ઠ

## ધર્મોપદેશાત્મક લેખ સંગ્રહ.

પૃષ્ઠ



## સામાજિક લેખ સંગ્રહ.

પૃષ્ઠ

## જૈનોપયોગી લેખ સંગ્રહ.



## પ્રશ્નોત્તર સંગ્રહ.



## સંવાદ સંગ્રહ.